શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા નં. ૪૫.

# સંરક્ષણવાદ

( લૉર્ડ હ્યુ સેસિલ કૃત 'કોન્ઝરવેટિઝમ'નો અનુવાદ. )

અનુવાદક,

**ચંપકલાલ લાલભાઈ મહેતા,**
બી. એ. એલ એલ. બી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી**
**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,**
આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ પહેલી — પ્રત ૧૫૦૦
સને ૧૯૨૮ — સંવત ૧૯૮૪

કિંમત બાર આના.

# પ્રસ્તાવના



'ઉદારમતવાદ'ના અનુસંધાનરૂપે આ પુસ્તક સાદર કરવામાં આવે છે. ઇંગ્લંડમાં તેમજ હિંદુસ્તાનમાં રાજદ્વારી શક્તિ તરીકે ઉદારમતવાદીઓ ( Liberals )ની અત્યાર અગાઉ ઠીક ગણના થતી, પરંતુ હમણાને સમયે તો ત્યાં તેમજ અહીં એ પક્ષ છેક જ પાછળ પડી ગયો છે. ઇંગ્લંડમાં મજુર પક્ષ તરફથી આવતા દબાણ હેઠળ આ દેશમાં સ્વરાજ પક્ષ તરફની અનેકવિધ ધામધુમ આગળ ઉદારમતવાદીઓ સ્વાભાવિક રીતે હેઠા પડી ગયા છે તેવે વખતે સંરક્ષણવાદીઓના વિચારની તથા તેમની કામ કરવાની પદ્ધતિની માહિતી આપનારૂં આ નાનકડું પુસ્તક ઉપયોગી થઇ પડશે. વિષયની નવીનતાને લીધે એમાં કંઇ ખોટ માલમ પડે તો તે વાચકવર્ગ સુધારી લેશે.

ખેતવાડી, મુંબઈ
તા. ૧૨ મી જાનેવારી ૧૯૨૬

**ચંપકલાલ લાલભાઇ મહેતા.**



શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦ ) સોસાઇટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦)ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦ )ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજપર્યંત નીચેનાં પુસ્તકો " શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા " તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

(૧) કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ. ૦—૭—૦
(૨) માને શિખામણ ૦—૬—૦
(૩) નીતિ મંદિર ૦—૧૨—૦
(૪) બાળલગ્નથી થતી હાનિ ૦—૬—૦
(૫) પુનર્વિવાહ પક્ષની પુરેપુરી સોળેસોળ આના ફ્જેતી ૦—૫—૦
(૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર ૦—૪—૦
(૭) ધાર્મિક પુરૂષો ૦—૪—૦
(૮) ઉદ્યોગી પુરૂષો ૦—૪—૦

| | | |
|---|---|---|
| (૯) | બેન્જામીન ફ્રાંકલીન | ૨—૦—૦ |
| (૧૦) | બોધક ચરિત્ર | ૦—૪—૦ |
| (૧૧) | સદ્વર્તન | ૨—૦—૦ |
| (૧૨) | રઘુવંશ કાવ્ય | ૧—૦—૦ |
| (૧૩) | જાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર | ૦—૨—૦ |
| (૧૪) | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો | ૧—૦—૦ |
| (૧૫) | ,, અર્વાચીન ,, ભાગ ૨ જો | ૧—૮—૦ |
| (૧૬) | નીતિ સિદ્ધાંત | ૧—૦—૦ |
| (૧૭) | ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર | ૧—૪—૦ |
| (૧૮) | શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર | ૦—૬—૦ |
| (૧૯) | પરોપકાર | ૦—૧૨—૦ |
| (૨૦) | ઢોરનું ખાતર | ૦—૪—૦ |
| (૨૧) | જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨—૦—૦ |
| (૨૨) | કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| (૨૩) | વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો | ૦—૧૨—૦ |
| (૨૪) | વાર્નિશ | ૧—૦—૦ |
| (૨૫) | જીવનનો આદર્શ | ૦—૧૨—૦ |
| (૨૬) | કીર્તિ કૌમુદી | ૦—૧૨—૦ |
| (૨૭) | શિશુપાળ વધ—પૂર્વાર્ધ—( સર્ગ ૧ થી ૧૦ ) | ૧—૮—૦ |
| (૨૮) | હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય | ૦—૬—૦ |
| (૨૯) | રસાયનશાસ્ત્ર | ૦—૧૦—૦ |
| (૩૦) | બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો | ૦—૧૨—૦ |
| (૩૧) | જાપાનની કેળવણીની પદ્ધતિ | ૦—૧૨—૦ |
| (૩૨) | શિશુપાળ વધ—ઉત્તરાર્ધ—( સર્ગ ૧૧ થી ૨૦ ) | ૧—૦—૦ |
| (૩૩) | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૧ લો | ૦—૧૨—૦ |
| (૩૪) | ખગોળ વિદ્યા | ૦—૧૨—૦ |
| (૩૫) | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૨ જો | ૦—૧૨—૦ |

(૩૬) માનસશાસ્ત્ર ૧—૦—૦
(૩૭) શિક્ષિત આર્યસંતાનોનું આરોગ્ય ૧—૦—૦
(૩૮) સહકાર પ્રવૃત્તિ ૦—૧૨—૦
(૩૯) ઇંગ્રેજી રાજ્ય બંધારણ ૧—૦—૦
(૪૦) ઉદારમતવાદ ૦—૧૨—૦
(૪૧) સચિત્ર શારીર વિદ્યા ૧—૦—૦
(૪૨) હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ—પૂર્વાર્ધ— ૧—૦—૦
(૪૩) „ „ —ઉત્તરાર્ધ— ૧—૦—૦
(૪૪) બંગાળી સાહિત્યનો ઇતિહાસ ૧—૦—૦
(૪૫) સંરક્ષણવાદ ૦—૧૨—૦



## અનુક્રમણિકા





# સંરક્ષણવાદ.

## ભાગ પહેલો.

### શરૂઆતના વિચાર.

પ્રસ્તુત પુસ્તકમાં ચર્ચવા ધારેલા વિષયનો વિસ્તાર તથા તેની મર્યાદા નક્કી કરવાનું કામ મુશ્કેલ છે. એ વિષયને ઈંગ્લંડમાં કૉન્ઝરવેટિવ એટલે સંરક્ષણવાદી પક્ષને નામે ઓળખાતા રાજદ્વારીપક્ષના આશય તરીકે ગણીએ તો એમાં રાજદ્વારી હિત અથવા પક્ષાપક્ષીના ઝઘડાને લગતા સઘળા વિષયોનો સમાવેશ કરી શકાય. અને આ વિષયોને લગતી બારીક વિગતોની બને તેટલી હદ સુધી ચર્ચા કરવા જતાં આ પુસ્તક માટે નિર્ણીત કરેલી હદ કુદાવી જવાય અને આ નાનકડા પુસ્તકને બદલે જ્ઞાનકોશના કદનું પુસ્તક થઇ જાય. એમ છતાં એ ભયમાંથી દૂર રહી અર્વાચીન સંરક્ષણવાદની યોગ્ય હકીકત આપવી હોય તો તેમાંથી તકરારી રાજદ્વારી બાબતો અલગ રાખી શકાશે નહિ. માટે અનિશ્ચિત્ત અને ગુઢ દાર્શનિક ગ્રંથ તૈયાર ન કરતાં તેમજ જાહેર-પત્રમાં ચર્ચવા માટે વધારે અનુકૂળ થઇ પડે એવી ક્ષુલ્લક તકરારી વિગતોમાં ન ઉતરતાં એ બેની વચમાંના કોઇ યોગ્ય માર્ગે આ પુસ્તક તૈયાર કરવા યત્ન કરવામાં કેટલીક વેળા પુસ્તક વિશેષ સંદિગ્ધ અને કેટલીક વેળા વિશેષ પક્ષપાતી લાગે અને ઘણી વેળા તેમાં અન્યોન્ય સંબંધનો અભાવ જણાય તો વાંચનાર દરગુજર કરશે.

બીજી નાની સરખી મુશ્કેલી પણ અહીં દર્શાવવી જોઇએ. સંરક્ષણવાદના બે અર્થ થઇ શકે: એક અર્થ કૉન્ઝરવેટિવ પક્ષનાં મૂળભૂત સિદ્ધાંતો એમ લઇ શકાય, અથવા પક્ષાપક્ષીને લગતા રાજદ્વારી સવાલોની ચર્ચામાં સંરક્ષણવાદી પક્ષ તર્ફે મત આપનારા માણસોની જ નહિ પણ સર્વ મનુષ્ય જાતિની નૈસર્ગિક વૃત્તિ એવા બીજા અર્થમાં એ શબ્દ વાપરી શકાય. આ સંદિગ્ધપણામાંથી ઉપસ્થિત થતો ગોટાળો કમી કરવા જ્યાં જ્યાં એ શબ્દ બીજા એટલે શુદ્ધ અથવા સ્વાભાવિક સંરક્ષણવાદ કહી શકાય એ અર્થમાં વાપરવામાં આવ્યો છે ત્યાં ત્યાં સંરક્ષણવૃત્તિ સંજ્ઞાનો ઉપયોગ કર્યો છે અને જ્યાં જ્યાં સંરક્ષણવાદી પક્ષના સિદ્ધાંતના ખાસ અર્થમાં એ શબ્દ વપરાયો છે ત્યાં ત્યાં સંરક્ષણવાદ સંજ્ઞા યોજી છે.

સંરક્ષણવાદી પક્ષનો સંરક્ષણવાદ, એટલે જેને આપણે અર્વાચીન સંરક્ષણવાદ કહી શકીએ તે દરેક માણસના મનમાં મળી આવતી નૈસર્ગિક શુદ્ધ સંરક્ષણવૃત્તિ ઉપર મોટે ભાગે આધાર રાખે છે અને પોતાના સિદ્ધાંતો તેમાંથી ખેંચે છે. એ કારણને લઇને શુદ્ધ અથવા નૈસર્ગિક સંરક્ષણવાદ વિષે આરંભમાં ચર્ચા કરવી યોગ્ય થઈ પડશે.



# પ્રકરણ ૧ લું.

## સંરક્ષણવાદનો સામાન્ય પ્રકાર.

નૈસર્ગિક સંરક્ષણવૃત્તિ એ માણસના મનનું ખાસ વલણ છે. એ વૃત્તિ એવી છે કે તેને ફેરફાર અનુકૂળ પડતો નથી; તે કેટલેક અંશે અણજાણી વાતો બાબત રહેતા અણવિશ્વાસમાંથી તેમજ તેને મળતી આવતી કલ્પના કરતાં અનુભવસિદ્ધ બાબતો ઉપરની શ્રદ્ધામાંથી ઉદ્‌ભવે છે, તેમ કેટલેક અંશે પોતાની આસપાસના વાતાવરણને અનુકૂળ થઇ જવાની, એટલે પરિચિત વસ્તુને માત્ર તેની સાથેના નિકટના પરિચયને લીધે અપરિચિત વસ્તુ કરતાં વિશેષ ગ્રાહ્ય ગણવાની, માણસના મનોભાવમાંથી એ સ્ફુરે છે. અણજાણી બાબતો ઉપર અવિશ્વાસ અને કલ્પના કરતાં અનુભવ તરફ વિશેષ પસંદગી એ બન્ને લગભગ સઘળાં માણસોના મનમાં દૃઢ વસી રહ્યાં હોય છે, અને વારંવાર ટાંગવામાં આવતી હેઠળની કહેવતો મારફત તે વ્યક્ત થાય છેઃ "પેટ ચોળી શૂળ પેદા કરવું," "પહોંચો મૂકીને હાથ ચાટવો."

આ કહેવતો મારફત લગભગ સર્વમાન્ય શુદ્ધ સંરક્ષણવૃત્તિને લગતા વિચાર દૃશ્ય થાય છે. અસંખ્ય માણસો પ્રથમ દર્શને અદ્દભૂત વસ્તુઓને નવ-કલ્પિત અને તુચ્છ અથવા જોખમકારક ગણી કહાડે છે: જેઓ પહેલી જ વાર એ વસ્તુઓ વિષે કંઇક જ્ઞાન મેળવવા માગે છે તેઓ એનાથી ગભરાઈ ઉઠે છે, ઉશ્કેરાઇ જાય છે, ખિન્ન થાય છે અને ગુંચવાઇ જાય છે. મનુષ્ય સ્વભાવ તેનાથી દૂર નાસે છે અને કંટાળી જાય છે. માર્મિક વસ્તુઓની વચમાં વસતા હોય એમ માણસોને લાગે છે; અંધારા ઓરડામાં બાળકો રહેતાં હોય તેવી રીતે તેઓ દુનિયામાં રહે છે. અદૃશ્ય આધ્યાત્મિક દુનિયાનાં કષ્ટ, બીજા માણસોના નહિ જણાએલા મનોવિકારમાંથી ઉદ્‌ભવતાં કષ્ટ, કુદરતની

અગાધ શક્તિઓમાંથી ઉત્પન્ન થતાં કષ્ટ—એ સઘળાં ઉપર માણસનું મન દોડ્યા કરે છે અને અનુભવ ઉપરથી જે કંઇ સહીસલામત અને ખમી શકાય એવું પુરવાર થયું હોય તેમાં ફેરફાર કરવાથી તેઓ ડરી જાય છે. ફેરફાર કરવાના વિચારથી માત્ર ભય ઉપજતો નથી, તેનાથી માણસ થાકી કંટાળી જાય છે. જેમ માણસ કોઇ નવી યોજના સમજવા અને તે ઉપર વિચાર કરવા મથન કરે છે, તેમ મહેનતથી તે કંટાળી જાય છે અને તેની શક્તિઓ હારી જાય છે. વિચાર અને વિવેકબુદ્ધિ થાકી જાય છે. પરિચિત વસ્તુ નિર્ભય છે તે છોડી શા સારૂ જોખમકારક થઇ પડે એવી અપરિચિત વસ્તુ લેવા જવું? કોઇ પણ એવો ગાંડો નહિ હોય કે પુષ્કળ તપાસ અને સૂક્ષ્મ પરીક્ષા કર્યાં વિના એવું જોખમ ખેડવા જાય. અને એવી તપાસ કે પરીક્ષામાં ઉતરવું એ મુંઝવણ, મહેનત, મનનો ગુંચવાડો તથા કંટાળો વ્હોરવા જેવું છે. શા સારૂ એ માથાકુટ ઉપાડવાનું મોકુફ ન રાખવું? શાંતિમાં રહેવાને બદલે ઉદ્વેગને શા માટે આમંત્રણ કરવું? સુરક્ષિત રહેવા કરતાં જોખમકારક સ્થિતિમાં શા સારૂ ઝંપલાવવું? આ સંબંધમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવતો ઇટાલીમાંની એક કબર ઉપરનો લેખ આ પ્રમાણે છે: "હું તંદુરસ્ત હતો; હું વધારે સારો થઇશ; હું અહીં છું."

આ પ્રકારના વિચારો સઘળા માટે ઘણા અગત્યના અને આવશ્યક છે. એક પણ દહાડો એવો જતો નથી કે જેમાં આપણને આવા વિચારો આવ્યા વિના રહેતા હોય. સવારમાં ટપાલના કાગળો સાથે એકાદ કંપનીનું નિવેદનપત્ર આપણને મળે છે અને તેમાં નાણું રોકવા માટે લાભકારક શરતો જણાવેલી હોય છે. છતાં આપણે તેમાં નાણું રોકતા નથી. આપણે જાણીએ છીએ કે ઘણુંખરૂં આવી કંપનીઓ સદ્ધર હોતી નથી, તેની સાખ વિષે શક રહે છે અને તેની શરતો ભ્રમમાં નાંખે એવી હોય છે; આ કંપનીના ગુણદોષ વિષે આપણે ઘણું થોડું જાણતા હોઇએ, અને તે બાબત તપાસ કરી

ચોક્કસ નિર્ણય ઉપર આવવામાં આપણને ભારે મહેનત નડે; એટલે હમણાં જ્યાં જ્યાં આપણે નાણાં રોકેલાં હોય તે સર્વને અનુકૂળ ગણી આપણે સંતોષ માનીએ. તો પછી શા માટે ફેરફાર કરવો? નવી કંપનીમાં નાણું રોકવા જવા કંઇ જરૂર નથી. આ પછી તરત જ તે દિવસનું છાપું જોતાં જે રોગથી આપણે પીડાતા હોઇએ તેના નિવારણ માટેની દવાની જાહેરખબર ઉપર આપણી નજર પડે છે. પણ તે દવા લેવા આપણે જતા નથી. આવી દવા ઘણુંખરૂં તો નકામી હોય છે અને કેટલીક વખત તો તે જીંદગીને જોખમકારક થઈ પડે છે. ઔષધ સંબંધી આપણું જ્ઞાન એટલું અલ્પ હોય છે કે આ ચોક્કસ દવા રોગનાં નિવારણ માટે ખરેખર ઉપયોગી છે, કે કોઇ ઉંટવૈદ્યે બનાવેલી નુકસાનકારક છે તે આપણે સમજી શકતા નથી. આપણે બીજી દવા વાપરતા આવ્યા હોઇએ તે સર્વ રીતે યોગ્ય ન હોય, છતાં તેથી આપણું કામ સંતોષકારક રીતે સરતું હોય, તો પછી તેમાં ફેરફાર શા માટે કરવો જોઇએ? તેજ ચાલુ રાખવામાં ડાહાપણ જણાય છે. એજ છાપામાં આપણે કોઈ એરોપ્લેનને નડેલા અકસ્માતમાં તેમાં ઉડનાર માર્યા ગયાનું વાંચીએ છીએ. આપણને તેનું કામ મૂર્ખાઇભરેલું લાગે છે; આવાં જોખમ છતાં માણસો આટલી બેદરકારી સાથે કેમ બચી જવાની આશા રાખતાં હશે? આ એરોપ્લેનના સાંચાકામનો વિશેષ અનુભવ મેળવવામાં ન આવે ત્યાં સુધી આપણે એમાં ઉડવાનો વિચાર કરવાનું મોકુફ રાખીશું. એ સાંચાકામ કેવી રીતે ચાલે છે અથવા તે કેટલું બળ ધરાવે છે અથવા તેમાં કેવી ખામી છે તે આપણે જાણતા નથી, અને એ બધું શીખવાની આપણને ફુરસદ નથી. સ્પષ્ટ રીતે તો હમણા આ એરોપ્લેનો જોખમકારક છે. હાલમાં ઉડવા તરફ આપણે દૃષ્ટિ કરીશું નહિ; આપણે માટે મોટર ઑમનિબસ સારી છે; તેમાં જેટલી ઝડપથી જવું હોય તેટલી ઝડપથી જવાય છે. આવી જ રીતે બીજા હજારો દાખલાઓમાં સાધારણ ડહાપણવાળો માણસ, જે બાબત એણે જાતે

અનુભવથી સિદ્ધ કરી નહિ હોય તેમ બીજા લોકોએ જાત અનુભવથી સિદ્ધ કર્યાનું અને પરિણામે સંતોષકારક નીવડયાનું તે જાણતો ન હોય તો તે બાબત ઉપર ભરોસો મુકતો નથી. નવી વસ્તુ ગમે તેવી મોહક હોય છતાં તેની તપાસ લેવામાં ન આવી હોય તો તેવી વસ્તુ કરતાં તે જે વસ્તુ વિષે માહિતી ધરાવતો હોય તે વધારે પસંદ કરે છે, પછી એ વસ્તુ ગમે તેટલી અપૂર્ણ હોય. આવા વિચારો બાળપણથી તેના મન ઉપર ઠસાવવામાં આવ્યા હોય છે. નાનાં બાળકોને કહેવામાં આવતી દીવાસળી સાથે રમતાં દાઝી બળી જવા વિષેની નાની છોકરીની વાત અપરિચિત વસ્તુ ઉપર ભરોસો ન મુકવામાં રહેલાં ડહાપણ માટેનું દષ્ટાંત છે.

પણ અપિરિચિત વસ્તુ ઉપર અમુક હદ સુધી ભરોસો ન મુકવો એ સાદામાં સાદી અક્કલની બાબત છે. છતાં કેટલીક વેળા એવો અણવિશ્વાસ એટલી હદ સુધી જાય છે કે પરિણામે સઘળી પ્રગતિ અટકી પડે છે. આવું જ કંઈ ચીના લોકોના સંબંધમાં બનેલું જણાય છે. લાંબા કાળ સુધી તેમને મન પાશ્ચાત્ય દુનિયા એ પરદેશી રાક્ષસોનું જ સ્થાન હતું, અને અર્વાચીન વિજ્ઞાનને લગતી શોધો એ માત્ર કંઈ આસુરી કળા હતી. જમીનની અંદર કરવા ધારેલાં કંઈ બાંધકામોથી તેમાં વસતા નાગોનો ગુસ્સો ઉશ્કેરાય. રેલ્વે ગાડી અથવા વીજળીક તારથી કોઇ દુષ્ટ વેતાલ આવેશમાં આવી જાય. અપરિચિત વસ્તુથી તેમજ કોઇ અજાણ્યા પરદેશી તથા તેની રીતભાતથી તથા નહિ જાણવામા આવેલી આધ્યાત્મિક દુનિયાના વિચારથી તથા ત્યાં નવીન વસ્તુઓ પ્રત્યે હમેશાં તિરસ્કારથી જોવામાં આવે છે એ વિચા-રથી ઉત્પન્ન થયલો ભય ચીનની પ્રગતિમાં લાંબા કાળ સુધી અંતરાય રૂપ હતો અને ત્યાંની સૌથી સાધારણ પ્રગતિમાં ઘણે દરજ્જે હજી પણ અટકાવરૂપ છે. અને જે બાબત ચીનના સંબંધમાં પ્રાધાન્યપણે સાચી છે તે સઘળા નહિ સુધરેલા લોકોની બાબતમાં તેમજ સુધરેલી

સમાજમાંના અભણ અથવા જેમણે અમુક વિચાર બાંધી મુક્યા હોય તેવા માણસોની બાબતમાં કંઇક અંશે સાચી છે. આવા માણસોને અપરિચિત વસ્તુ માટે અતિશય અણવિશ્વાસ હોય છે. ઇંગ્લંડમાં પ્રથમ રેલ્વે દાખલ થઇ ત્યારે તે માટે લોકોએ ખાધેલી ધાસ્તીનો આ સંબંધમાં જાણીતો દાખલો છે. ઔદ્યોગિક પ્રગતિના માર્ગમાં નડતી અનેક મુશ્કેલીઓમાંની એક એવી છે કે એકાદ નવો સાંચો અથવા ઓજાર અથવા બનાવટની નવી પદ્ધતિ દાખલ કરવામાં આવતાં કામદારો એટલી હઠીલાઇથી તેની વિરૂદ્ધ પડે છે કે તેમને સમજાવી લેવાનું કામ મુશ્કેલ થાય છે. અનુભવથી મળતાં શિક્ષણને છોડી, આગળ વધવા માટે સહેલાઈથી હિમ્મત ન કરી શકે એવા ડાહ્યા માણસની સાધારણ અક્કલ જંગલી અને અજ્ઞાન લોકોની દૂર ન થઈ શકે એવી જડ ભીરૂતા તથા ઉદાસીનતાને દરજ્જે ઉતરી પડે એવી ધાસ્તી રહે છે. આ બાબતમાં વધતા ઓછા પ્રમાણના જ સવાલ આવે છે. વિજ્ઞાન, રાજતંત્ર ચલાવવાની કળા કે સામાજિક જીવનની બાબતમાં પ્રગતિ કરવાની હોય ત્યારે અનુભવની હદ છોડી આગળ વધવા અને નવા પ્રયોગો અજમાવવા તૈયાર રહેવું પડે છે. છતાં એમ કરવામાં માણસ બેદરકાર અને નિરંકુશ બને તો ભારે વિપત્તિ આવ્યા વિના રહેતી નથી. આગળ વધવાની અને નવા પ્રયોગો અજમાવી જોવાની ઇચ્છા નહિ અજમાવેલી વસ્તુઓ તરફના અણવિશ્વાસ તથા અપરિચિત વસ્તુમાં છુપાઈ રહેલાં સંકટો માટેના ભયની સાથે બંધબેસતી હોવી જોઇએ. ડાહ્યો પુરૂષ પ્રગતિ કરવા એટલો બધો આતુર હોતો નથી કે નવીન પ્રયોગોનો ભય તે તુચ્છકારી કહાડે; તેમ એ પ્રયોગોથી તે એટલો બધો બ્હીતો નથી કે પ્રગતિ વિના ચલાવી લે. આગળ વધવાની ઇચ્છા અને તેમ કરવામાં આવી પડતાં સંકટોની ધાસ્તી એ બન્ને દેખીતી રીતે એકબીજાથી ઉલટાં છે તોપણ ખરૂં જોતાં તે અરસપરસ જરૂરનાં છે, અને એકબીજાની ખોટ પુરી પાડે છે. પાર્લામેન્ટથી માંડી મોટરકાર પર્યંતની મનુષ્યની

સર્વદેશીય પ્રવૃત્તિમાં સલામતીથી અને કાર્યસાધક રીતે પ્રગતિ ચાલ્યાં કરે એ માટે સંરક્ષણવૃત્તિને કારણે મુકવામાં આવતા પ્રતિબંધ આવશ્યક છે. બન્ને બાબતમાં સલામતીને માટે અંકુશની જરૂર છે. મૂર્ખાઈભરેલું કામ થતું અટકાવવા માટે જ માત્ર નહિ પણ જે ડહાપણથી કરવા ધાર્યું હોય તેમાં માર્ગ દર્શાવવા તથા દાબ રાખવા અને ઉપાડેલાં કામને સંદિગ્ધ, ઉન્મત્ત અને હિંસાત્મક થતું અટકાવવા બંધનોની જરૂર છે. પ્રગતિ કુશળ, કાર્યસાધક તથા પરિસ્થિતિને અનુકૂળ થાય એ માટે તે સંરક્ષણવૃત્તિ ઉપર આધાર રાખે છે. સંરક્ષણવૃત્તિ વિનાની પ્રગતિ નાશકારક નહિ થાય પણ નિરર્થક તો જાય. વરાળની વ્યાપકતા અને પેટ્રોલમાં રહેલો ફાટવાનો ગુણ એ બન્ને વસ્તુને યોગ્ય રીતે બંધ કરેલાં વાસણમાં પુરી હોય તો જ તે ગુણો કામમાં આવે છે. બંદુક વિના ટોટી નકામી છે. અને જો માણસ પોતાની આગળ વધવાની ઇચ્છા ઉપર અપરિચિત વસ્તુમાં દાખલ થવામાં રહેલાં જોખમનાં સમર્થ ભાનદ્વારા અંકુશ રાખે તોજ તે ડહાપણભરી અને કાર્યસાધક રીતે પ્રગતિ કરી શકે છે.

અપરિચિત પ્રત્યેના અણવિશ્વાસ ઉપરાંત નૈસર્ગિક સંરક્ષણવૃત્તિમાં રહેલું બીજું મહાન તત્વ આપણે, જે માટે ટેવાઈ ગયલા હોઇએ તે માટેની અભિરૂચિ છે; કેમકે આચાર અને આપણો સ્વભાવ એક બીજામાં ઓતપ્રોત થઇ ગયાં હોય છે. માણસજાતનો ગમે તે સ્થિતિમાં બંધબેસતા થઈ જવાનો એવો સ્વભાવ છે કે અમુક વસ્તુથી આપણે ટેવાઇ ગયા હોઇએ તે જ કારણે તે વસ્તુ આપણને આનંદદાયક લાગે છે. પરિચિત માટેની અભિરૂચિની આ લાગણી અપરિચિત પ્રત્યેના અણવિશ્વાસ સાથે હમેશાં સહકારથી વર્તે છે, અને બન્ને એકબીજામાં ભળી જવાથી સહેલાઇથી ગુંચવાડો ઉત્પન્ન થાય છે, છતાં બન્ને એકબીજાથી ભિન્ન પરખાઇ આવે છે. ખાવાની, અથવા રાચરચીલાની અથવા પોશાકની, અથવા ધાર્મિક ભક્તિની બાબતો જેવી જાતિ ટેવની બાબતોમાં આ લાગણી

વિશેષ વ્યક્ત થાય છે. દેવલોમાં ચાલતી ભક્તિની બાબતમાં સંરક્ષણવૃત્તિનાં આ બન્ને તત્વો ઘણાં સ્પષ્ટ અમલ ચલાવતાં આપણે જોઇએ છીએ. ભક્તિની વિધિમાં દાખલ થયલા નવીન પ્રકારથી અણવિશ્વાસ ઉત્પન્ન થાય છે, રોમન કેથોલિક પંથની આધ્યાત્મિક વિદ્યા સાથે આ પ્રકારનો સંબંધ ન હોય છતાં તે તે પંથને લગતો મનાય છે; પરંતુ ભક્તિમાં કરેલા ફેરફાર પીડાકારી થાય છે તેનું કારણ માત્ર એટલું જ છે કે તેનાથી આપણે ટેવાયલા હોતા નથી, અને એથી પરિચિતનું સ્થાન અપરિચિત લે છે. પરિચિત પદ અપરિચિત રાગમાં ગાવાથી કેવો ગુસ્સો ઉપજે છે તેથી દરેક જણ માહિતગાર હોય છે. એ ગુસ્સો અપરિચિત માટેના અણવિશ્વાસને લીધે આવતો નથી. નવા રાગમાંનાં નહિ અનુભવેલાં જોખમથી આપણે બ્હીતા નથી. પણ આપણા કાન અસલ રાગ સાંભળવા આતુર રહે છે; આપણે સાંભળવાને ટેવાઇ ગયલા આલાપ માટે ઈંતેજાર રહીએ છીએ, અને નવા રાગના દરેક સુરથી આપણને નાસીપાસી થાય છે અને સઘળું બેસુરૂં ચાલતું હોય એમ લાગે છે. પરિચિત વસ્તુ કેવી શક્તિ ધરાવે છે તેનો સૌથી પ્રબળ દાખલો પોશાકની બાબતમાં જણાય છે. લોકોને પોતાનાં કપડાંની બાબતમાં, બલ્કે બીજા લોકોનાં કપડાંની બાબતમાં પણ જણાઇ આવતાં અપરિચિતપણાથી જેટલી ઉથલપાથલ થાય છે તેટલી બીજા કશાથી થતી નથી. પરિણામે સૌથી આગળ વધ્યા જતા પાશ્ચાત્ય લોકો પોશાકની બાબતમાં સખત રીતે સંરક્ષણવૃત્તિને તાબે રહે છે. આપણે સ્ત્રીઓના પોશાકની રૂઢિમાં ઝપાટાબંધ થતા ફેરફાર વિષે ચર્ચા કરીએ છીએ. પણ ખરૂં જોતાં આ ફેરફારો ઘણી સાંકડી હદમાં થયા કરે છે. ખરેખરો મહત્વનો ફેરફાર કરવાનું મુશ્કેલ છે અને જો થાય છે તો તે ઘણો ધીમે ધીમે થાય છે. સ્ત્રીના ઝભાના ઘાટમાં ફેર કરવા માટે ઘણાં વાજબી કારણો હોય, છતાં પણ રૂઢિના લોખંડી અટકાવ આગળ સઘળાં વ્યર્થ જાય છે. જો કોઇ સ્ત્રી હિંદી પોશાકમાં

અથવા પ્રાચીન રોમના સમયની સ્ત્રીના પોશાકમાં બહાર નીકળે તો તે સર્વની મજાક કરતી હોય એવી અથવા ગાંડી લેખાશે. પુરૂષોના પોશાકમાં ફેરફાર કરવા વિરૂદ્ધ વિશેષ સબળ કારણો હોય છે. તબીયત અથવા દેખાવડાપણાના કોઇ પણ વિચારને લીધે પુરૂષોના પોશાકની ઠરેલી રીતભાતમાં એકદમ ફેરફાર કરવાનું યોગ્ય ધારવામાં આવતું નથી. ચિત્રકારો પંદરમી સદીના પોશાકને દેખાવડો ખુબસુરત માને છે; ડૉ. જેગરે આરોગ્યના સિદ્ધાંત ઉપર માણસે કેવો પોશાક પહેરવો જોઇએ તેનું વર્ણન પ્રકટ કર્યું છે. પરંતુ વિનોદ માટે નીકળે તે સિવાય કોઈ પણ માણસ પંદરમી સદીની રીત પ્રમાણે અથવા ડૉ. જેગરની યોજના પ્રમાણે પોશાક પહેરી બહાર નીકળે તો તે ગાંડો હોવાની છાપ એટલાં બધાં માણસોનાં મન ઉપર પડે કે તેને લીધે તેનો વીલ કરવાનો હક્ક તથા કદાચ તેની જાત સ્વતંત્રતા અણધારેલી રીતે જોખમમાં આવી પડે. કારણ સામાન્ય સ્થિતિનાં મનવાળાં માણસોના માન્યામાં પણ નહિ આવે કે કોઇ પણ ડાહ્યો માણસ અપરિચિત પોશાક પહેરવાથી થતી માનસિક અને શારીરિક બેચેનીની લાગણી દબાવી શકે. એમ છતાં પરિચિતપણાનો સવાલ બાજુએ રાખતાં એ તદ્દન બનવાજોગ છે કે વધારે દેખાવડો અથવા આરોગ્યના સિદ્ધાંતને અવલંબી કરવામાં આવેલો પોશાક સાધારણ કપડાંના જેટલો જ આનંદમય લાગે. પણ તેના વિચિત્રપણાને લીધે તે તરફ તિરસ્કાર ઉપજે છે. અનુરૂપ થવાની શક્તિને તેમજ સ્વભાવને લઇને મનુષ્ય પરિચિત વસ્તુને વિશેષ ચાહે છે અને દુઃખ અનુભવ્યા વિના લાંબા કાળથી ચાલી આવેલી રૂઢિથી એકદમ દૂર જતો નથી.

ઉપર કહ્યું છે તે પ્રમાણે પરિચિત વસ્તુ માટેનો પ્રેમ માણસને પોતાને લગતી વહાલી ટેવોની બાબતમાં સૌથી વધારે બળથી કામ કરે છે. રાજદ્વારી બાબતોમાં તેની શક્તિ ચાલતી નથી એમ નથી. જે સંસ્થાઓનો દેશને અનુભવ થયો હોય તે સંસ્થાઓ લાંબા પરિ-

ચયને કારણે જ માત્ર વિશેષ બળ પ્રાપ્ત કરે છે. બીજાં કારણોને લીધે પ્રજાસત્તાક રાજ્ય સ્વીકારવા હરકત ન હોય છતાં અસંખ્ય અંગ્રેજોને તે અનિષ્ટ લાગે છે, કારણ તેઓ એકસત્તાકરાજ (monarchy) અનુભવવા ટેવાયલા હોય છે. વળી કેટલાક રાજદ્વારી ફેરફારોની અસર સાધારણ નાગરીકોની જાત ટેવ ઉપર પ્રત્યક્ષ થાય છે. સર્વને માટે એક સરખી લશ્કરી નોકરીનું ધોરણ દાખલ કરવામાં જે ભીષણ મુશ્કેલી નડે છે તે એ છે કે તેમ કરવા જતાં ઘણાં માણસોની જીવન ગાળવાની ચાલુ રીતિમાં દખલ કરવી પડે અને તેઓ તેમ કરવા દેવા રાજી ન હોય.

માત્ર રાજદ્વારી બાબતોના સંબંધમાં નહિ પણ સર્વ પ્રકારનાં હિતના સંબંધમાં મનનાં એક વલણ તરીકે નૈસર્ગિક સંરક્ષણવૃત્તિ જે કામ કરે છે તે ઉપર આ પ્રકરણમાં આપણે વિચાર કરવા યત્ન કર્યો છે. પ્રસ્તુત પુસ્તકના વિષય, મિશ્રિત રાજદ્વારી સંરક્ષણવાદ, તેમજ અન્ય બાબતોના સંબંધમાં આપણે સંરક્ષણવૃત્તિનો વિચાર કરીએ તે પહેલાં માનસિક સ્વભાવ તરીકેની એ વૃત્તિના શુદ્ધરૂપ વિષે ચોખ્ખું અને પ્રત્યક્ષ જ્ઞાન શરૂઆતમાં જ મેળવવું જરૂરનું છે. અને એવા જ હેતુથી રાજદ્વારી બાબતો સિવાયની મનુષ્ય પ્રગતિની કેટલીક દિશાઓના સંબંધમાં રહેલા સંરક્ષણવૃત્તિના ઉદ્દેશની સંક્ષિપ્ત સમાલોચના કરવી યોગ્ય જ થશે.

અત્યાર અગાઉ આપણે જોઈ ગયા છીએ કે પ્રથમ દર્શને સંરક્ષણવૃત્તિ પ્રગતિથી પ્રત્યક્ષ વિરૂદ્ધ અર્થ દર્શાવતી જણાય છે, છતાં પ્રગતિને સલામતભરી અને કાર્યસાધક કરવા એ વૃત્તિ ઘણાં જરૂરનાં તત્વ તરીકે કામ કરે છે. સંરક્ષણવૃત્તિને અંગે રહેલું ડહાપણ આગળ વધવા માટેની આતુરતા ઉપર અંકુશ રાખે નહિ તો તેમાંથી કંઇ અનિષ્ટ પરિણામ નિપજ્યા વિના રહે નહિ. સર્વ પ્રગતિમાં મનુષ્ય માટે એકલો જ નહિ પણ મુખ્ય સવાલ એ

રહે છે કે તેણે આ બન્ને પ્રકૃતિને યોગ્ય પ્રમાણમાં સાથે સાથે જ રાખવી, એટલે તેણે હદ બહારના હિમ્મતવાન કે ઉતાવળીઆ થવું નહિ તેમ બહુ સદસદ્વિવેકી અથવા દીર્ઘસૂત્રિ થવું નહિ. પ્રગતિ માટેની લાલસા તથા સંરક્ષણવૃત્તિને એકબીજા સાથે બંધબેસતાં કરવાનું કામ મનુષ્યપ્રવૃત્તિનાં ભિન્ન ભિન્ન પ્રદેશમાં વધતી ઓછી સહેલાઇથી આટોપી લેવાય છે. અને કદાચ એમ કહી શકાય કે જ્યારે પ્રયોગની રીતાનુસાર પ્રગતિ કરવામાં આવે છે ત્યારે આવું ઐક્ય અત્યંત સહેલાઇથી થઇ શકે છે. પ્રકૃતિવિજ્ઞાનને લગતી શોધોમાં, યંત્રશાસ્ત્રમાં, વૈદક અને વહાડકાપના વિષયમાં સૌથી વિશેષ પ્રમાણમાં મુશ્કેલીઓ નડે છે, અને સંભવિત જોખમોથી અલગ રહેતી અથવા તેને હદમાં રાખતી કૃત્રિમ પરિસ્થિતિમાં સૌથી વધારે સવાલોનું નિરાકરણ થાય છે. રસાયનશાસ્ત્રી પોતાની પ્રયોગશાળામાં નાના પ્રમાણમાં અને સંભાળપૂર્વક પૂર્વોપાય લઇને કામ કરે છે; શસ્ત્રવૈદ્ય જીવંત શરીર ઉપર વહાડકાપ કરવા પહેલાં મૃત શરીર ઉપર વહાડકાપ કરે છે, અને માણસના શરીર ઉપર તેમ કરવા પહેલાં પ્રાણી ઉપર અજમાયશ કરે છે; યંત્રશાસ્ત્રી બનાવવા ધારેલા યંત્રનો કામચલાઉ નાનો નમુનો ખડો કરે છે અને આખું યંત્ર ઉભું કરવા પહેલાં તેની બરાબર અજમાયશ લે છે. આ બાબતોમાં કંઇ જોખમ ખેડવામાં આવે તે પહેલાં બની શકે ત્યાં દરેક ક્રિયાનો પ્રયોગ કરી અજમાયશ લેવાય છે. આ પ્રમાણે અપરિચિતમાંથી ઘણાંખરાં જોખમો દૂર કરાય છે અને જોકે હજી પણ કેટલાંક જોખમો ખેડવાનાં બાકી રહે છે ( જેમકે હવામાં ઉડવાની બાબતમાં ) અને એ સંબંધમાં વધતાઓછા પ્રમાણમાં હિમ્મતવાળી કે સાવધ સ્વભાવની વ્યક્તિઓ કામે લાગેલી હોય છે, છતાં એકંદર રીતે તફાવત અગત્યનો ગણવામાં આવતો નથી, અને આપણે સંરક્ષણ-વૃત્તિને કે પ્રગતિની લાલસાને મહત્વ આપનારા વિજ્ઞાનીઓ, વૈદ્યો કે યંત્રશાસ્ત્રીઓ એવો ભિન્ન ભાવ જોતા નથી. એતો ખરૂં છે કે, માત્ર પરિચિત માટેના પ્રેમમાંથી ઉદ્ભવતી સંરક્ષણવૃત્તિ આ માણ-

સોના મગજ ઉપર પણ અધિકાર ચલાવે છે. અસલ રીત પ્રમાણે ચાલનારા વૈદ્ય માટે ઉલ્લેખ કરતી વેળા આપણે આ બાબત વિચાર કરીએ છીએ. પણ આ વચન આક્ષેપરૂપ છે; કારણ મુખ્યત્વે કરીને અથવા સર્વ રીતે પરિચિત પ્રત્યે પ્રેમ ધરાવનારાઓના મનનું સમાધાન કરવાનો જ્યાં હેતુ હોય ત્યાં એ હેતુનો બચાવ એટલા કારણને લઇનેજ થઈ શકે છે કે તેમાં પરિચિત માટેના પ્રેમ ઉપર આધાર રાખવામાં આવે છે. જ્યારે કોઇ રોગનું નિવારણ કરવા જેવી બાબતમાં પ્રત્યક્ષ ફાયદા અથવા નુકસાનનો સવાલ રહ્યો હોય છે ત્યારે અપરિચિત તરફના અણવિશ્વાસથી ઉલટી રીતે આ હેતુ અયોગ્ય પુરવાર થાય છે. જે વૈદ્ય એકાદ નવો ઉપચાર પોતે ઉપયોગમાં ન લીધો હોય અથવા તેના દરદીઓ તે માટે ટેવાયલા નહિ હોય તેટલા જ કારણે દરદો ઉપર અજમાવતો નથી તે ખરાબ વૈદ્ય ગણાશે. આ તો સાધારણ રીતે સર્વમાન્ય છે; અને ઔષધ અથવા પ્રકૃતિવિજ્ઞાનના સંબંધમાં પરિચિત પ્રત્યેનો પ્રેમ જે ભાગ ભજવે છે તે નહિ સ્વીકારાયલા અને અપકીર્તિભરેલા હેતુ જેવો જ નિવડે છે. પ્રત્યક્ષ રીતે સંરક્ષણવૃત્તિ અને પ્રગતિની લાલસા મનુષ્ય-પ્રવૃત્તિના આ પ્રદેશમાં એકબીજાને બંધબેસ્તી થઈ કામ કરે છે.

કળા અને સાહિત્યમાં સ્થિતિ જુદી જ છે. એના સંબંધમાં પ્રયોગો મારફત શોધખોળ ચલાવવામાં પ્રગતિનું રહસ્ય રહ્યું હોય એમ નથીજ. પરંતુ એ રહસ્ય શું છે તે કહેવું સહેલું નથી, કદાચ લગભગ અશક્ય છે. સાહિત્ય અને કળાની પ્રગતિ શોખ, બુદ્ધિ અને પ્રભાવ જેવા ચોક્કસ અર્થ ન દર્શાવી શકાય એવા ગુણો ઉપર આધાર રાખે છે. પરંતુ આ શબ્દો મારફત માત્ર અનિશ્ચિત વિચાર કે અર્થનું સૂચન થાય છે. શોખ અને પ્રભાવ શું છે તે આપણામાંથી કોઇ જાણતું નથી, છતાં આપણે માનીએ છીએ કે જો તે જોવામાં આવે તો આપણે તેને ઓળખી શકીએ. બુદ્ધિના સંબંધમાં પણ આપણી ભાવના ચોક્કસ નથી. શોખ, બુદ્ધિ અને પ્રભાવ કેમ ઉત્પન્ન થાય છે તે બાબતમાં આપણે એથી વિશેષ અંધારામાં છીએ. એ ગુણો

દેખાય છે અથવા તેનો અભાવ હોય છે; અને તેની હાજરી અથવા ગેરહાજરીના પ્રમાણમાં કળા અને સાહિત્યની પ્રગતિરૂપી ભરતી ચઢે છે કે ઉતરે છે. એમ શાથી થાય છે એ આપણે કહી શકતા નથી. આપણે એ ગુણોને અસ્તિત્વમાં આણી શકતા નથી તેમ એને માટે અગમચેતી પણ કરી શકતા નથી. આપણને તો એ માનસિક વાતાવરણ જેવું લાગે છે; એ વાતાવરણ ખરાબ અથવા સારૂં હોય તે જ્યારે આપણે અનુભવીએ ત્યારે જ કહી શકાય, પણ હમેશાં તે આપણા અંકુશની બહાર રહે છે. આથી જેવી રીતે પ્રકૃતિવિજ્ઞાનમાં એકસરખી પ્રગતિ થતી જાય છે તેમ અહીં થતું નથી. સઘળું વ્યક્તિગત કળાકોવિદ અથવા ગ્રંથકાર ઉપર આધાર રાખે છે અને તે તેની સાથે જ મરણ પામે છે; સપાટાબંધ પસાર થઇ જતા જમાના અથવા યુગમાં શોખનું પ્રાબલ્ય વિશેષ હતું કે મંદ એ ઉપર પણ એટલો બધો આધાર રહે છે કે છેલ્લી જે ચાર સદીમાં થએલા વૈજ્ઞાનિક, સામાજિક અને રાજદ્વારી વિકાસથી માણસના જીવનમાં મહત્વના ફેરફારો થઇ ગયા છે તે જ સૈકામાં સાહિત્ય અને કળામાં કંઇ પ્રગતિ થઇ હતી કે નહિ એ નક્કી કરવાનું કામ હિમ્મતભર્યું ગણાય. જો આ પ્રમાણે કળા અને સાહિત્યની પ્રગતિ આપણી તપાસની કક્ષામાંથી છટકી જાય તો તેમના ઉપર સંરક્ષણવૃત્તિની અસર કેવી રીતે અને શી રીતે થાય તેનો આપણે યોગ્ય રીતે નિર્ણય કરી શકીએ નહિ. પરંતુ વિજ્ઞાનની માફક ફેરફાર કરવાની અથવા રક્ષણ કરવાની પ્રકૃતિ એકબીજાને અનુકૂળ થઇ જતી નથી. વખતોવખત તેમનામાં રહેલો વિરોધ બહાર પડે છે. જેવી રીતે ઓગણીસમા સૈકામાં ચિત્રકળા, ગાયન અથવા કવિતામાં નવાં તત્વો દાખલ કરવામાં આવ્યાં તેવી રીતે એવાં તત્વો દાખલ થતાં અપરિચિત માટેનો અણવિશ્વાસ અને પરિચિત તરફનો પ્રેમ એકદમ પ્રગટી નીકળે છે; અને ટીકાકારો બહાર પડે છે. એમાંના કેટલાકો તો ખરેખરા સંરક્ષણવૃત્તિને પોષનારા હોય છે અને કેટલાક તો તેવા હોય એમ કહેવાય છે. આ વિષયોમાં સંરક્ષણવૃત્તિ

અને પ્રગતિ માટેની લાલસા વચ્ચેનું ઐક્ય રાજદ્વારી બાબતોનાં કરતા વધારે સંપૂર્ણ નથી. પરંતુ કળા અને સાહિત્યની પ્રગતિનાં અનિશ્ચિત, ક્ષણિક અને સંદિગ્ધ લક્ષણની અસર સર્વને દાબમાં રાખતી સંરક્ષણ-વૃત્તિને પણ પહોંચે છે, અને એથી એ બેને મળતી આવતી રાજદ્વારી બાબતોથી તેઓ જુદાં પડી આવે છે.

ઇતિહાસ અને ટીકાત્મક વિવેચનને લગતી શોધખોળના પ્રદેશમાં અને કેટલેક અંશે માનસિક તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં પ્રગતિ માટેની પરિસ્થિતિ રાજદ્વારી બાબતોની પ્રગતિની પરિસ્થિતિને ઘણી મળતી આવે છે. પ્રગતિ માટેની લાલસા અને સંરક્ષણવૃત્તિને એક-બીજા સાથે બંધબેસતી કરવાનું કામ એટલું જ આવશ્યક અને એટલું જ મુશ્કેલ છે. આ સંબંધમાં પ્રગતિ કેટલી થઇ તે પ્રયોગ વડે અજમાવી જોવાય નહિ તેમ ખાતરીથી કહેવાય નહિ; પણ એ પ્રગતિ સાહિત્ય અને કળાની પેઠે વ્યક્તિઓના જે જાતસ્વભાવ અથવા ગુણો તેમની સાથે મરણ પામે છે તે ઉપર આધાર રાખતી નથી. આ પ્રગતિ સતત ચાલ્યા કરે છે, અને એમાં સંરક્ષણવૃતિ અને પ્રગતિ માટેની લાલસાની અસર એકબીજા ઉપર હમેશાં થયા કરે છે. પરંતુ રાજદ્વારી બાબતોની પેઠે આ વિષયોમાં ગુંચવાડાભર્યા હેતુઓ અને વલણ મોટો ભાગ ભજવે છે, અને એ હેતુઓ અને વલણ પરખાઇ આવે એ રીતે સંરક્ષણ-વૃત્તિ અથવા પ્રગતિને પુષ્ટિ આપતાં નથી છતાં શુદ્ધ સંરક્ષણવૃત્તિ અને પ્રગતિની લાલસાની સાથે મળી જાય છે અથવા તે ઉપર પોતાનો દોર ચલાવે છે. આ હેતુઓ અને વલણમાંના સૌથી મહત્ત્વનાં ખ્રિસ્તી ધર્મને અંગે ઉપજેલો મોહ અને કંટાળો છે. અપરિચિત માટે અણવિશ્વાસ ધરાવતાં પાખંડીઓના મતને કદાચ અનુમોદન અપાય એવી ધાસ્તી ઉત્પન્ન થાય છે, અથવા એ અણવિશ્વાસની જગાએ પરિચિત પાખંડી સિદ્ધાંતોનાં પરિણામ પ્રત્યે ઉપજતો અણવિશ્વાસ આવી જાય છે. અનુભવ ઉપરથી ખ્રિસ્તી પંથનાં સિદ્ધાંતને અનુરૂપ થતાં જણાતાં હોય એવાં વિદ્યમાન પ્રમાણોનું રક્ષણ કરવા માટે

આ સ્થિતિ સાધારણ રીતે કામમાં આવે છે. પણ જો કોઇપણ સ્થિતિએ પાખંડી મતને અનુકૂળ ધારવામાં આવતો સિદ્ધાંત સ્વીકારવામાં આવે તો ધર્મપરાયણ અથવા જુના વિચારવાળા લોકો એ નવો ફેરફાર ખુશીથી સ્વીકારે છે અને પરિણામે સુધારાવાળો પક્ષ બને છે. ખરૂં જોતાં તેઓ સંરક્ષણવૃત્તિ કે પ્રગતિ માટેની લાલસાથી ખેંચાઇ જતા નથી. તેઓ માત્ર સ્વતંત્ર રીતે પુરવાર થયલા પ્રમાણને વધુ સાબીત કરવા આતુર હોય છે. તેઓ કંઇ ખરેખરા નિરૂપણ કરનારા નથી. યુક્લિડના સિદ્ધાંતના કોઇ અભ્યાસીની માફક જે બીના તેઓ સાચી ઠરાવવા માંગે છે તે સાચી હોવાનું તેઓ જાણે છે. તેઓ તો માત્ર ખ્રિસ્તી સંપ્રદાયને છેડે 'સાબીત' શબ્દ લખવા માંગે છે. અને જે હકીકત ખ્રિસ્તી સંપ્રદાય તરફ પ્રેમ ધરાવનારાઓની બાબતમાં ખરી છે તે જ હકીકત તે તરફ તિરસ્કાર દર્શાવનારાઓની બાબતમાં પણ ખરી છે. કેમકે ધર્મ માટેના પ્રેમની માફક તે તરફનો તિરસ્કાર પણ પ્રબળ રીતે અગાઉથી બંધાયો હોય છે. તેઓ પોતાનાં સિદ્ધાંતની પુષ્ટિમાં અને નહિ કે નવી શોધ કરવા સારૂ ઘણા વિગતવાર, ઐતિહાસિક અથવા આધ્યાત્મિક અભ્યાસમાં ઝંપલાવે છે. સત્યની શોધમાં પ્રગતિ ઉપર શી અસર થાય છે તે વિચારવાનું આ પુસ્તકના વિષયને લગતું નથી. પરંતુ જેને શુદ્ધ સંરક્ષણવૃત્તિ અને પ્રગતિ માટેના આશય કહી શકાય તે વૃત્તિ તથા આશયના વ્યાપારમાં જે ગુંચવાડાઓ દાખલ થાય છે તેની નોંધ કરવાનું કામ મનોરંજક થાય છે.

એ બાબત મનોરંજક એટલાજ કારણને લઇને છે કે આવા એકાદ ગુંચવાડામાંથી રાજદ્વારી સંરક્ષણવાદ (એટલે આ પુસ્તકનો વિષય) પરિણમે છે. રાજદ્વારી સંરક્ષણવાદ શુદ્ધ સંરક્ષણવૃત્તિમાંથી જ ઉદ્દભવતો નથી. એતો અનેક વસ્તુઓના મિશ્રણથી થયલો ભેળ છે. અથવા તો એને એકાદ નદી સાથે સરખાવી શકાય. એ નદી સાથે અસંખ્ય નાની મોટી નદીઓનો સંગમ થતો હોય છતાં ભૂગોળવેત્તાઓ તેમાંની કોઇ મુખ્ય નદીનું નામ પસંદ કરી તે નામ મોટી નદીને આપે

છે, અને બાકીની નદીઓને ઉપનદી તરીકે ઓળખાવે છે. આમ કેવી રીતે બન્યું છે તે સૌથી સારી રીતે જોવા માટે રાજદ્વારી સંરક્ષણવાદના વ્હોની સંક્ષિપ્ત ઐતિહાસિક તપાસ લેવાનું સગવડભર્યું થશે. એમ કરવામાં આપણે છેક અંતિમ મૂળ સુધી નહિ જઇશું—કેમકે તેમ થઇ શકે છતાં કામ ઘણું થથરાવી નાંખે એવું થઈ પડે—પણ એવે સ્થાનેથી તે તપાસ લેવાનું શરૂ કરીશું કે તે સ્થાન મૂળની બહુ નજીક ન હોવાથી આપણે જેને સંરક્ષણવાદ કહીએ છીએ તેમાં મુખ્ય જે જે વહેણો એકત્ર થયાં હોય તેનું આપણે નિરિક્ષણ કરી શકીએ.



## પ્રકરણ ૨ જું.

### સંરક્ષણવૃત્તિનો ઉદ્‌ભવ અને પ્રસાર.

ઇંગ્લંડના ઇતિહાસમાં સંરક્ષણવૃત્તિનો અમલ કયા ચોક્કસ સંજોગોમાં શરૂ થયો એ કહી શકાય એમ નથી. જ્યારથી ઇંગ્લંડના ઇતિહાસની કઇંક રૂપરેખા આલેખી શકાય છે ત્યારથી નૈસર્ગિક સંરક્ષણવૃત્તિ સાધારણ રીતે પ્રસરેલી જણાય છે. સેક્સન, નોરમન અને પ્લેન્ટાજીનેટ રાજકર્તાઓના સમયમાં દરેક માણસ ઉપર સંરક્ષણવૃત્તિનો અમલ હતો; દરેક જણ અપરિચિત માટે અણવિશ્વાસ ધરાવતો: દરેક જણ પરિચિતને ચાહતો. પ્રગતિ ઘણી ધીમી થતી હતી, અને તે પણ એકસરખી રીતે સંરક્ષણવૃત્તિના પોશાકમાં સજ થયલી હતી. જૉન રાજા સામે ત્યાંના ઉમરાવોનો એવો આક્ષેપ હતો કે તેણે પ્રજાના હક્કો ઉપર હુમલો કરી નવી રાજનીતિ દાખલ કરી હતી; પણ મેગ્નાકાર્ટાએ તો રાજ્યના પ્રાચીન કાયદાઓ અને રૂઢિ નિર્દિષ્ટ કરી તેને અનુમોદન આપ્યું હતું. રાજબંધારણમાં કરવામાં આવતા ફેરફારથી કેટલાક વધારે જુના અને શુદ્ધ રૂઢિરિવાજોનું સંરક્ષણ થાય છે, અથવા તે પુનઃ ચાલુ થાય છે એમ દર્શાવવાની પ્રથા પડી હોય એમ આપણે ઇંગ્લંડના આખા ઇતિહાસ ઉપરથી જાણી શકીએ છીએ, અને હાલના જમાનામાં ચાલતા વાદવિવાદોમાં પણ એ જ કારણ આગળ કરવામાં આવતું જણાય છે. અને આવો દાવો કરવો એ છોકરમતભરેલું અને યુક્તિબંધ લાગે છે છતાં એ ઉપરથી નાદશ્ય રીતે જણાય છે કે અંગ્રેજ પ્રજામાં સંરક્ષણવૃત્તિનું જોર એટલું બધું છે કે કોઇ નવીન પ્રકાર સ્વીકારવા એમને ભલામણ કરવી હોય ત્યારે આપણે એમને એમ જ મનાવવું કે એ પ્રકાર મારફત કોઇ અસલ રૂઢિ સજીવન થાય છે. જો આ ભાવના હમણાં પણ પ્રબળ હોય તો

મધ્યયુગમાં એનું જોર હદ ઉપરાંતનું હોવું જોઇએ. આથી કરીને 'રેફરમેશન'ની પહેલાના સમયમાં રાજદ્વારી બાબતોમાં સંરક્ષણવૃત્તિ હસ્તિમાં હતી કે નહિ તે પારખવું અશક્ય છે. આનું કારણ એમ નથી કે તે સમયે આ વૃત્તિનો અમલ નહોતો, પણ એ વૃત્તિ સિવાય બીજું કંઇ હતું જ નહિ. નાઇલ નદીની માફક સંરક્ષણવાદ એવા તળાવરૂપી પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થાય છે કે જેનો વિસ્તાર અને કદ નક્કી કરવું અશક્ય છે, અને તેની પાળ કોઇ બાજુએથી જોઇ શકાતી નથી.

'રેફરમેશન'ના સમયની પાસે આવતાં સંરક્ષણવૃત્તિને ભિન્ન શક્તિ તરીકે આપણે જોવા માંડીએ છીએ. ધર્મની સુધારણા માટે ચાલતી ચળવળની અસર પ્રજાના મન ઉપર જણાવા લાગતાં તેમની વચ્ચે જુદા જુદા ભેદ પડી ગયા. એક વર્ગ અંતિમ વિચારના વિપ્લવ માટે તલસી રહેનારાઓનો હતો, પરંતુ એ વર્ગના અનુયાયીઓની સંખ્યા ઘણી થોડી હતી અને સાધારણ રીતે એ વર્ગ તરફ ધિક્કાર બતાવવામાં આવતો. હમણાની માફક તે સમયે પણ વિપ્લવ કરનારાઓ માટે ઇંગ્લંડ અનુકૂળ સ્થાન નહોતું; અને આજકાલના ફીતુરીઓની માફક ઝનુની એનાબાપ્ટિસ્ટ (Anabaptists) લોકોનો કાબુ સામાન્ય પ્રજા ઉપર ઘણો નજીવો હતો. વળી કોઇ પણ બાબત ઢીલું ન મુકે એવો પોપનો (Papal) પક્ષ કંઇપણ છુટછાટ મુકવાની વિરૂદ્ધ હતો. વિપ્લવ કરનારાઓ કરતાં આ પક્ષવાળાઓ પ્રબળ હતા પણ તેઓની સંખ્યા ઘણી નજીવી હતી. ભિન્ન અભિપ્રાય ધરાવનારા એ મુખ્ય વર્ગના અંગભૂતો સુધારો કરવા સરખી રીતે ઇંતેજાર હતા, અને છતાં કેથૉલિક પંથના સિદ્ધાંત અને બંધારણ માટે અંતઃકરણપૂર્વક આદર ધરાવતાં હતા. સર થૉમસ મુર અને ડ્યુક ઑફ નોરફૉક જેવા સંરક્ષણવૃત્તિને પોષનારાઓ ફેરફાર કરવા માટે આતુર હોવા કરતાં સંપ્રદાયની પ્રાચીન રચનાથી છુટા પડવા અતિશય ધાસ્તી ખાતા હતા; ત્યારે ક્રોમવેલ અને વાસ્તવિક રીતે ક્રેન્મર જેવા પ્રગતિને

પુષ્ટિ આપનારાઓએ સુધારણાના વ્હોમાં ઝંપલાવ્યું, અને અંતે તેઓ અસલ સિદ્ધાંતોથી ઘણા દૂર નીકળી ગયા. અભિપ્રાયની ફેરબદલીને અંગે થતી ઉથલપાથલમાં અસાધારણ ન જણાય એવો ભાગ રાજા હેનરી આઠમાએ પણ ભજવ્યો હતો. એણે સુધારણા માટેની ફરીઆદનો પોતાની મતલબ સાધવામાં ઉપયોગ કરવા પ્રયત્ન કર્યો. સંપ્રદાયના સામાન્ય આધ્યાત્મિક શિક્ષણમાં કંઈપણ ફેરફાર કરવા ન દેતાં પોપની સત્તાને ભોગે એણે પોતાની સત્તા બળવાન કરવા મહેનત કરી. પોતાના અમલ દરમિયાન એ આટલું ઘણી મુસ્કેલીએ કરી શક્યો. પરંતુ સંપ્રદાયને પોપના હાથમાં ન રહેવા દેવાની તેમ તેમાં સુધારો ન કરવાની વિચિક્ષણ યોજના એના મરણબાદ જીવંત રહી નહિ. એડવર્ડ છઠ્ઠા તથા મેરીના અમલ દરમિયાન આવું કંઈપણ સમાધાન થયું નહોતું. સુધારા માટેની ચળવળનું સઘળું બળ સર્વત્ર જણાવવા લાગ્યું હતું અને સુધારાવાળાઓ અને તેમના વિરોધીઓ સઘળા તકરારી વિષયો ઉપર વાદવિવાદ ચલાવતા હતા. આ ખેંચતાણનું કંઈપણ નિશ્ચિત પરિણામ ન આવ્યું, અને દરેક પક્ષ પોતાના સીધા પ્રયત્ન મારફત પોતાના સિદ્ધાંતની પુષ્ટિમાં જે કંઇ ફત્તેહ મેળવી શકતો તેના કરતાં તેના વિરૂદ્ધ પક્ષના હદ બહારના આવેશને લીધે તેને વિશેષ ફત્તેહ મળતી. પક્ષાપક્ષીની ખેંચતાણ પૂરજોશમાં ચાલતી. બન્ને પક્ષો પોતપોતાના પ્રબળ અને એકબીજાથી વિરૂદ્ધ જતા સિદ્ધાંતો ટકાવી રાખવા મહેનત કરતા. પણ લોકોનો મોટો ભાગ બન્ને પક્ષમાંથી કોઇને ટેકો આપતો નહિ, પરંતુ તટસ્થ રહી વધારે આગ્રહી સ્વભાવના વિવાદીઓના અતિરેકપણાથી આઘો ખસતો અને કંટાળી એક પક્ષમાંથી નીકળી બીજા પક્ષમાં ભળતો. વિનીત સુધારાવાળા માટે આ સારી તક હતી. અણીને પ્રસંગે રાણી ઇલિઝાબેથ તખ્તનશીન થઇ. એ પોતાની શ્રદ્ધા તથા સ્વભાવને લઇને સમાધાની કરાવવા સર્વ રીતે યોગ્ય હતી, એટલે એણે નવા જ પ્રકારની અને વધારે સારી રીતે બચાવ કરી શકાય એવી સમાધાની સૂચવી.

રેફરમેશનની ચળવળ ઉપર અંકુશ મુકવામાં તથા તેને અમુક હદમાં ઘેરી રાખવામાં એ ફત્તેહ પામી, અને એના વિજયની છાપ હવે પછીના રાજદ્વારી ઇતિહાસ ઉપર પડી એટલું જ નહિ પણ ચાલુ જમાનાની રાજદ્વારી બાબતો ઉપર પણ તેની અસર રહી છે.

હેનરી રાજાની માફક ઇલિઝાબેથ રાણી બન્ને વિરોધી ધાર્મિક પક્ષોમાંથી કોઇની તરફ સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતી નહોતી. ઇલિઝાબેથનું લક્ષબિંદુ હેનરીના કરતાં અપ્રતિમ તરંગીપણાને ઓછું મળતું આવતું હતું, અને ખરેખર સર્વ પક્ષોને સરખી રીતે પણ વિશેષ પ્રમાણમાં દોરવવા માટે અનુકૂળ હતું. એની સહાનુભૂતિ પ્રોટેસ્ટન્ટો તરફ હતી એમ કહી શકાય નહિ, પણ સંજોગોના બળે એ પ્રોટેસ્ટન્ટ પક્ષની નેતા થઇ અને પ્રોટેસ્ટન્ટોના ટેકા ઉપર આધાર રાખવા એને જરૂર પડી. આ કારણથી પોપની સત્તા કહાડી નાંખતાં અને સ્પેનના રાજાની સામા થતાં પ્રોટેસ્ટન્ટ લોકોની પ્રવૃત્તિને જેટલી સંકોચાઇ શકાય તેટલી સંકોચવા એણે મહેનત કરી. રોમના પોપની સત્તા તરછોડી કહાડવાની સાથે એણે કેથોલિક સંપ્રદાય અને તેને લગતું બંધારણ જેમનું તેમ રહેવા દેવા તજવીજ કરી. આથી તે પોપના અનુયાયીઓ તેમ જ વધારે આગળ વધેલા વિચારના પ્રોટેસ્ટન્ટો સાથે અથડામણમાં આવી. સંરક્ષણવૃત્તિને આધીન રહેનારી આદર્શભૂત સુધારક તરીકે એને બન્ને બાજુએથી લડવાનું હતું. પોપના અનુયાયીઓની સામાં તો એ દૃઢતાથી લડી; પ્યુરિટનને જેટલી છુટ આપવાની એ હિમ્મત કરી શકી તેટલી જ એણે છુટ આપી. પોતાની પાર્લામેન્ટના સંપૂર્ણ અનુમોદનથી એ પોપના અનુયાયીઓ સાથે લડી અને પ્યુરિટનો સાથે લડવામાં ધાર્મિક બાબતમાં જે સર્વોપરિપણું એ ભોગવતી હતી તેનો એણે ઉપયોગ કર્યો. પોતાની સત્તાનો પ્રબળ રીતે અને કેટલીક વાર નિર્દય રીતે ઉપયોગ કરી એણે પોપના અનુયાયીઓને દબાવ્યા, અને વધારે બળવાન થતા જતા પ્યુરિટન પક્ષના સઘળા પ્રયત્નો છતાં કૅથૉલિક સંપ્રદાયનું તત્ત્વાર્થ કેવું હોવું જોઇએ

એ બાબતની પોતાની માન્યતાની હદમાં એ સંપ્રદાયને એણે રોકી રાખ્યો. પોપના ફરમાનને અનુસરી કેથૉલિક પંથીઓને રાજ્યે સ્વીકારેલા સંપ્રદાયમાંથી નીકળી જવા અને રાણીની સત્તા વિરૂદ્ધ બંડ ઉઠાવવા ફરજ પડી ત્યારે આ કામમાં વિશેષ મુશ્કેલીઓ નડવા માંડી. પોપ અને સ્પેનના મિત્ર થઈ રાજ સામે દ્રોહ કરવા માટે પોપના અનુયાયીઓની અપકીર્તિ થતાં તેઓનો સઘળો લાગવગ જતો રહ્યો; અને કંઇ સ્વતંત્ર નૈતિક અનુમોદન વિના ઇલિઝાબેથને પ્યુરિટનોને પોતાની સત્તાની જોરે દબાવવા પડયા. એમ છતાં એ પોતાનો મોભો જાળવી રહી અને સર્વ રીતે એનો હાથ ઉપર રહ્યો. અંતિમ વિચારના પ્યુરિટનો છુટા પડી ગયા અને રાજ્યે સ્વીકારેલા ધર્મ સામે વિરોધ ( Nonconformity ) શરૂ કર્યો, પણ રાજ્યે સ્વીકારેલા ધર્મમાં રહી પ્રોટેસ્ટન્ટ લોકો હમેશ ટકી શકે એવી કંઈ વિશેષ પ્રગતિ કરી શક્યા નહિ. આ પ્રમાણે ઇલિઝાબેથે રાજ્યે સ્વીકારેલા ધર્મને પોતે પસંદ કરેલા માર્ગે આગળ વધાર્યો હતો. પણ આ મહત્વનાં કાર્યથી એ ધર્મની સ્થિતિ ભયભીત થઇ પડી. સુધારાની ચળવળનું સઘળું બળ જે પ્રચંડ અને ફેલાતા જતા પક્ષ સાથે ભેળાઇ ગયું હતું તે પક્ષ સામે એ ધર્મને અથડામણ થઇ. એ પ્રસંગે એ ધર્મને ફત્તેહ મેળવવા માટે મુખ્યત્વે કરી રાજ્યની સત્તા ઉપર આધાર રાખવો પડયો હતો. રાણી આશ્રયદાતા હતી; ધર્મ આશ્રિત હતો. આનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે ધર્મને લઇને તેને આશ્રય આપતી રાણીની મહત્તા વધી; અને રાણીએ આકરી શિક્ષા મારફત રાજ્ય તરફથી સ્વીકારાયલા ધર્મને અનુસરવા લોકોને જરૂર પાડી. ઇલિઝાબેથના સમયમાં શરૂ થયલો અને વધતી જતી કડવાસથી ચાલુ રહેલો વિરોધ મોટા બંડ ( રેફરમેશન ) વેળાએ પરાકાષ્ટાએ પહોંચ્યો. એ વખતે પ્યુરિટન પંથે રાજ્યે સ્વીકારેલા ધર્મ તેમ જ રાણી એ બન્નેને ઉથલાવી નાંખ્યાં. પણ એ પંથ ફત્તેહ મેળવવામાં જાતે જ નાશ પામ્યો; અને રાજ્યસંપ્રદાય અને રાણી વધારે દઢ સંબંધથી જોડાઈ

સત્તા ઉપર પાછાં આવ્યાં, અને સુધારા માટે આતુર રહેતા પ્યુરિટનો વિરુદ્ધ લાંબા સમય સુધી ચાલેલા વિગ્રહ દરમિયાન સ્પષ્ટ ઓળખાઇ આવે એવા વિચારવાળો જે પક્ષ ઉભો થયો હતો તેનો એમને ટેકો મળ્યો. આ પક્ષ રાજ્યસંપ્રદાય અને રાજાનો પક્ષ (Church and King Party) તરીકે ઓળખાયો હતો અને 'રેસ્ટોરેશન' પછી વીસ વર્ષે 'ટોરી'ના નામથી ઓળખાવા માંડ્યો હતો. આ વખતથી અનેક રાજદ્વારી બળોમાં ટોરીવાદનો ઉમેરો થયો. એ વાદ સંરક્ષણવાદમાં હમણા ભેળાઇ ગયલી અનેક વિચારશ્રેણીઓમાંનો એક હતો.

ટોરી પક્ષના લોકો મુખ્યત્વેકરીને રાજ્યધર્મ પક્ષના હતા. એમના વિચાર પ્રમાણે રાજાનું સ્થાન પણ ઉતરતા દરજ્જાનું હતું. જેમ્સ બીજાએ જ્યારે આ લોકોને રાજા અને રાજ્યધર્મમાંથી ગમે તે પસંદ કરવા જણાવ્યું ત્યારે આ બીના સાબીત થઈ ગઈ. જેવું માલૂમ પડ્યું કે રાજાએ રાજ્યધર્મ ઉથલાવી નાંખી પોપની સત્તા પુનઃ સ્થાપવા ઠરાવ કર્યો હતો કે તરત જ ટોરી લોકોના મોટા સમૂહે રાજાને ઉઠાડી મુકી રાજ્યક્રાંતિ કરવા પ્રત્યક્ષ રીતે મદદ કરી અથવા કંઈ નહિ તો પરોક્ષ રીતે સંમતિ આપી. એમની વલણ ચોક્કસ દિશામાં ઠરેલી હતી અને પરિણામે જેમ્સ રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં આવ્યો; પણ એને પદભ્રષ્ટ કરવામાં આવતાં ટોરી લોકોનો મોટો વિભાગ પશ્ચાતાપ કરવા લાગ્યો. રાજ્યધર્મ અને રાજા વચ્ચેના લાંબા સંબંધને લઇ એવા વિચારો અને ઉપદેશ ઉત્પન્ન થયા હતા કે તેને પરિણામે રાજ્યધર્મને ટકાવી રાખનારાઓને કાયદેસર રીતે વંશપરંપરાના હક્કે ગાદી ઉપર આવેલા રાજાને ઐશ્વરી હક્ક હોવાના સિદ્ધાંતને વળગી રહેવા ફરજ પડી. કેટલાક ટોરી લોકોએ એવા સોગંદ લેવા ના પાડી અને જેકોબાઇટ પક્ષમાં જોડાયા. બીજાઓએ શરમાતાં શરમાતાં અને માનભંગ થઇ નવા રાજાઓને સ્વીકાર્યા. ઇલિઝાબેથની રાજનીતિ માટેનો ભોગ હવે આપવાનો હતો.

એ રાણીએ પોતાની રાજસત્તાને જોરે રાજ્યધર્મને પ્યુરિટનોનો વિરોધી બનાવ્યો હતો અને તેમ કરી તેને રાજગાદી ઉપર અવલંબી રાખ્યો હતો. રાજ્યધર્મ અને રાજાએ આવી રીતે જોડાઈ સો વર્ષ સુધી તેમની સામા સખત લડાઇ ચલાવી; અને જ્યારે આમ લડતાં તેઓ હાર ખાતાં અને ફરી ઉઠતાં ત્યારે પ્યુરિટન પંથના વિરોધીઓ અને રાજ્યધર્મ સ્વીકારનારાઓમાંના આગેવાનોની વધારે અને વધારે ખાતરી થતી ગઈ કે તેમના દુશ્મનોની સામે લડવામાં જે રાજાઓ તેમને દોરવતા હતા તેઓ ઐશ્વરી હક્કની રૂએ અમલ ચલાવતા હતા. બીજા ચાર્લ્સ રાજાના અમલનાં છેલ્લાં વર્ષમાં જ્યારે ટોરી લોકોની સંપૂર્ણ ફત્તેહ થઇ ત્યારે તેઓની આ સ્થિતિ હતી. પણ બીજા જેમ્સ રાજાએ રાજ્યધર્મને ઉરાડી મુકી પોપની સત્તાને મહત્તા આપી થોડા વખત માટે ટોરી સિદ્ધાંતના મૂળ પાયાનો નાશ કર્યો. ગુસ્સામાં ટોરી પક્ષે એને તખ્ત ઉપરથી ખેંચી પાડયો, પણ અંતે એમને માલમ પડયું કે તેમનામાં જ કુસંપ પેઠો હતો, સર્વત્ર તેમની અવગણના થતી હતી, વારાફરતી તેમના ઉપર દ્રોહ કરવાનો અથવા પરસ્પર વિરોધ દર્શાવવાનો આરોપ મુકાતો હતો, અને કેલ્વિનના સિદ્ધાંતને અનુસરતા નામના રાજા અને પોપના સિદ્ધાંતને અનુસરતા ખરા રાજા વચ્ચે, તથા રાજ્યધર્મને ધાર્મિક સિદ્ધાંત અને મતના બંધનમાંથી મુક્ત કરવા રાજ્યની સઘળી કાયદેસર સત્તાનો ઉપયોગ કરનારા વિલિયમ રાજા અને રાજ્યધર્મને પોપના અમલ હેઠળ મુકવા રાજાની કાયદેસર સત્તા કરતાં આગળ વધવા માગતા જેમ્સ રાજા વચ્ચે તેમને વ્યથિત મને કુટાયા કરવાનું હતું. આવી મુશ્કેલીમાં રાજનિષ્ટ રહેવાના સોગંદ ખાનારા અને એવા સોગંદ ન ખાનારા એવા વિભાગ તેમનામાં પડી ગયા; રાજાના ઔરસ જન્મના તથા ઐશ્વરી હક્કના જુના સિદ્ધાંત તજવા માટે સોગંદ ખાનારાઓની આંટ ઘટી ગઇ, અને વધતા ઓછા પ્રમાણમાં બંડખોર કાવત્રાંનો અને તેમની આસપાસ ફેલાઇ રહેલા કાવાદાવાના અને બળાત્કારના

વાતાવરણનો સોગંદ ન ખાનારાઓને ચેપ લાગ્યો. કેટલોક સમય સુધી ટોરી પક્ષ એકદમ ભાંગી પડ્યો નહિ. વિલિયમ રાજા વ્હિગ (Whig) પક્ષની સત્તા સ્વીકારવા આનાકાની કરતો હતો, અને ટોરી પક્ષ તરફ, મુખ્યત્વે કરી શરૂઆતમાં, ભારે સહાનુભૂતિ દર્શાવવા પ્રયત્ન કરતો, પણ એન રાણીના સમયમાં ટોરી પક્ષ ફરી જોર પર આવ્યો; કારણ રાજ્યધર્મ પ્રત્યેની ભક્તિમાં તે જાતે આદર્શરૂપ ટોરી હતી. એમ છતાં જે મુશ્કેલીને લીધે ટોરી પક્ષનો નાશ થવાનો હતો તે મુશ્કેલી એમની સામા ખડી જ હતી. તેઓએ રાજદ્રોહનું જોખમ ખેડવાનું હતું અને મહેનતના બદલામાં માત્ર પોપના સિદ્ધાંતને અનુસરનારો રાજા મેળવવાનો હતો, અથવા તો તેમણે રાજાના ઔરસ જન્મના હક્કના અસલથી ઉતરી આવેલા સિદ્ધાંતને તિલાંજલી આપી તેમના રાજ્યધર્મ તરફ જરા પણ લાગણી ન ધરાવનારા જર્મનીના લ્યુથરનાં ધાર્મિક પ્રમાણો પાળનારા રાજાને શરણે જવાનું હતું. જ્યૉર્જ પહેલો રાજા ગાદી ઉપર આવતાં ટોરીવાદ પચાસ વર્ષ સુધી અંધારામાં પડી ગયો, પણ તેનો છેક નાશ થયો નહિ. રાષ્ટ્રીય જીવનમાં એ વાદ એક તત્વ તરીકે માન્ય રહ્યો ખરો પણ નિયમસર રચાયલા પક્ષ તરીકે એટલો વખત તે નિઃસત્વ રહ્યો; છતાં દેશના કામકાજ ઉપર એનો લાગવગ ચાલતો હતો અને કાર્યસાધક રીતે પુનઃ સજીવન થવાની તેનામાં શક્તિ હતી.

વધારે સુક્ષ્મ અર્થમાં સંરક્ષણવૃત્તિમાંથી ઉદ્‌ભવેલી કહી શકાય એવી પ્રવૃત્તિઓએ આ વચગાળામાં 'રેફરમેશન' વખતે અને ચાર્લ્સ પહેલાની સામા લાંબી પાર્લામેન્ટે ઉઠાવેલા બંડ વેળાએ જુદાજ પ્રકારનો ભાગ ભજવ્યો હતો. સોળમા અને સત્તરમા સૈકા દરમિયાન સંરક્ષણવાદ ભિન્ન પક્ષ તરીકે રચાયો નહોતો પણ છિન્નભિન્ન સ્થિતિમાં રહ્યો હતો. પરંતુ ઇલિઝાબેથ રાણીની રાજનીતિને લઇ ટોરી સિદ્ધાંતને વિકાસ મળ્યો. છતાં એ જાતે તો ટૉરી હોવા કરતાં સંરક્ષણવૃત્તિને વધારે આધીન હતી. એને રાજ્યધર્મની ઉન્નતિ કરવા માટે ઇચ્છા હોય તે

કરતાં તેમાં નવીન પ્રકાર દાખલ કરવા તરફ વિશેષ અભાવ હતો. એથી ઉલટું પહેલો જેમ્સ અને પહેલો ચાર્લ્સ બન્ને ટોરી પક્ષના અનુયાયીઓ હતા. તેઓ રાજ્યધર્મ અને રાજાની પ્રતિષ્ઠા વધારવા માટે આગ્રહી હતા. સંરક્ષણવૃત્તિવાળા માણસો તરફથી એમને થોડો ટેકો મળ્યો હતો અને કાયદાશાસ્ત્રીઓ તેમજ સાધારણ જ્ઞાનવાળા પ્રજાજનના મત પ્રમાણે એ બન્ને પ્રાચીન રાજબંધારણમાં નવીન પ્રકારો દાખલ કરતા હતા. હાઇડ અને ફૉકલેન્ડની સ્થિતિ સ્પષ્ટ રીતે તેઓ સંરક્ષણવૃત્તિને આધીન હોય એવી હતી; તેઓ એક તરફથી સ્ટ્રેફર્ડ અને લૉડના નવીન પ્રકારોની અને બીજી તરફથી પાર્લામેન્ટના અગ્રગણ્ય પુરુષોનાં અતિરેકપણાની વિરુદ્ધ હતા. ચાર્લ્સ પહેલાની સામા લાંબી પાર્લામેન્ટે ઉઠાવેલા બંડની તથા લશ્કરે સર્વ અધિકાર પોતાના હાથમાં લેવાથી પરિણમેલા અગાધ અસંતોષની અસર એ થઇ કે સંરક્ષણવૃત્તિવાળાઓને ટોરી પક્ષમાં ભળવાની ફરજ પડી. સને ૧૬૬૦ માં બીજા ચાર્લ્સ રાજાને ફરી રાજ્યાધિકાર સોંપવાની ચળવળ સંરક્ષણવાદીઓના વિજયરૂપ હતી. આ ચળવળ મારફત રાજાને ફરી ગાદી આપી એકસત્તાકરાજ્યની પુનઃ સ્થાપના કરવા કરતાં પ્યુરિટન સિદ્ધાંતને, સૈનિક ઉપદ્રવને તેમજ રાજ્યધર્મમાં તથા રાજ્યમાં દાખલ કરવામાં આવેલા સઘળા નવીન પ્રકારોને સામાન્ય રીતે રદ કરી પ્રાચીન રાજબંધારણનાં પરિચિત રૂપો ફરી ચાલુ કરવામાં આવ્યાં હતાં. આ વખતથી માંડી ફ્રાન્સમાં થયલી રાજ્યક્રાંતિને પરિણામે સ્થિતિમાં ફેરફારો થયા ત્યાં સુધી ઇંગ્લંડમાં સંરક્ષણવૃત્તિવાળાઓ સંપૂર્ણ રીતે સર્વોપરિ રહ્યા હતા; પણ ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ છુટાછવાયા પડી રહ્યા હતા અને તેમનો કોઇ ચોક્કસ પક્ષ બંધાયો નહોતો. ટ્રિમર્સ (Trimmers) એટલે દુધમાં અને દહીંમાં બન્નેમાં પગ રાખનારાઓ હમણાના સમયમાં મળી આવતા સંરક્ષણવૃત્તિવાળાઓને ઘણેખરે અંશે મળતા આવતા હતા. પણ તેમની સંખ્યા ઘણી નજીવી હતી અને તેમનો જે કંઇ લાગવગ હતો તે માત્ર લૉર્ડ હેલિફેક્સના

પ્રતાપને લીધે હતો. ચાર્લ્સ બીજા અને જેમ્સ બીજાના અમલ દરમિયાન સંરક્ષણવૃત્તિનું જોર ઘણું આગળ વધ્યું હતું. વ્હિગ અને ટોરી પક્ષવાળાઓમાં એ વૃત્તિ પ્રવેશ થઇ હતી, કેમકે તેમની સઘળી તકરારો રાજ્યબંધારણને તેની સઘળી મુખ્ય રૂપરેખાના સંબંધમાં જેમનું તેમ રહેવા દેવાની ઇચ્છા ઉપર રચાતી હતી. બન્ને પક્ષને થોડાક ફેરફાર કરવા મરજી હતી, પણ એ તદ્દન ગૌણ સ્થાને હતી. ટોરી પક્ષવાળાઓની એવી ઇચ્છા હતી કે પોપની સત્તાને અનુમોદન આપી શકે એટલે દરજ્જે રાજાની સત્તા વધારવી. વ્હિગ પક્ષવાળાઓ આ વધારાની સામા થયા અને પ્રજા અને પાર્લામેન્ટના હક્કના રક્ષણમાં ખરી પ્રગતિ રહેલી માનવા લાગ્યા.પણ બન્ને પક્ષવાળાઓ રાજ્યબંધારણના મૂળ સૂત્રોમાં નવીન પ્રકાર દાખલ કરતાં ગભરાતા હતા. રાજ્યક્રાંતિ પછી ઇગ્લંડના ઇતિહાસમાં વ્હિગ પક્ષ મોટો અને મહત્વનો ભાગ ભજવે છે, પણ સંક્ષિપ્ત રૂપમાં એના સિદ્ધાંતો દર્શાવવાનું કામ અતિશય મુશ્કેલ છે. ખરેખર એ પક્ષ ટોરી પક્ષના કરતાં કંઇક ઓછે દરજ્જે સંરક્ષણવૃત્તિનું પોષણ કરતો હતો. બન્નેમાંથી એક પણ પક્ષ વિશાળ સુધારા કરવા માટે આતુર નહોતો. અને જ્યારે વ્હિગપક્ષવાળાઓ પોતે હમેશાં પ્રતિપાદન કરતા હતા તેવા સિદ્ધાંતને બંધબેસતું થાય એવા ધોરણ ઉપર તેઓએ નવું એકસત્તાકરાજ્ય સ્થાપ્યું, ત્યારે શાહીસત્તા સામેનો તેમનો વિરોધ બંધ પડયો. કલહપ્રિય મનોવિકાર તથા જાતિ આકાંક્ષા સિવાય રાજદ્વારી કર્તવ્ય માટે ભારે ઉત્તેજન મળે એવી મતલબ તેમને રહી નહોતી. બીજા જેમ્સ રાજાના અનુયાયીઓની સામે થવાની ફરજ તેમને માટે રહી હતી, પરંતુ વખત જતાં, અને ખાસ કરીને સને ૧૭૪૫ માં ઉઠેલા બંડ પછી રાજદ્વારી પક્ષના આરોગ્ય જીવન માટે આ ફરજ પુરતી લેખાતી નહોતી. આથી ત્રીજો જ્યોર્જ રાજા ગાદીએ આવ્યો તે વખતે ભિન્ન અર્થમાં અને ભિન્ન કારણોને લીધે બન્ને વ્હિગ અને ટોરી પક્ષ પડતીની અણી ઉપર આવી રહ્યા હતા.

ઇતિહાસકારોએ ત્રીજા જ્યોર્જ રાજાની ઘણી સખત કસોટી

કરી છે. જે ધોરણ પ્રમાણે ચાલવા એણે કંઇ પણ પ્રયત્ન કર્યો નહોતો તેવા ધોરણ ઉપર તેઓએ એની પરીક્ષા કરી છે, અને એના ખરા ગુણો તથા કામો જોઇએ તેવી રીતે ધ્યાનમાં લીધાં નથી. હમણા ઉપલબ્ધ થતા રાજબંધારણના પ્રકારને અનુસરી ચાલનાર એ નહોતો, તેમજ વધારે જુની ઢબ પ્રમાણેનો, એટલે રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી રાજા તરીકે સઘળા અધિકાર ભોગવનાર તેમજ અમલ ચલાવનાર રાજા નહોતો. એવા પ્રકારના રાજા ઇંગ્લંડની ગાદીએ આવતા વિલિયમ ત્રીજાના મરણ પછી નહિ તો રાણી એનના મરણ પછી અટકી ગયા હતા. રાજા ત્રીજો જ્યૉર્જ એના પિતામહ તથા પ્રપિતામહની પેઠે પરદેશી રહ્યો નહોતો, અને એણે સ્ટુઅર્ટ વંશના રાજાઓને ગાદી ઉપરથી દૂર રાખવા માટે વ્હિગ પક્ષે કરેલી ગોઠવણમાં શરમભર્યો ભાગ લીધો નહોતો. આપણી માહિતી પ્રમાણે કહીએ તો ઇંગ્લંડનો બીજો કોઇ પણ રાજા કદી ન થયો હોય તેવો, એટલે રાજદ્વારી પક્ષનો એ આગેવાન હતો. જો ન્યાયની રીતે એની તુલના કરવી હોય તો આપણે એને વિલિયમ ત્રીજા સાથે નહિ તેમ રાણી વિકટોરિયા સાથે નહિ પણ સર રૉબર્ટ પીલ અથવા લૉર્ડ બીકન્સફીલ્ડ સાથે સરખાવવો જોઇએ. એ રાજદ્વારી પક્ષનો આગેવાન હતો, અને એવા સઘળા આગેવાનોની માફક એ કંઇ હમેશાં વિજયી થતો નહિ. પણ જો આપણે એની આખી કારકીર્દિનો સામટો વિચાર કરીએ તો રાજદ્વારી પક્ષના આગેવાનોના ચરિત્રાખ્યાનોમાં એનું ચરિત્ર ઘણું ઉંચું સ્થાન લે એમ સ્વીકારવું પડે. એણે રાજ્યધર્મ અને રાજાના બચાવના જુના ધોરણ ઉપર ટોરી પક્ષને સજીવન કર્યો, પણ એ ધોરણમાં ફેરફાર એટલોજ થયો કે પહેલાંની માફક રાજ્યધર્મને મહત્વ આપવા કરતાં રાજાના રક્ષણ ઉપર વિશેષ ભાર મુકાયો. પીલ અને બીકન્સફીલ્ડ એ બન્નેમાંથી કોઇએ પણ વિશેષ પ્રમાણમાં ન દર્શાવી હોય એવી ધીરજ અને ચાલાકીથી એણે એ પક્ષને લૉર્ડ નૉર્થની દેખીતી પણ ખરૂં જોતાં પોતાની સરદારી હેઠળ સત્તા ઉપર આણ્યો.

ઇંગ્લંડને અમેરિકા સાથેના વિગ્રહમાં જે ભારે નુકસાન ખમવું પડ્યું તેને લીધે થોડો વખત એની સત્તા નષ્ટ થઇ, પણ ફોક્સ અને નૉર્થ વચ્ચે ઐક્ય બંધાતાં એને બીજી તક મળી, અને જેને આપણે ભિન્ન મતવાળો વ્હિગ કહી શકીએ એવા પિટ સાથે સંબંધ જોડી એણે બીજીવાર વધારે વખત ટકી રહે એવો વિજય મેળવ્યો. આ પ્રમાણે બીજી વખત સત્તા ભોગવતી વેળાએ એ પોતાના પક્ષનો મુખ્ય આગેવાન નહોતો. પક્ષની આગેવાની પિટને સોંપી પક્ષને લગતી સઘળી મસલતોમાં ભારે લાગવગ અને સત્તા ચલાવી શકાય એવી સ્થિતિમાં એ રહ્યો. બીજા રાજાઓની પેઠે એ રાજા હતો એ ધોરણે આપણે એની તુલના કરીએ તે કરતાં આ રીતે એની કારકીર્દિનો વિચાર કરીએ તો તે વિશેષ સુબોધ, વિશેષ રસમય અને વિશેષ પ્રશંસનીય લાગે છે. એણે કરેલું કામ તુચ્છ અથવા મહત્તાવિનાનું નહોતું. ફ્રાન્સની રાજ્યક્રાંતિએ રાજદ્વારી લડતનું રૂપ ફેરવી નાખ્યું ત્યારે જો ફોક્સનો પક્ષ સર્વોપરિ સત્તા ભોગવતો હોત તો ઇંગ્લંડની રાજદ્વારી સ્થિતિ બદલાઇ ગઇ હોત એમ માનવામાં હરકત નથી.

ફ્રાન્સની રાજ્યક્રાંતિથી ઇંગ્લંડ ઉપર થયલી અસરનો આપણે વિચાર કરવા માંડીએ તે પહેલાં, અર્વાચીન સંરક્ષણવાદીઓના સિદ્ધાંતમાં રહેલાં એક બીજાં તત્વનો મૂળ ઇતિહાસ તપાસી જવાની જરૂર છે. શુદ્ધ સંરક્ષણવૃત્તિ તેમ જ ટોરી સિદ્ધાંતો ઉપરાંત સંરક્ષણવાદીઓના સિદ્ધાંતમાં ત્રીજું તત્વ આમેઝ થયલું છે. એ તત્વનું વર્ણન સંતોષકારક રીતે કરી શકાતું નથી પણ એની શક્તિ સર્વજ્ઞા જાણમાં હોવાથી તે ઉપર સાધારણ રીતે ચર્ચા થાય છે. કેટલીક વાર એ સામ્રાજ્યવાદને નામે અને કેટલીકવાર યુદ્ધવાદ (Jingoism)ને નામે ઓળખાય છે, અથવા વિસ્તારપૂર્વક કહીએ તો એ બળ મારફત " પરદેશને લગતી જોરદાર રાજનીતિને ટેકો અપાય છે" અથવા "સામ્રાજ્યને લગતા કામ-કાજમાં પ્રબળ હિતસંબંધ " રખાય છે. આવી રીતે પોતાના વિચારની દિશા બદલવામાં માણસો દેશમાંહેના ઝઘડા, પછી તે વ્હિગ અને ટોરી પક્ષ

વચ્ચે હોય, રાજ્યધર્મ અને તેનાથી છુટા પડી ગયલા પંથ વચ્ચે હોય, અથવા રાજા અને પાર્લામેન્ટ વચ્ચે હોય તે ઉપરથી દૃષ્ટિ ખેંચી લઇ દુનિયાના વ્યવહારમાં પોતાનો દેશ કેવો ભાગ લઇ શકે તથા તેણે કેવો ભાગ લેવો જોઇએ તે ઉપર નજર દોડાવે છે. પરદેશમાંના લાગવગ તથા પ્રવૃત્તિ માટેની આ અપેક્ષા કેટલીકવાર પરદેશી રાજ્યો તરફના હુમલા આવવાની ધાસ્તીને લીધે તથા રાષ્ટ્રના બચાવ માટે ગોઠવણ કરવાની જરૂરને લીધે જન્મ પામે છે. આ વિચાર બેશક કંઇક અંશે હુમલાની બીકમાંથી ઉદ્ભવી તેનાથી જ દૃઢ થાય છે, પણ તે રક્ષણ કરવાની જોગવાઇ કરીને અટકતો નથી. સ્વદેશાભિમાનમાંથી સંઘવ્યક્તિત્વનો જે પ્રબળ ભાવ ઉત્પન્ન થાય છે તે ભાવ કોઇના પણ વ્યક્તિત્વની માફક પોતાનો પ્રભાવ બતાવવા, પોતાની પ્રવૃત્તિની કક્ષા લંબાવવા, અને બીજાઓનાં ભાગ્ય દોરવવા અથવા તે ઉપર અંકુશ રાખવા મથે છે. એકંદર રીતે જોતાં સોળમા અને સત્તરમા સૈકામાં આ ભાવ ગૌણ સ્થાને રહ્યો હતો. 'રિફરમેશન' અને ચાર્લ્સ પહેલાની સામા 'લાંબી પાર્લામેન્ટે' ઉઠાવેલા બંડને અંગે ચાલેલી ભારે ધમાધમીથી અંગ્રેજો પરરાજ્યો સાથેના વ્યવહારમાં જે હિત લેતા હતા તેમાં રાષ્ટ્રના રક્ષણ કરવા કરતાં આગળ જવા તેઓ નારાજ હતા. ઇલિઝાબેથના અમલ દરમિયાન સ્વદેશાભિમાની લાગણી સ્પેન સામે વિરોધ કરવામાં જ એકતાન થઇ રહી હતી, અને ખુદ ઇલિઝાબેથ પોતાની કંજુસાઇને લીધે ભારે આયુધો રાખવા વિરૂદ્ધ હતી અને જે પ્રકારની પરરાજ્યો સાથેની રાજનીતિનો એ સ્વીકાર કરે એમ ઘણા પ્રૉટેસ્ટન્ટ લોકો ઇચ્છતા તેના કરતાં ઘણી ઓછી મહત્વાકાંક્ષાવાળી રાજનીતિ એણે સ્વીકારી હતી. એનાથી બની શક્યું ત્યાં સુધી એણે આખા યુરોપના પ્રોટેસ્ટન્ટ લોકોના અગ્રેસરની પદવીનો સ્વીકાર કરવામાંથી છટકી જવા અને અંગ્રેજી રાજનીતિ બ્રિટનના ટાપુઓની હદમાં જ રાખવા યત્ન કર્યો. સ્કૉટલન્ડના વહીવટમાં માથું મારવું અને સ્પેન સામે રક્ષણ કરવું એ

એની પરરાજ્યો સાથેની રાજનીતિના મુખ્ય હેતુ હતો. જેમ્સ રાજાના અમલ દરમિયાન સ્કૉટલન્ડનું રાજ્ય ઇંગ્લંડના રાજ્ય સાથે જોડાઇ જતાં તે પરરાજ્ય ગણાતું અટક્યું, અને એ રાજાને એની પાર્લામેન્ટ સાથે જે અથડામણ ચાલી તેને લીધે ત્રીસ વર્ષના વિગ્રહની ભારે ઝપાઝપીમાં એ ભાગ લેતો અટક્યો. એવાં જ કારણને લીધે ચાર્લ્સ રાજાને પણ ઇંગ્લંડના કામકાજમાં વધારે કડક રીતે રોકાઇ રહેવું પડ્યું હતું. ક્રોમવેલે પરરાજ્યોના વહીવટમાં માથું મારવાની નીતિ સજીવન કરી, અને રાજા આઠમા હેનરી પછી કોઇએ કર્યું હોય તેના કરતાં વધારે સચોટ રીતે જેને આપણે હમણા સામ્રાજ્યવાદ કહી શકીએ તેના આદર્શો ફળિભૂત કરવા પાછળ મંડ્યો. પણ ક્રોમવેલે પરરાજ્યો સાથેની નીતિનું સતત અનુકરણ કર્યું હતું તેમ જ એણે જાથુનું મોટું લશ્કર ઉભું કર્યું હતું. એ બન્ને બીનાથી ઇંગ્લંડના બન્ને રાજદ્વારી પક્ષનો અભિપ્રાય એની તરફેણમાંથી ખસી ગયો હતો. ટોરી પક્ષવાળાઓ મોટું લશ્કર રાખવું પડે એવી કોઇ પણ બાબત તરફ અણવિશ્વાસથી જોતા. ચઢી આવતા દુશ્મનની સામા ઇંગ્લંડના કિનારાનું રક્ષણ કરવું એ તેમની મોટામાં મોટી અભિલાષા હતી, અને એ રક્ષણ માટે મુખ્યત્વે કરીને તેઓ નૌકા ઉપર ભરોસો રાખતા. ફ્રાન્સની પ્રબળ સત્તાની ધાસ્તીને લીધે ધીમે ધીમે અંગ્રેજોનો અભિપ્રાય વધારે આયુધો રાખવા તરફ તથા પરરાજ્યો સાથેની વધારે વેગવાળી રાજનીતિ સ્વીકારવા તરફ દોરાયો હતો. ત્રીજા વિલિયમ રાજાનું ચિત્ત યુરોપખંડમાં ચાલતી લડાઇઓમાં સંપૂર્ણ રીતે પરોવાઇ ગયું હતું અને ચૌદમા લુઇને હરાવવાના હથીઆર તરીકે ઇંગ્લંડની રાજગાદી તેને વધારે ઉપયોગી થઇ હતી, છતાં સને ૧૬૮૮ પછી યુરોપમાં અંગ્રેજી સત્તા પુર જોરમાં જમાવવામાં એની પાર્લામેન્ટ તથા એની પ્રજાનું અનુમોદન મેળવવામાં એને મુશ્કેલી નડી હતી. એમ છતાં વ્હિગ પક્ષવાળાઓએ ઘણે ભાગે એના વિચારને ટેકો આપ્યો હતો, અને એણે

આરંભેલી પરરાજ્યો સાથેની જુસ્સાદાર રાજનીતિ વ્હિગ સિદ્ધાંતોના ભાગ તરીકે ગણાવા લાગી. રાણી એનના અમલના આખરનાં વર્ષમાં ટોરી રાજતંત્રની નીતિ એવી સંકુચિત હતી કે તેને હવે આપણે "નાનું ઇંગ્લંડ" ટકાવી રાખવા મથતું રાજતંત્ર કહીએ તો હરકત નથી; અને ત્રીજા જ્યૉર્જ રાજાના અમલ દરમિયાન ટોરી પક્ષનો પુનરોદ્ધાર થતાં મોટા પિટના પ્રધાનમંડળને સત્તા ઉપરથી ખસવું પડયું અને પારિસના તહની શરતોમાં કેટલીક અણસમજુ છુટછાટ અપાઇ. મહાન સામ્રાજ્યવાદી તરીકે વિલિયમની પછી બીજે સ્થાને પિટની ગણના થતી; એ જાતે વ્હિગ વિચારનો હતો. વળી અમેરિકામાંનાં વસાહતો ઉપર કર નાખવાનો પાર્લામેન્ટનો હક્ક હતો એવી આગ્રહપૂર્વક જીદ કરવામાં ત્રીજો જ્યોર્જ રાજા સામ્રાજ્યવાદનો કોઇ ખામીભરેલો અને નહિ સમજી શકાય એવો સિદ્ધાંત પ્રતિપાદન કરતો હતો એમ કહી શકાય નહિ. એ તો માત્ર રાજાના અધિકારને અમલમાં મુકવા સારુ કરેલો સ્વચ્છંદી ઠરાવ હતો. એ વૃત્તિ શાહીસત્તાને ઉચ્ચ સ્થાને લઇ જવાની સામાન્ય ઇચ્છાની સાથે જ સ્વાભાવિક રીતે દશ્ય થાય છે. નાનો પિટ નાણાંશાસ્ત્રી તરીકે સુલેહ જાળવવા અંતઃકરણપૂર્વક આતુર હતો અને પરરાજ્યો સાથેની એની રાજનીતિમાં વારંવાર કુશળતાનો અભાવ દેખાતો હતો. તોપણ તેને જોરદાર અને ચાલાકીભરી કરવા પુરતા એના પિતાના ગુણો એનામાં જોઇએ તેટલા પ્રમાણમાં ઉતરી આવ્યા હતા. ફૉક્સ પરરાજ્યો સાથેની ચાલાકીભરી રાજનીતિની ઝનુનથી વિરુદ્ધ થતો હતો એ બીનાથી બેશક એના આ સંબંધના રાજદ્વારી લાગવગને પુષ્ટિ મળી હતી. પિટ અને ફૉક્સ વચ્ચેની સ્પર્ધાને લીધે જ કદાચ હમણાંના સંરક્ષણવાદી પક્ષના સિદ્ધાંતમાં સામ્રાજ્યવાદ ભેળાઇ ગયો છે.

જે તત્વોમાંથી હમણાંનો સંરક્ષણવાદ બન્યો હતો તે તત્વો એક-બીજામાં ભળી ગયાં અને તેમાંથી આપણે ઓળખી શકીએ એવું પરિણામ આવ્યું તે સમય સુધી એ તત્વોનું આપણે નિરીક્ષણ કરી

ગયા છીએ. પણ સંરક્ષણવાદને હસ્તિમાં લાવનાર ફ્રાન્સની રાજક્રાંતિ ( French Revolution ) હતી. નૈસર્ગિક સંરક્ષણવૃત્તિ, ટોરીવાદ, સામ્રાજ્યવાદ એ સઘળાંએ ચોક્કસ રાજનીતિનિપુણ શખસોના મન ઉપર અસર કરી હતી અથવા એ સઘળાં આખા સમાજના મનમાં વીખરાયલાં પડ્યાં હતાં. પરંતુ સને ૧૭૯૦ સુધી સંરક્ષણવાદીઓનો ચોક્કસ પક્ષ પડ્યો નહોતો તેમ સંરક્ષણવાદના સિદ્ધાંતો બુદ્ધિપૂર્વક માનનારાઓને મળતું આવે એવું કોઇ મંડળ સ્થપાયું નહોતું. એ વાદનું નામ પણ ચાલીસ વર્ષ પછી શોધી કહાડવામાં આવ્યું હતું; પણ સને ૧૭૯૦ થી ફ્રાન્સની રાજક્રાંતિ તથા તેમાં રહેલા સિદ્ધાંતની અસર હેઠળ આખા ઈંગ્લંડના રાજકીય પ્રકરણના બે વિભાગ પડી ગયા હતા; અને જેઓ રાજક્રાંતિની પ્રવૃત્તિની સામે દઢતાથી બાથ ભીડી ખડા થયા હતા તેમણે રાજકીય પ્રકરણમાં ઉભા કરેલા પક્ષને આપણે હમણા સંરક્ષણવાદી પક્ષ કહીએ છીએ. સંરક્ષણવાદની પ્રવૃત્તિ શરૂ કરી તેને દોરવવામાં પિટ અને બર્ક જેવા બે મહાન પુરૂષોએ ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. પિટ વ્યવહારિક બુદ્ધિવાળો હતો, એણે ફ્રાન્સની રાજક્રાંતિના વિરોધીઓની સરદારી લીધી હતી, અને એની પુઠે ત્રીજા જ્યૉર્જ રાજાનો ટોરીવાદ, બર્કની નૈસર્ગિક સંરક્ષણવૃત્તિ, સામ્રાજ્યની નજરે દેશની જે મહત્તા જાહેર કરવામાં એ સૌથી આગ્રહી હતો તે વધારવા માટે એની આતુરતા, એ સઘળાંનાં એકત્ર બળે રાજક્રાંતિમય ફ્રાન્સને રાજધર્મ અને રાજાના દુશ્મન તરીકે, જે કંઇ નિયમિત અને ઠરેલી પદ્ધતિએ ચાલ્યા કરતું તે સઘળાનો નાશ કરનાર તરીકે, ઈંગ્લંડની મહત્તા અને કદાચ સલામતી જોખમમાં નાખનાર પ્રચંડ વેરી તરીકે લેખી તેની સામા થવા તજવીજ કરી. અને બર્ક સંરક્ષણવાદનો સૌથી પહેલો અને કદાચ સૌથી મોટો ઉપદેશક હતો. એણે અદ્ભૂત વકતૃત્વ શક્તિ વડે રાજક્રાંતિ વિરૂદ્ધની દઢ શ્રદ્ધા સખત ભાષા મારફત વ્યક્ત કરી હતી, અને સંરક્ષણવાદની પ્રવૃત્તિમાં દાર્શનિક સિદ્ધાંતનું ગૌરવ તથા ધાર્મિક લડાઇનો જુસ્સો આમેજ કર્યો હતો.

સાધારણ રીતે બર્કને વ્હિગ અને પિટને ટોરી ગણવામાં આવે છે, પણ ખરેખર આ ગંભીર પ્રકારની સમજફેર છે. બર્ક એના આખા જીવન દરમિયાન સંરક્ષણવૃત્તિને પોષનાર હતો. જુવાનીમાં એ વ્હિગ હતો અને રાજાની વધતી જતી સત્તાનો વિરોધી હતો. પણ એની અગાઉ થઇ ગયલા કલેરેન્ડનની માફક, એ સંરક્ષણવૃત્તિને પોષનાર રહેવા છતાં ફ્રાન્સની રાજક્રાંતિએ એને વ્હિગમાંથી ટોરી પક્ષમાં હડસેલી દીધો; અને એનું 'ફ્રાન્સની રાજક્રાંતિ ઉપરના વિચારો' (Reflections on the French Revolution) નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારથી એને વ્હિગ નહિ પણ ટોરી માનવો જોઇએ. એ ખરૂં છે કે એણે આવા આક્ષેપ સામા આવેશમાં આવી તિરસ્કાર દર્શાવ્યો હતો, અને એ પોતે વ્હિગ હોવાનો દાવો કરતો હતો. ફ્રાન્સની રાજક્રાંતિને જેટલો બર્ક ધિક્કારતો હતો તેટલો જ સને ૧૬૮૮ના જુના વ્હિગપક્ષવાળાઓ તેને ધિક્કારતે એ દૃષ્ટિએ બર્કનું વ્હિગ હોવા માટેનું સમર્થન ખોટું નથી. પણ આમ કહેવાનો અર્થ એટલોજ થાય છે કે બર્કની માફક, જુના વ્હિગ પક્ષવાળાઓ, ફ્રાન્સની રાજક્રાંતિને લઇ ટોરી થઈ ગયા હોત. ટોરી પક્ષવાળાનું આવશ્યક લક્ષણ એ છે કે રાજધર્મ તથા રાજાને લગતી વઢવાડમાં તે હમેશાં શાહી અને ધાર્મિક પક્ષે ઉભો રહે છે. સને ૧૭૯૦ સુધી જ્યારે જ્યારે રાજા અને રાજધર્મની પ્રતિષ્ટા બાબત વઢવાડ થતી, ત્યારે ત્યારે બર્કે તેનો બચાવ કરવા કરતાં તે ઉપર હુમલા કર્યા હતા; પણ એ વર્ષ પછી સરખી રીતે એ રાજધર્મ અને રાજાના પક્ષમાં ઉભો રહ્યો હતો.

એથી ઉલટું ફ્રેન્ચ સિદ્ધાંત સાથેના ઝગડાની ખેંચતાણમાં બર્કના કરતાં પિટના વિચારો ઘણા ઓછા ફર્યા હતા. એ બર્કના જેવો આગ્રહી વ્હિગ નહોતો; તેમ એ એટલો આગ્રહી ટોરી પણ થયો નહોતો. આ બાબત ખરી રીતે દર્શાવીએ તો બર્કના કરતાં પિટ હમેશાં સંરક્ષણવૃત્તિને ઓછો પોષનારો હતો. અને જ્યારે બર્ક વ્હિગવાદમાંથી ટોરીવાદમાં ભળી ગયો ત્યારે એની સંરક્ષણવૃત્તિએ

ટોરીવાદના ઝનુનમાં ઉમેરો કર્યો, કારણ એ જ વૃત્તિને વળગી રહેવું એ રાજદ્વારી બાબતમાં એનો સર્વોપરિ સિદ્ધાંત હતો; એથી ઉલટું પિટ ઘણી બાબતમાં રાજબંધારણમાં સુધારા કરવાની બાબતને અનુમોદન આપવા તરફ ઢળતો હોવાથી એણે વધારે શાંતિથી અને વધારે સંકોચથી રાજક્રાંતિની વિરૂદ્ધનો પક્ષ સ્વીકાર્યો. સંરક્ષણવૃત્તિને પોષવામાં બર્ક ખરેખર કાંઇપણ નિર્બંધ વિના આવેશમાં આવી જતો. એને લીધે અમેરિકા સાથેના વિગ્રહની બાબતમાં ત્રીજા જ્યૉર્જ રાજાની સામેના વિરોધમાં એ પોતાના દેશના દુશ્મનો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાની નિંદ્ય હદે ખેંચાઈ ગયો હતો. રાજક્રાંતિમય ફ્રાન્સે સ્વીકારેલાં સિદ્ધાંત તરફ કમકમાટ દર્શાવવામાં એ પોતાના 'રાજાને મારી નાંખી સ્થપાએલી શાંતિ બાબતના પત્રો' (Letters on a Regicide Peace) નામના ગ્રંથમાં ઝગઝગતી ભાષામાં અનહદ અતિશયોક્તિ કરવા દોરવાઇ ગયો હતો. એ કોઇપણ સમયે સામ્રાજ્ય-વાદી નહોતો. એનામાં સ્વદેશાભિમાનની લાગણીનો અભાવ હતો એવું નહોતું, છતાં પોતાના દેશની મહત્તા અને શક્તિ કરતાં સ્વાધીનતા અને સુલેહ શાંતિની બાબતોમાં એને અતિશય વધારે રસ પડતો. એ અમેરિકા તરફ મિત્રભાવ ધરાવતો હતો, કારણ એ અમેરિકાએ ઉઠાવેલા સવાલને સ્વાધીનતાનો સવાલ માનતો હતો; એને ફ્રાન્સ તરફ દુશ્મનાવટ હતી, કારણ ફ્રાન્સનું કાર્ય અરાજકતા અને અધર્મને ટેકો આપતું હોવાનું એ માનતો હતો. એથી ઉલટું પિટને પોતાના દેશની મહત્તા પરરાજ્યોના સંબંધમાં હમેશાં જળવાઇ રહે એ માટે ભારે અભિમાન હતું; અને જો કે એ સ્વભાવે શાંતિપ્રિય હતો, છતાં તક આવતાં દેશની સત્તા જુસ્સા અને હિમ્મતથી બતાવી આપવા એ હમેશાં તૈયાર રહેતો. આવા બે મહાન પુરૂષોના પ્રભાવ હેઠળ અર્વાચીન સમયમાં ઉપલબ્ધ થતો સંરક્ષણવાદ હસ્તિમાં આવ્યો.

સંરક્ષણવાદનો જન્મ અમુક દિવસે થયો એમ ઠરાવવું મનોરંજક હોઇ કોઈ રીતે ખોટું નથી. સને ૧૭૯૦ના મે માસની ૬ ઠી તારીખે

કેનેડા માટે રાજબંધારણ સ્થાપવા સારૂ ઘડેલા કવેએકના મુસદ્દા ઉપર ચર્ચા કરવા માટે આમની સભા પોતાની જ સમિતિમાં ફેરવાઇ ગઈ; અને તે સમયની કામ કરવાની પદ્ધતિ અનુસાર શિરસ્તા મુજબની 'મુસદ્દો કલમવાર વાંચવા'ની દરખાસ્ત રજુ થઇ એટલે, બર્ક ખડો થઇ ગયો અને ફ્રાન્સનાં કામકાજ સંબંધી વિસ્તારપૂર્વક ભાષણ શરૂ કર્યું. સ્વાભાવિક રીતે સદરહુ સવાલ ચાલતી ચર્ચાને લગતો ન હોવાની ફરિયાદ થઇ અને તે વખતે ચાલતી રૂઢી પ્રમાણે કેટલીક ચર્ચા થયા પછી લૉર્ડ શેફીલ્ડે દરખાસ્ત મુકી કે 'ફ્રાન્સનાં રાજબંધારણ ઉપર વિવાદયુક્ત ભાષણો કરવાં તથા ફ્રાન્સમાં બનતા બનાવોનાં વર્ણન આપવાં એ સમિતિ રૂબરૂના સવાલના સંબંધમાં નિયમિત અથવા રીતસરનું નથી.' જે ભાષણ બર્કે ઘણી સંભાળપૂર્વક તૈયાર કર્યું હતું અને જેમાં એ અગાધ રસ લેતો હતો તે ભાષણ કરવામાં પડેલા અટકાવથી, પાર્લામેન્ટમાં જેણે ભાષણ કર્યું હોય તે સહેલાઇથી સમજી શકે તેમ બર્ક બેશક ઘણો ગુસ્સે થયો, અને આપણે એમ ધારી શકીએ કે કદાચ એને એમ પણ લાગ્યું હશે કે ઇંગ્લંડમાં જે ઉચ્ચ પદ એ ભોગવતો હતો તેને લઇને તેમજ એની બુદ્ધિમતાને લઇને એને આ બાબત પુષ્કળ છુટ લેવાનો અધિકાર હતો. આથી જ્યારે આ દરખાસ્ત ઉપર બોલતાં ફોક્સે ફ્રાન્સની રાજક્રાંતિની તરફેણ કરનારા વિચારો ફરી જાહેર કર્યા અને બર્કે આગળ દર્શાવેલા વિચારો સાથે સરખાવતાં તેની આ વખતની વર્તણુક બંધબેસતી ન હોવા બાબત ટીકા કરી ત્યારે જાણવાજોગ ધડાકો થયો. આવેશના ભારે ઉભરાની અસર હેઠળ બર્કે કટુતાથી પોતા તરફ ચલાવવામાં આવેલી વર્તણુક માટે ફરિયાદ કરી, પોતા તરફ દયાહીન અને ઘાતકી થવાનો ફોક્સ ઉપર આરોપ મુકયો, અને જાહેર કર્યું કે આમની સભાના એક પક્ષનો એને ટેકો નહોતો અને બીજા પક્ષે એનો તિરસ્કાર કરી એને માનભંગ કર્યો હતો, છતાં એણે પોતાની ફરજ બજાવી હતી અને પોતાના દેશનું ભલું થાય એ માટે ખુશીથી પોતાનો ભોગ આપવા એ તૈયાર હતો. આમ કહી એણે ફોક્સ સાથેની

મિત્રતા અને એના પક્ષ સાથેનો સઘળો સહકાર છોડી દીધાં. કોઇપણ રાજદ્વારી મિત્રો વચ્ચે જેટલો ગાઢો અને સ્નેહશીલ સંબંધ કદી જોડાયો હોય તેવો જાતિ સંબંધ આ પ્રમાણે આવેશમાં તુટે એ ઉપરથી આ સમયે ભિન્ન ભિન્ન પ્રવાહો કેટલા જોરમાં વહેતા હતા તે દર્શિત થાય છે. આ પછી એટલું સ્પષ્ટ હતું કે મિત્રો વચ્ચે સખત ભંગાણ પાડે એવા ઇંગ્લંડની રાજદ્વારી બાબતોમાં પડેલા ખરેખરા પક્ષો ફ્રાન્સનાં નવાં સિદ્ધાંત સાથે સંબંધ ધરાવતા થશે. હવે પછી ફ્રાન્સની રાજ-ક્રાંતિથી વ્યક્ત થતી પ્રથમ અને સૌથી પ્રચંડ પ્રવૃત્તિ જેવી પ્રવૃત્તિની સામા અથવા તરફેણમાં માણસોએ પોતાનો અભિપ્રાય જણાવવો જોઇશે, અને બર્કે પોતાના દેશની સલામતી ખાતર પોતાની ખાનગી મિત્રતાનો ભોગ આપ્યો હતો એવી ફરિયાદમાંથી સંરક્ષણવાદ જન્મ્યો એમ કહી શકાશે.



# પ્રકરણ ૩ જું

## બર્ક અને હાલનો સંરક્ષણવાદ

બર્કનું ફ્રેન્ચ રાજ્યક્રાંતિ ઉપરના વિચારોનું પુસ્તક હાલમાં વંચાવવું જોઇએ એટલું વંચાતું નથી. લોકો તે તરફ બેદરકાર થાય એનાં કારણો સમજવાં સહેલ છે. સને ૧૬૮૮માં ઇંગ્લંડમાં થએલી રાજક્રાંતિ વખતે અને ત્યારપછી ઇંગ્લંડે રાજદ્વારી ડાહાપણ અને ન્યાયનું જે ધોરણ સાધારણ રીતે સ્વીકાર્યું હતું તે ધોરણને અનુસરી ફ્રાન્સની રાજક્રાંતિને ધિક્કારી કહાડવી એ આ પુસ્તકનો મુખ્ય વિષય છે. આ ધોરણની દૃષ્ટિએ જોતાં ફ્રાન્સની રાજક્રાંતિનો કોઇ પણ રીતે બચાવ થઇ શકે નહિ એ નિર્વિવાદ છે; આ એટલું ખુલ્લું છે કે એની પુષ્ટિમાં કંઇ પણ વાદવિવાદની જરૂર જ રહેતી નથી, તેમ આ સિદ્ધાંત માટે હાલના વાચકવર્ગને કંઇ રસ ઉપજે એમ નથી. સને ૧૭૮૯ માં ફ્રેન્ચ લોકોએ આદરેલી નીતિ માટે તેમને દોષ દેવા એ વર્ગ સર્વ રીતે તૈયાર રહે છે. પરંતુ એ લોકોએ સત્તરમા અને અઢારમા સૈકાના વ્હિગ અને ટોરી પક્ષના રાજનીતિવિશારદો કરતાં જુદા જ સિદ્ધાંત ઉપર કામ લીધું હતું. તે કારણે આ દોષ ટકી શકતો નથી. આથી જ બર્કના વિચારો નિરર્થક થાય છે, અને ઉપલક વાંચી જનાર એ પુસ્તકને ઘણું જુનું અને તેથી બિનઉપયોગી ગણી મુકી દેવા લલચાય છે. પણ આવા અસલી જમાનાના ગણાય એવા વિચારો ઉપરાંત એ પુસ્તકની બીજી ઘણી ખામીઓ છે. બર્કને ફ્રાન્સની રાજક્રાંતિમાં રહેલાં સામાજિક કારણોની ઘણી અપૂર્ણ માહિતી મળી હતી. પણ આ માહિતી એ રાજક્રાંતિનાં નિરીક્ષણ માટે સૌથી ઉત્તમ છે. ફ્રાન્સની રાજક્રાંતિ અને હમણાના વખત વચ્ચે અત્યારે જે સમય પસાર થઇ ગયો છે તે પછી એ બાબત વિચાર કરતાં જમીન વહેંચણીની પદ્ધતિમાં તથા નાણાં પ્રકરણમાં ચાલતી

ગેરરીતિઓ ગમેતેવી રીતે સુધારી આખરે જે સારૂં પરિણામ નીપજ્યું હતું તેને રાજક્રાંતિના શુદ્ધ રાજદ્વારી ફેરફારોમાં પ્રત્યક્ષ જણાઇ આવતી અનેક ખામીઓ અને ગુન્હાઓનું ગંભીર રૂપ ઓછું કરવા બર્ક સ્વીકારી શકતો તે કરતાં વધારે અગત્યતા આપવી જોઇએ. છેલ્લે પ્રસ્તુત પુસ્તકની રચના કોઈ પણ રીતે સ્પષ્ટ સમજાય એવી અથવા ખેંચાણકારક નથી. જે વિગતવાર બાબતોમાં હવે કંઇ રસ રહ્યો નથી તેમાં ઘણી જગા રોકાઇ ગઇ છે, અને શૈલી જો કે અદ્દભૂત શક્તિવાળી અને સુંદર છે છતાં તે એવી જાતની છે કે તે હાલમાં વાપરવા માટે યોગ્ય ગણાતી નથી.

સઘળી વાજબી ટીકા દરગુજર કરીએ તોપણ પુસ્તકની વિશિષ્ટતા ઉચ્ચ કોટિની હતી એમ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી. એ ખરૂં છે કે ફ્રાન્સની રાષ્ટ્રીય સભા (National Assembly )ની ખામીઓ બતાવવામાં આવે તે વાંચવા આપણને હવે ઘણો રસ રહેતો નથી. પણ સઘળી મુખ્ય ટીકાઓ કરવામાં બર્ક ખરો હતો અને ફ્રાન્સના રાજબંધારણ રચનારાઓ ખોટા હતા એ બાબત કોઇ પણ વાજબી રીતે શક લઇ શકે એમ નથી. તેઓએ રાજાને તેને પોતાને અસહ્ય થઇ પડે અને રાજ્યને જોખમકારક થાય એવી સ્થિતિમાં મુકયો હતો એમ માનવામાં એ ખરો હતો; તેમ ધર્મસ્થાનોને લગતી જમીન જપ્ત કરવાનું કામ અતિ દુષ્ટ અને અન્યાયી હતું તથા તેથી દેશની નાણાં સંબંધી સ્થિતિમાં કંઇ પણ દેખીતો સુધારો થયો નહોતો એમ માનવામાં એ વાજબી હતો; જાહેર હુંડીઓ બહાર પાડવાની ભૂલ વખોડી કહાડવામાં એ ખરો હતો; ધર્મગુરૂઓ માટે લૌકિક દૃષ્ટિએ ઘડેલાં બંધારણને દુષિત ઠરાવવામાં એ વાજબી હતો; પાંચમી અકટોબરના બનાવોને બખેડાના આકસ્મિક ઉભરા કરતાં વિશેષ ગંભીર પ્રકારના માની તથા તે મારફત વ્યવસ્થા અને સ્વાધીનતા બન્નેનો સદંતર નાશ કરનારાં સિદ્ધાંત વ્યક્ત થતાં હોવાનું માની એ બનાવોને ધિક્કારવામાં એ વાજબી હતો; સઘળી વિદ્યમાન્ સંસ્થાઓને જમીન દોસ્ત કરતાં

જુલ્મગાર રાજતંત્ર માટે માર્ગ ખુલ્લો થશે એવી અગમચેતી કરવામાં એ વાજબી હતો. જુલ્મી રાજ્ય (Reign of Terror) અથવા નેપોલીઅનનું સામ્રાજ્ય સ્થપાયાની પૂર્વે ઘણા વખત પહેલાં સને ૧૭૯૦માં આ પુસ્તક એણે લખ્યું હતું એમ યાદ કરીએ તો એનું રાજદ્વારી જ્ઞાન ઘણું અદ્ભુત હોય એમ આપણને લાગ્યા વિના રહેતું નથી. એના પુસ્તકની સ્થાયી ઉપયોગિતા સને ૧૭૮૯ની રાજક્રાંતિ ઉપરના એના આક્ષેપોની વ્યાપક સત્યતા ઉપર જ મુખ્યત્વે કરીને અવલંબી રહેતી નથી. ફ્રાન્સની રાજક્રાંતિ વેળાએ ભૂલો તથા અન્યાય કરવામાં આવ્યાં હતાં તથા નિરંકુશ ઘાતકીપણું ચલાવવામાં આવ્યું હતું એમ સફળ રીતે સાબીત કરવામાં હમણાના વાચકને કંઇ ખાસ રસ રહેતો નથી. આ સઘળી દુષ્ટતા ચલાવવામાં આવ્યાને ઘણો કાળ થઇ ગયો છે. એની હકીકત અત્યાર પહેલાં થઇ ગએલી કોઇ ફોજદારી ગુન્હાની તપાસના નિવેદન જેવી લાગે છે. ફરિયાદ પક્ષ તરફથી થએલાં સૌથી સમર્થ ભાષણની પણ આપણા ઉપર કંઇ અસર થતી નથી. પણ જેમ કાલ્પનિક વાતમાંની નાયિકાનું મ્હોડું ઉઘડતાં તેમાંથી મોતી ખરતાં તેમ બર્કનું પણ હતું. સામાવાળા ઉપર આક્ષેપ કરતી વેળાએ એ હમેશાં ઘણા ઉંડા અને હમેશના હિતના સવાલોની સામાન્ય ચર્ચા કરવામાં આડો નીકળી જાય છે; અને આ ચર્ચાને માટે જ રાજદ્વારી પ્રકરણના સઘળા અભ્યાસીઓએ એનું આ પુસ્તક વાંચવું જોઇએ. આપણા હમણાના કાર્ય માટે એ પુસ્તકમાં ચર્ચવામાં આવેલા મુખ્ય ૭ વિષયો તરફ જ લક્ષ દોડાવવાનું યોગ્ય લેખાશે. કારણ એ વિષયો સંરક્ષણવાદની ભાવનાના મૂળમાં હમેશાં રહેલા હોય છે. બર્કે એ પુસ્તક લખ્યું ત્યારે આ વિષયોમાં જેટલો રસ લેવાતો હતો તેટલો જ હમણાં પણ લેવાય છે. પ્રથમ બર્કે ધર્મની અગત્યતા તથા રાજ્ય તરફથી થતા તેના સ્વીકારની મહત્તા ઉપર ભાર મુક્યો હતો. બીજું રાજદ્વારી અથવા સામાજિક સુધારણા દાખલ કરતી વેળાએ છુટાઇવાયા માણસો ઉપર કરવામાં આવતો અન્યાય એ અંતઃકરણ-

પૂર્વક ધિક્કારતો અને નિંદતો. ત્રીજું સમાનતાની ક્રાંતિમય ભાવના ઉપર એણે સખત પ્રહાર કર્યા, અને પદવી અને દરજ્જા વચ્ચેના તફાવતની સત્યતા અને જરૂરીઆતનું સમર્થન કર્યું. ચોથું, એણે પ્રતિપાદન કર્યું હતું કે ખાનગી મિલકત પવિત્ર સંસ્થા જેવી હતી અને તે સમાજનાં હિત માટે પ્રાણ સમાન હતી. પાંચમું, સમાજને એ યાંત્રિક શક્તિ કરતાં વિશેષ સેન્દ્રિય શક્તિ તરિકે ગણતો અને જણાવતો કે એ સેન્દ્રિય શક્તિ સમજવા માટે ઘણી ગૂઢ હતી. છઠ્ઠું, સમાજના સેન્દ્રિય લક્ષણની ભાવનાની સાથે સાથે એ ભૂતકાળની નિરંતરતા જાળવવાની તેમજ બની શકે તેમ ધીમે ધીમે અને જેટલી ઓછી અવ્યવસ્થા થાય તેમ ફેરફારો કરવાની જરૂરીઆત ઉપર ભાર મુકતો.

આ બાબતો ઉપર બર્કના મન્તવ્યો વ્યકત કરનારા એ પુસ્તકમાંના કેટલાક ફકરાઓનો આપણે અહીં ઉલ્લેખ કરીશું, કારણ એ પુસ્તક ભાગ્યે જ વંચાતું હોવાથી એના જ શબ્દો અહીં આપવાનું ઇષ્ટ જણાય છે. રાષ્ટ્રજીવન માટે ધર્મ કેટલો કિમતી અને મહત્વનો છે એ વિષય ઉપરની એની ટીકાનો ઘણો ભાગ વાંચવા જેવો છે. ફ્રાન્સનાં રાજારાણી તરફનાં અપમાન બાદ કરીએ તો ત્યાંની રાષ્ટ્રીય સભાની રાજસંમત ધર્મસંસ્થા તથા ધર્મ તરફની વર્તણુકથી બર્કને જેટલો ગુસ્સો ઉપજ્યો હતો તેટલો ત્યાંની રાજક્રાંતિ દરમિયાન બનેલા બીજા કોઇ પણ બનાવથી ઉપજ્યો નહોતો. ખ્રિસ્તિ તરીકે જ નહિ પણ રાજકાર્યધુરંધર તરીકે અને રાજનીતિ શાસ્ત્રના અભ્યાસી તરીકે એને આ ખીજવાટ થયો હતો,

એણે જણાવ્યું હતું કે "આપણે જાણીએ છીએ અને એ જાણવા માટે આપણે મગરૂર છીએ કે માણસ એની પ્રકૃતિને લઇને ધર્મનિષ્ઠ પ્રાણી છે. અનીશ્વરવાદ આપણી બુદ્ધિની જ નહિ પણ આપણા સ્વાભાવિક જ્ઞાનની પણ વિરૂદ્ધ છે; અને એ વાદ લાંબો વખત ટકી શકતો નથી." જરા આગળ એ આ પ્રમાણે બોલ્યો હતો:—

"આપણી રાજસંમત ધર્મસંસ્થા વિશે બોલવાની રજા લઉ છું; એની આપણે પ્રથમ તરફદારી કરીએ છીએ. એ તરફદારી અક્કલવિનાની નથી, પણ એમાં અગાધ અને વિસ્તૃત ડહાપણ રહેલું છે. હું તે બાબત પ્રથમ ઉલ્લેખ કરૂં છું. એ આપણા મગજમાં અગ્રસ્થાન રોકે છે એટલું જ નહિ પણ આપણે એના નામનું રટણ કરીએ છીએ. કારણ હાલની પ્રચલિત ધાર્મિક પદ્ધતિને મૂળ પાયા તરીકે ગણી પ્રથમથી જ વ્યક્ત થએલી અને ત્યારથી એક સરખી જણાઇ આવતી માણસ જાતની બુદ્ધિને ઉપયોગમાં લેવાનું આપણે ચાલુ રાખીએ છીએ. એ બુદ્ધિએ કુશલ શિલ્પશાસ્ત્રી તરીકે રાજ્યોની ભવ્ય ઇમારતો બાંધી છે એટલું જ નહિ, પણ દૂરદર્શી માલિક તરીકે એ મકાનોને પવિત્ર દેવસ્થાન તરીકે ગણી તેને ધૂર્તપણા, બળાત્કાર, અન્યાય અને જુલ્મરૂપી મલિનતાથી શુદ્ધ રાખવા તથા તેને દુષિત તેમજ ક્ષીણ થતી અટકાવવા વિધિપૂર્વક અને હમેશ માટે રાજતંત્રની અને તેમાં સઘળા વહીવટ ચલાવનારાઓની યોજના કરી છે. આ યોજના એવી મતલબથી કરવામાં આવી છે કે માણસ જાત ઉપર અમલ ચલાવતી વેળાએ જે સઘળાઓમાં ઇશ્વરી અંશ હોવાની માન્યતા રહે છે તે સઘળાઓ પોતાના અધિકાર અને અંતિમ હેતુ વિશે ઉચ્ચ અને વાજબી વિચારો ધરાવતા હોય, તેમની આશા હમેશાં અમરત્વથી છલકાતી હોય; તેઓ સાંપ્રતકાળે મળતી તુચ્છ દોલત તરફ તેમજ નીચ માણસો તરફથી થતાં ક્ષણિક અને અલ્પ સમયમાં ભૂલાઇ જતાં વખાણ ઉપર નજર નહિ રાખતાં પોતાનાં કર્તવ્ય-કર્મની જે હકીકત ચિરસ્થાયી રહે તે તરફ અને દુનિયામાં કિંમતી વારસા તરીકે જે દાખલાઓ તેઓ પોતા પાછળ મુકી જાય તેમાં આબરૂ અને કીર્તિ જળવાઇ રહે તે તરફ પુરતું લક્ષ આપે.

"આવા અતિશ્રેષ્ઠ આશયના સિદ્ધાંતો ઉચ્ચ પદવી ઉપર આરૂઢ થએલા પુરૂષોના મનમાં ઠસાવવા જોઇએ; અને આ સિદ્ધાંતોને નિરંતર

સજીવન રાખી અમલમાં મુકવા સારૂ ધાર્મિક સંસ્થાઓની જોગવાઇ કરવી જોઇએ."

× × ×

" રાજસત્તાના અંકુશ હેઠળ રહેલી ધાર્મિક સંસ્થા મારફત રાજ્યની પ્રતિષ્ટા વધે એ સ્વાધીન નાગરિકોનું હિત હૈડે ધરી તેમના મન ઉપર ધાક બેસાડવા માટે જરૂરનું છે; કારણ સ્વાધીનતા મેળવવા સારૂ સત્તાનો કંઇ નિશ્ચિત ભાગ એમણે પોતાના હાથમાં રાખી તેનો ભોગવટો કરવો જોઇએ......જે સઘળાઓના હાથમાં કાંઇપણ સત્તા હોય તેમના મન ઉપર તેઓ ટ્રસ્ટી તરીકે કામ કરે છે અને એ કામમાં તેમની વર્તણુક માટે તેમણે જગતના નિયંતાને જવાબ આપવાનો છે એવી સચોટ છાપ પાડવી જોઇએ."

અને જ્યાં રાજતંત્ર લોકશાસન પદ્ધતિ ઉપર ચાલતું હોય ત્યાં ધર્મ ખાસ અગત્યતા ધરાવે છે એ બાબત ઉપર એણે મજબુત ભાર મુકયો:—

"જનસમાજ કોઇપણ માણસને હાથે શિક્ષા ભોગવવાને કદી પણ પાત્ર થઇ શકે નહિ...એ સિદ્ધાંત એકલે હાથે અમલ ચલાવતા હોય એવા રાજકર્તાઓના મન ઉપર ઠસાવવા કરતાં જે અનેક વ્યક્તિઓ સાથે મળી રાજસત્તા ભોગવતી હોય તેમનાં મન ઉપર વધારે સચોટ રીતે ઠસાવવો જોઇએ......તેઓને સમજણ પાડવી જોઇએ કે તેમની પોતાની સલામતીને ખાતર કોઇપણ સત્તાનો સ્વચ્છંદી ઉપયોગ કરવાને તેઓને ઘણો જ થોડો અધિકાર છે, તેમ એ અધિકાર ભોગવવા તેઓ તેથી પણ ઓછા લાયક છે. આથી સ્વાધીનતાનાં ખોટાં ઓઢાં હેઠળ નહિ પણ ખરી રીતે અસ્વભાવિક અને ઉલટાવી નાંખેલો અધિકાર ચલાવી રાજ્યમાં જેઓ સત્તા ભોગવતા હોય તેમને તેઓ પોતાના હક્કને અનુલક્ષી પોતાનાં હિત તપાસવામાં સંપૂર્ણ રીતે રચ્યાપચ્યા રહેવાને નહિ પણ પ્રસંગોપાત વ્યક્ત થતી એમની મરજીને મુંગે મ્હોડે તાબે થવાને ફરજ પાડી શકે નહિ. આમ કરવામાં જેઓ

એમની સેવા બજાવે છે તેમનાં મનમાંથી સઘળા નૈતિક સિદ્ધાંતોનો, પ્રતિષ્ઠાની ભાવનાનો, તુલના શક્તિના ઉપયોગનો, અને ચારિત્ર્યની દૃઢતાનો લોપ થઇ જાય છે, અને એજ ધોરણે કામ કરી તેઓ પોતે સમાજમાંના દંભી પુરુષોની અથવા દરબારના ખુશામતીઆઓની નીચ લાલસાના યોગ્ય, લાયક પરંતુ અતિશય તુચ્છ ભોગ થઇ પડે છે.

"લોકો ધર્મની સહાયતા વિના સ્વાર્થથી તરબોળ થએલી ઇચ્છાશક્તિની દુર્વાસનામાંથી છુટા થાય એ અસંભવિત છે છતાં પણ જ્યારે તેઓ એ વાસના દૂર કરી શકે, જ્યારે તેઓને ભાન આવે કે પ્રતિનિધિત્વની વ્યવસ્થાના કોઇ ઉચ્ચ પ્રબંધ મુજબ જે સત્તા તેઓ ભોગવે છે તે નિયમસરની હોવા માટે જે સનાતન અવિકાર્ય કાયદા અન્વય ઇચ્છાશક્તિ અને બુદ્ધિ ભિન્ન નહિ પણ એક જ ગણાય છે તે કાયદા પ્રમાણેની હોવી જોઇએ ત્યારે જ તેઓ નીચ અને અશક્ત અયોગ્ય પુરુષોના હાથમાં સત્તા સોંપવામાં વધારે સંભાળ લેશે. કોઇપણ ઓદ્ધા ઉપર નિમણુક કરવામાં તેમનો હેતુ માત્ર સત્તાનો ઉપયોગ કરવા પુરતો રહેશે નહિ; તેઓ કોઇ નીચ હલકાં કામ માટે નહિ, પણ પવિત્ર ફરજ અદા કરવા માટે નિમણુક કરશે; તેમજ પોતાના અધમ સ્વાર્થની દૃષ્ટિએ, કે પોતાના સ્વેચ્છાચારી તરંગથી અથવા અનિયંત્રિત ઇચ્છાથી દોરવાઈ જઇ નિમણુક કરશે નહિ. પણ માણસજાતના દોષ તથા વિકારના મહાન તથા અનિવાર્ય ઢગલામાંથી જડી આવે એવા સાક્ષાત સદ્‌ગુણ તથા ડાહાપણ જેમનામાં એવા વિશિષ્ટ પ્રમાણમાં જોડાયલાં મળી આવે કે તેઓ સર્વ રીતે કામ કરવા યોગ્ય જણાય તેમને એવી સત્તા તેઓ આપશે ( કે જે કોઇપણ માણસ આપતાં તેમજ લેતાં સ્વાભાવિક રીતે ધ્રુજી ઉઠે )."

રાજસંમત ધર્મસંસ્થા સામેના હુમલાથી-ધર્મની સામાજિક અને રાજદ્વારી કિમતની બાબતમાં બર્કનાં મન્તવ્યો જેવી રીતે ખળભળી ઉઠયાં હતાં તેના કરતાં એના ન્યાયપરાયણતા તથા મિલકતની પવિત્રતા બાબતના વિચારો કંઈ ઓછાં ખળભળી ઉઠયા નહોતાઃ—

"જ્યારે પ્રજાસત્તા રાજસંમત ધર્મસંસ્થાને મિલકત તરીકે સ્વીકારે છે, ત્યારે તે વિચારને અંધબેસતા થવા તે એનાથી કંઈ વિશેષ કે ઓછું સાંભળવા તૈયાર હોતી નથી.-એમાં વધારો ઘટાડો કરવો એ મિલકતનો દ્રોહ કરવા બરાબર છે."

અને આગળ જતાં બર્ક જણાવે છે કેઃ—

"...તમારી રાજસંમત ધર્મસંસ્થાની લૂટથી આપણા કબજામાંની મિલકતોની સહીસલામતી પુરવાર થઇ છે. એથી લોકો ચોંકી ઉઠયા છે. તેઓ ધર્મસંસ્થાથી અન્ય લોકોને વિમુખ કરનારાં આવાં પ્રચંડ અને શરમ ઉપજાવનારાં કૃત્યોથી ત્રાસી જઇ ગભરાઇ ઉઠે છે. આથી તેમની આંખ ઉઘડી છે, અને હજી પણ વધારે અને વધારે ઉઘડતી જશે અને તેઓ પ્રત્યક્ષ અનુભવી શકશે કે કપટી મનુષ્યોનાં મન કેવી રીતે સ્વાર્થની દૃષ્ટિએ ખીલે છે અને તેમના ઉદાર વિચારો સંકોચાઇ જાય છે, અને આ સ્થિતિ દંભ અને કપટમાં શરૂ થઇ ખુલ્લા અત્યાચાર અને લૂટમાં વિરામ પામે છે. આપણા દેશમાં પણ આપણે એવી જ શરૂઆત થતી નિહાળીએ છીએ, અને તેથી એવાં પરિણામો આપણને અનુભવવાં ન પડે માટે સાવચેત રહીએ છીએ.

"મને આશા છે કે સામાજિક ઐકયના નિયમ અન્વયે આપણા ઉપર લધાએલી ફરજોની એવી સદંતર અવગણના આપણે કદી પણ કરીશું નહિં, કે જેથી પ્રજાસેવાના કંઈપણ ઓઠાં હેઠળ આપણે કોઇપણ બિનઅપરાધી નાગરીકનો સામાન જપ્ત કરીએ. એકે સામટા સેંકડો અને હજારોની સંખ્યામાં અમુક પ્રકારના આખા સમૂહનાં માણસો ઉપર કાંઇપણ તોહમત મુકયા વિના, તેમનું કહેવું સાંભળ્યા વિના, તથા તેમની તપાસ કર્યા વિના તેમની મિલકત કબજે લેવાનો વિચાર જુલ્મગાર સિવાય બીજું કોણ કરશે ? (જુલ્મગાર એ સંજ્ઞાથી મનુષ્ય સ્વભાવને દુષિત અને ભ્રષ્ટ કરે એવા દરેક અવગુણનું સૂચન થાય છે). અમીરી પદ ધારણ કરનારા અને પવિત્ર ધાર્મિક ફરજો બજાવનારા માણસોમાંના કેટલાક તેમની ઉંમરને લઇને

માન અને અનુકંપાને પાત્ર હોય તેવા માણસો પ્રજાસત્તાક રાજ્યમાં જે સૌથી વરિષ્ટ પદવી ભોગવતા હોય અને પોતીકી જાગીરી મિલકતની આવક ઉપર તેને ટકાવી રાખતા હોય તેમને તે પદવી ઉપરથી દરિદ્રતા ઉદ્વેગ તથા તિરસ્કારથી ભરેલી સ્થિતિમાં ફેંકી દેવાનું જેનામાં મનુષ્યત્વનો અંશ પણ ન રહ્યો હોય તેના સિવાય બીજું કોણ ધારી શકે ?"

દ્રવ્યદંડની શિક્ષા કરતાં રાજદ્વારી કારણોને લઈ મિલકત જપ્ત કરવાનું કાર્ય નૈતિક દૃષ્ટિએ ભિન્ન ગણવાના ભ્રમથી બર્ક સચોટ રીતે માહિતગાર હતો એમ જણાયા વિના રહેશે નહિ. આ બાબતમાં તે એમ ધારવામાં ખરો હતો કે આખા ઇંગ્લંડની પ્રજાના વિચાર એની તરફેણમાં હતા. જુદી જુદી પદવીઓ વચ્ચે ખરેખર રહેલા તફાવતને લગતા એના ઉપદેશ આ જમાનામાં આપણને એટલા જ સ્વીકાર્ય થાય એ શક છે, એમ છતાં જે ભાગમાં એની વકતૃત્વ શક્તિ ઘણી દેદીપ્યમાન રીતે ખીલી નીકળે છે અને જેમાં એ એવો ઉપદેશ કરે છે કે રાજ્ય આપણા નૈતિક સ્વભાવની વિષમતા સાથે બંધબેસતું હોવું જોઇએ અને તેમાં એવું તત્વ રહેલું છે કે જે તત્વ ફક્ત વિચારપૂર્વક કરેલા કોઇપણ પ્રથક્કરણની કક્ષાની બહાર રહે છે તે ભાગ આપણે અહીં ઉતારી લઇશું. રાજ્ય એ ગૂઢ ઘટના છે એજ ભાવના બર્કના રાજદ્વારી તત્વજ્ઞાનની કુંચી છે એમ કહી શકાય.

"ફ્રાન્સની રાણી રાજપુત્રની વધુ હતી ત્યારે તેને હું વરસેલ્સમાં મળ્યો તેને હમણા સોળસત્તર વર્ષ થયાં છે; આ પૃથ્વીને તે ભાગ્યે જ અડકતી દેખાતી છતાં એના કરતાં વધારે આનંદદાયક દૃશ્ય દુનિયામાં ભાગ્યે જ જોવામાં આવ્યું હોય. જે સંસ્કારી દુનિયામાં તે હમણા જ ફરવાનું શરૂ કરતી હતી તેને સુશોભિત કરતી અને ઉત્તેજન આપતી મેં તેને ક્ષિતિજ ઉપર આવતી જોઇ; ચૈતન્ય, પ્રભા અને આનંદથી ઉભરાતી, પ્રભાતતારાની માફક તે પ્રકાશતી હતી. અરે ! કેવું ભારે પરિવર્તન, અને એ ઉત્કર્ષ તથા એ પતનનો કંઇ ચિત્તક્ષોભ ખાધા વિના

વિચાર કરવા માટે મારે કેવું હૈયું હોવું જોઇએ ! દૂરથી ઉત્સાહભર્યો અને માનપૂર્વક પ્રેમ મેળવવાનો જાણે તેનો હકક હોય એમ જાહેર કરવા ઉપરાંત જ્યારે તે સામાવાળામાં પોતા માટે પૂજ્ય ભાવના રેડતી ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તેને આવા અંતઃકરણમાં અપમાનનો પ્રતિકાર કરવા માટેનું ધૈર્ય પણ સમાવી રાખવાની જરૂર હતી; વીર પુરૂષોની ગણાતી પ્રજામાં, પ્રતિષ્ઠિત અને સ્ત્રીવર્ગ પ્રત્યે માન દર્શાવનારા પુરૂષોની પ્રજામાં આવાં સંકટો તેના ઉપર આવી પડતાં જોવાને હું જીવતો રહીશ એમ મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું. કોઇની નજર માત્રથી તેનું અપમાન થવાની ધાસ્તી રહે તો દશ હજાર તરવારો તરતજ મ્યાનમાંથી કુદી પડશે એમ મેં ધારેલું.—પરંતુ પ્રેમશૌર્યનો યુગ વહી ગયો છે, અને ખોટા તર્ક દોડાવનારાઓ, અર્થશાસ્ત્રીઓ તથા ખાલી ગણતરી કરનારાઓનો યુગ આવ્યો છે; અને યુરોપની કીર્તિ હમેશ માટે અદરશ્ય થઇ ગઇ છે. હવે પછી તાબેદારીમાં પણ ઉત્કૃષ્ટ સ્વતંત્રતાનો ભાવ ઉત્તેજીત રાખે એવી સ્ત્રીપુરૂષ પ્રત્યેની કે તેમની પદવી પ્રત્યેની ઉદાર ભક્તિ, ગર્વથી ભરેલી સહિષ્ણુતા, આધીનતા, તથા પ્રણયની પરવશતા કદી પણ વધારે વાર આપણે જોઇશું નહિ. જીવનનું સહજ મળી આવતું લાવણ્ય, પ્રજાનો થોડે ખરચે થતો બચાવ, શૂરવીર ભાવનાનું અને પરાક્રમથી ભરેલાં સાહસનું પોષણ, એ સઘળાં જતાં રહ્યાં છે ! સિદ્ધાન્તનાં રહસ્ય ગ્રહણ કરવાનું સામર્થ્ય, માનની જે વિશુદ્ધિને લઇને માત્ર ડાઘને ઘા લેખવામાં આવતો, ઉગ્રતા શાંત પડતાં હિમ્મત આવતી, જેના સંસર્ગમાં તે આવતી તેને પ્રતિષ્ઠાએ પહોંચાડતી, અને જેની અસર હેઠળ અવગુણની ગ્રામ્યતા ખપી જતાં તેનો અડધો દોષ જતો રહેતો, એ સઘળાં પણ અદરશ્ય થયાં છે.

"અભિપ્રાય અને ભાવનાનું આ મિશ્ર ધોરણ પ્રાચીન પ્રેમશૌર્યમાંથી ઉદ્દભવ્યું હતું; અને માણસ જાતના કામકાજની બદલાતી જતી પરિસ્થિતિમાં એ ધોરણ બહારથી બદલાતું જતું, અને અસંખ્ય

પેઢીઓની અસર તેને પહોંચી હતી છતાં આપણા હમણાના જમાના સુધી તે ટકી રહ્યું છે.”

× × × ×

“પરંતુ હવે સઘળું બદલાઇ જવાનું છે. જે ઇંદ્રિજાલથી સત્તા નરમ પડી ગઇ હતી, તાબેદારીનું જોર દબાયું હતું, જીવનના જુદા જુદા આભાસ એક બીજાને અનુરૂપ થયા હતા, અને સૌમ્ય ઐક્યને લઈ રાજપ્રકરણમાં એવી ભાવના ભેળાઈ હતી કે પરિણામે સમાજ સુંદર અને અનુગ્ર થતી, તે સઘળી આનંદદાયક ઇંદ્રજાલ જ્ઞાન અને બુદ્ધિને જોરે સ્થપાએલી આ નવી વિજેતા શહેનશાહતને હાથે છિન્નભિન્ન થઇ જવાની છે. જીવનનાં સઘળાં યોગ્ય પરિધાન અવિનયથી ફાડી નાંખવાનાં છે. નૈતિક કલ્પનામાંથી ઉદ્ભવેલા અને આપણી નગ્ન ધ્રુજતી પ્રકૃતિની ખોડ ઢાંકવા માટે અને તેને આપણી ગણનામાં મહત્તા આપવા માટે જરૂરના ગણી અંતઃકરણે કબૂલ કરેલા અને વિચારશક્તિએ મંજુર રાખેલા સઘળા વધારાના ઉપલક વિચારોને હાસ્યજનક, મૂર્ખાઈ ભરેલા અને ઘણા પુરાતન કાળના ગણી તુચ્છકારી કહાડવાના છે.

“ આ યોજનામાં, રાજા પુરૂષ તરીકે છેઃ રાણી સ્ત્રી તરીકે છેઃ સ્ત્રી માત્ર એક પ્રાણી છે; અને તે પ્રાણી કંઈ સૌથી ઉચ્ચ વર્ગનું નહિ...

“ નિરૂત્સાહી અંતઃકરણ અને મલિન વિચારશક્તિમાંથી ઉત્પન્ન થયલાં ક્રુર તત્વજ્ઞાનમાં જેટલા પ્રમાણમાં રસજ્ઞતા અને લાવણ્યની ખામી છે તેટલાં જ પ્રમાણમાં તે પરિપક્વ ડાહાપણથી વિમુખ છે; એ તત્વજ્ઞાનની યોજનામાં કાયદાઓમાં રહેલી ધાસ્તી ઉપજાવવાની શક્તિને જોરે તથા દરેક વ્યક્તિ પોતાની જાતકલ્પના ઉપરથી કાયદાઓમાં જે હિતસંબંધ ધરાવે તેને લઇ અથવા પોતાના ખાસ હિતમાંથી એ માટે બચાવી શકે તેવાં હિત ઉપર કાયદા ટકાવી રાખવાના છે. એમનાં વિદ્યાલયનાં ઉપવનોમાં ઝાડોની દરેક હારને છેડે તમો શુળ સિવાય બીજું કંઈ જોઈ શકશો નહિ. ત્યાં એવું કંઈપણ રહેવા દેવામાં આવ્યું નથી કે જે પ્રત્યે પ્રજાસત્તાક રાજ્યની પ્રજાનો સ્નેહ ઉત્પન્ન થાય. આવાં

યાંત્રિક તત્વજ્ઞાનના સિદ્ધાંત ઉપર આપણી સંસ્થાઓ માણસોના વિચાર સાથે કદીપણ એવી રીતે બંધબેસતી થશે નહિ, જેથી પરિણામે તે તરફ આપણામાં પ્રેમ, માન, પ્રશંસા, વા અનુરાગની લાગણી સ્ફુરે. પ્રેમની લાગણીઓનો બહિષ્કાર કરે એવા પ્રકારની બુદ્ધિ એ લાગણીની જગા લે એ અશક્ય છે. જાહેર પ્રજાની પ્રેમની આ લાગણીઓ તેમ જ શુદ્ધ આચારવિચારો હમેશાં કાયદાને મદદ આપવા માટે, અને કેટલીક વખતે તેના ઉત્તરભાગ તરીકે અને કેટલીક વખતે તેની શુદ્ધિ માટે જરૂરનાં છે."

× × × × ×

"યોગ્ય શિક્ષણથી વિભૂષિત થએલી મગજશક્તિવાળા પુરૂષો આનંદથી સ્વીકાર કરે એવી આચારવિચારને લગતી યોજના દરેક પ્રજામાં હોવી જોઇએ. આપણે આપણા દેશ તરફ પ્રીતિ ધરાવીએ તે માટે આપણો દેશ સુંદર હોવો જોઇએ." × × ×

"એટલું તો સચોટ રીતે નક્કી જ છે કે આપણી આ યુરોપીય પ્રજાથી વસાયલી દુનિયામાં આપણા આચારવિચારો, આપણી સંસ્કૃતિ, અને એ આચારવિચાર તથા સંસ્કૃતિની સાથે સંબંધ ધરાવતી સઘળી સારી બાબતો યુગો થયાં બે સિદ્ધાંત ઉપર ટકી રહ્યાં છે; અને ખરેખર એ બન્નેનાં મિશ્રણનાં પરિણામરૂપે એ સઘળાં અસ્તિત્વમાં આવ્યાં હતાં; એટલે હું એ જ કહેવા માંગું છું કે ગૃહસ્થાઇનો શિષ્ટાચાર તથા ધર્મની ભાવનામાંથી આ સઘળું ઉત્પન્ન થયું છે."

આ પુસ્તકના આગળના ભાગમાં બર્કે સંસ્થાઓ ધીમે ધીમે ખીલે અને તેની ખીલવણીનાં દરેક રહસ્યની બાબતમાં મનુષ્ય સ્વભાવ સાથે તે બંધબેસતી થતી જાય એની અગત્ય ઉપર વિસ્તારથી ચર્ચા કરી છે. તેના કહેવા પ્રમાણે ઇંગ્લંડમાં એ જ પ્રમાણે બન્યું હતું:—

"તમે જોઈ શકશો કે આપણા વડવાઓ તરફથી વંશપરંપરાથી ઉતરી આવેલા અને આપણી પછીની પ્રજાને એવી જ રીતે સોંપી આપવાના વારસા તરીકે તેમ જ બીજા કોઈ પણ વધારે સામાન્ય

અને અગ્ર હક્ક ઉપર અવલંબન રાખ્યા સિવાય ખાસ કરીને આ રાજ્યની પ્રજાની માલિકીની મિલકત હોય તેમ આપણી સ્વતંત્રતા માટે દાવો ઉઠાવવો અને તે માટે મક્કમતાથી હક્ક બેસાડવો એ મેગ્નાચાર્ટાથી ડેક્લેરેશન ઑફ રાઇટના સમય સુધી આપણા રાજબંધારણની એકસરખી રાજનીતિ છે. આવા ઉપાયોને લઇને આપણા રાજબંધારણમાં ગમે તેવા ભિન્ન પ્રકારના ભાગો છતાં તે સઘળામાં જળવાઈ રહી છે. આપણે ત્યાં રાજગાદી ઉપર બેસવાનો હક્ક વંશપરંપરાથી પ્રાપ્ત થાય છે; ઉમરાવપદ પણ બાપના મરણ પછી દીકરાને મળે છે; અને ઘણા દૂરના પૂર્વજોથી ઉતરી આવેલા હક્કો, મતાધિકાર અને અનેક પ્રકારની સ્વતંત્રતા ભોગવતા લોકો તથા આમ સભા આપણા દેશમાં છે.

"આ રાજનીતિ ગંભીર વિચારને પરિણામે બંધાઇ હોય એમ મને લાગે છે; અથવા કદાચ કુદરત દોરે તેમ આચરણ કર્યાં જવાનાં શુભ ફળ તરીકે તે રચાઈ હોય, કારણ કુદરતને અનુસરવું એ ચિંતન વિનાનું અથવા તેનાથી ઉચ્ચ પંક્તિનું ડહાપણ છે. દેશાચારમાં પરિવર્તન કરવાનો જુસ્સો સામાન્યતઃ એકલપેટા સ્વભાવ તથા સંકુચિત વિચારોમાંથી પરિણમે છે. જે લોકો પોતાના પૂર્વજોનાં કૃત્યનો કદી વિચાર કરતા નથી તેઓ પોતાના વંશજો માટે વિચાર કરશે નહિ. વળી ઇંગ્લંડના લોકો સારી પેઠે સમજે છે કે કોઇપણ રીતે સુધારણાના સિદ્ધાંતને દૂર રાખ્યા સિવાય વારસાની ભાવનાથી સંરક્ષણનો સચોટ સિદ્ધાંત તથા પેઢીદર પેઢી વારસો સોંપવાનો સ્પષ્ટ સિદ્ધાંત ઉપલબ્ધ થાય છે. એથી નવું પ્રાપ્ત કરવા માટે છૂટ રહે છે, પણ સાથે સાથે જે કંઈ પ્રાપ્ત થાય છે તે સહીસલામત રહે છે. આ સૂત્રો પ્રમાણે વહિવટ ચલાવતાં રાજ્યને જે લાભો મળે છે તે જાણે એક પ્રકારના કૌટુમ્બિક બંધારણમાં જકડાઇ રહેતા હોય તેમ દૃઢતાથી જળવાઇ રહે છે, અથવા તો બીજી રીતે કહીએ તો હમેશને માટે અન્ય હાથમાં ન જાય એવા લાગ હેઠળ દબાઇ રહે છે. કુદરતી ઢબે કામ

કરતી આપણાં રાજબંધારણની નીતિને લઇને આપણે જેવી રીતે આપણી મિલકત અને આપણા જીવનનો ઉપભોગ કરી મિલકત અને ગુણો આપણા વંશજોને વારસામાં આપી જઇએ છીએ, તેવીજ રીતે આપણે આપણું રાજતંત્ર તથા રાજદ્વારી હક્કો મેળવીએ છીએ, તેનો ઉપભોગ કરીએ છીએ અને પછી વારસામાં મુકી જઇ છીએ. રાજનીતિને અંગે ઉભી થએલી સંસ્થાઓ, નસીબદેવીની કૃપાથી મળેલી મિલકતો, તેમજ ઇશ્વર તરફની બક્ષિસો જેવી રીતે આપણને આપણા વડવાઓ તરફથી મળે છે તેવીજ રીતે આપણે એ સઘળાં આપણા વંશજોને સોંપીએ છીએ. આપણી રાજદ્વારી યોજના વિશ્વના બંધારણને અને હમેશ બદલાતા જતા વિભાગોની બનેલી સ્થાયી સંસ્થા માટે નિર્માણ થએલી જીવનપદ્ધતિને યોગ્ય રીતે અનુસરતી અને બંધબેસતી છે. માણસ જાતના પ્રચંડ, ગૂઢ સંમિશ્રણને નિયમન કરનારા અગાધ ડહાપણને લઇને આ વિશ્વમાં સર્વ જણ એક્કી વખતે કદી પણ વૃદ્ધ, પ્રૌઢ, જુવાન હોતા નથી. પરંતુ નહિ બદલી શકાય એવી સ્થિર પરિસ્થિતિમાં એ સઘળા નિરંતર નાશ, પડતી, પુનઃરચના અને પ્રગતિના નાનાવિધ ક્રમમાં રટણ કર્યા કરે છે. આ પ્રમાણે રાજ્યની વ્યવસ્થામાં કુદરતની પ્રથાને અનુસરી તેનું યથાર્થ સંરક્ષણ કરવાથી જે જે બાબતોમાં આપણે સુધરીએ છીએ તે તે બાબતોમાં કદીપણ સર્વ રીતે નવું કરતા નથી; તેમ જે જે બાબતોને આપણે જેમની તેમ રહેવા દઇએ છીએ તે તે બાબતોમાં આપણે સર્વ રીતે અવ્યવહારૂ થતા નથી. આ પ્રમાણે અને આ સિદ્ધાંતો અન્વયે આપણા પૂર્વજોને વળગી રહેવામાં આપણે પુરાતત્વ વિજ્ઞાનીઓના વ્હેમથી નહિ, પણ તત્વજ્ઞાનની દૃષ્ટિએ નજર આવતી સમાનતાની ભાવનાથી દોરવાઇએ છીએ. આ પ્રમાણે આપણો વારસો પસંદ કરીને આપણી રાજ્યવસ્થાની યોજનાને આપણે સગોત્રીનું રૂપ આપીએ છીએ; અને તેમ કરીને આપણા દેશનાં રાજબંધારણને આપણી અતિપ્રિય કૌટુમ્બિક સંસ્થા સાથે જોડી દઇએ છીએ; આપણા મૌલિક કાયદાઓને આપણા

કૌટુમ્બિક પ્રિયજનો સાથેના વ્યવહારમાં કામે લગાડીએ છીએ, અને આપણાં રાજ્ય, આપણાં ઘર, આપણી સ્મશાનભૂમિઓ અને આપણાં દેવસ્થાનોને એક બીજા સાથે સચોટ રીતે જકડાયલાં રાખીએ છીએ અને એ સઘળાંની એકત્ર તેમ જ એક બીજા ઉપર પરાવર્તન પામતી દિનવત્સલતાના પૂર્ણ ભાવથી આપણે તેનું પોષણ કરીએ છીએ."

એનાં પુસ્તકને છેડે એ આ વિષય ઉપર ફરી ચર્ચા કરતાં લખે છે કેઃ—

"મારા દેશના વતનીઓ ગમે તેવા હોય, છતાં તેઓ આપણાં રાજબંધારણની સુધારણા અર્થે આપણા પાડોસીઓના દાખલાનું અનુકરણ કરવા કરતાં બ્રિટિશ રાજબંધારણના દાખલા પ્રમાણે ચાલવા તેમને ભલામણ કરશે એમ હું ઇચ્છું છું. આપણા રાજબંધારણમાં તેઓ પાસે બેમુલ ખજાનો છે. હું ધારૂં છું કે તેમને ધાસ્તી રાખવા તથા ફરીઆદ કરવાનાં કેટલાંક કારણો છે; પણ એ કારણો કંઇ બંધારણને લઇને નથી પણ તેમની પોતાની રીતભાતને લીધે જ હસ્તીમાં આવેલાં છે. મારા ધારવા પ્રમાણે આપણી સુખમય પરિસ્થિતિ આપણા આખા રાજબંધારણને લઇને અને નહિ કે તેના કોઇ એકાદ ભાગને લીધે છે. વિશેષમાં એ પરિસ્થિતિ ઘણે ભાગે આપણા બંધારણની સમાલોચના તથા સુધારણા કરતાં કરતાં જે કંઇ અસલનું આપણે રહેવા દીધું છે તેને લઇને તેમ જ જે કંઇ આપણે ફેરફાર કર્યાં છે અથવા નવું ઉમેર્યું છે તેને લઇને છે. આપણી પાસે જે કંઇ છે તેનો ભંગ અથવા લોપ થતો અટકાવવા માટે આપણા લોકો પોતાની ખરી સ્વદેશાભિમાનની, અપ્રતિહત તથા સ્વાધીન ભાવનાનો ઉપયોગ કરી શકે એમ છે. હું ચાલતા આવેલા બંધારણમાં ફેરફાર નહિ કરવાનું કહેતો નથી, પણ જ્યારે ફેરફાર કરવો હોય ત્યારે ચાલતા આવેલા બંધારણનું રક્ષણ કરી તેને ટકાવી રાખે એવો તે હોવો જોઇએ. ભારે સંકટ કે પીડાને પ્રસંગે જ હું એ ઉપાયનો ઉપયોગ કરવા દોરાઇશ. હું જે કંઈ કરીશ તેમાં આપણાં પૂર્વજોનાં વર્તનનું અનુકરણ

કરીશ. બંધારણમાં જે કંઇ મરામત હું કરીશ તે બનતા સુધી નવું બાંધતો હોઇશ તે પ્રમાણે કરીશ. સૌથી વિશેષ નિશ્ચયપૂર્વક જે કામો આપણા પૂર્વજો કરતા તેમાં વ્યવહાર કુશળતાને લઇને જે સાવચેતી રાખવી જોઇએ તે સાવચેતી રાખવી, સંભાળપૂર્વક જે દક્ષતા રાખવી જોઇએ તે દક્ષતા રાખવી, બહારના દેખાવપૂરતી ભીરૂતા ના કરતાં નૈતિક દૃષ્ટિએ જે ભીરૂતા રાખવી જોઇએ તે ભીરૂતા રાખવી, એ તેમનો અન્ય બાબતો ઉપરાંત પ્રાધાન્ય સિદ્ધાંત હતો. જે પ્રકાશથી મોટા પ્રમાણમાં પોતે વિભૂષિત થએલા હોવાનું ફ્રાન્સના સદ્‌ગૃહસ્થો આપણને કહે છે તે પ્રકાશનો લાભ આપણા પૂર્વજોને મળેલો ન હોવાથી માણસ જાત અજ્ઞાનતા અને ભ્રમને પાત્ર હોવાના દૃઢ અભિપ્રાય પ્રમાણે તેઓ વર્તતા. આ પ્રમાણે જે મહાન ઇશ્વરે તેમને ભ્રમ-મૂલક બનાવ્યા હતા તેણે તેમને બદલામાં પોતાના સ્વભાવાનુસાર વર્તન કરવા મતિ આપી હતી. તેમના જેવા પુણ્યવત્ થવાને લાયક થવા અથવા તેમના તરફથી મળેલી બક્ષિસો સંભાળી રાખવા આપણી ઇચ્છા હોય તો આપણે તેમનું અનુકરણ કરી સાવચેત થવું જોઇએ. મરજીમાં આવે તો આપણે તેમાં ઉમેરો કરીએ, પણ તેઓ જે મુકી ગયા છે તે તો આપણે સંભાળપૂર્વક ટકાવી રાખવું જોઇએ; અને બ્રિટિશ રાજબંધારણના દૃઢ પાયા ઉપર ઉભા રહી ફ્રાન્સના વિમાનીઓ જીવ ઉપર આવી જે હવાઇ મુસાફરીઓ કરે છે તેમાં તેમની પાછળ જવા કરતાં આપણે તેની પ્રશંસા કરી સંતોષ ધરવો જોઈએ."

આ સઘળાં અવતરણો ઉપરથી બર્કના આ પુસ્તકની સંપૂર્ણ કિંમત તથા ઉપયોગિતાનો માત્ર અપૂર્ણ ભાસ થાય છે; પણ ટોરીવાદના અનુયાયીઓએ અને સંરક્ષણવાદી પુરૂષોએ ફ્રાન્સના પ્રજાસત્તાવાદીઓ સામે દર્શાવેલી વિરૂદ્ધતા માટેની વિચારશ્રેણી જે સિદ્ધાંતો ઉપર અવલંબી રહી હતી તે સિદ્ધાંતોની રૂપરેખા બર્કે દોરી હતી એ બતાવવા માટે એ અવતરણો પૂરતાં છે. જો બર્કનાં લખાણોમાં સંરક્ષણ નીતિના સામ્રાજ્યને લગતા ભાગનો અભાવ ન હોત તો આપણે આગળ વધીને કહી

શકતે કે એણે આજના જમાનાના સંરક્ષણવાદનો આખો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો હતો. આપણે આગળ જણાવી ગયા છીએ તેમ બર્ક હમેશાં સંરક્ષણવાદી હતો અને એણે પાછળથી ટોરી સિદ્ધાંતનો સ્વીકાર કર્યો હતો; છતાં તે કોઇપણ દિવસ સામ્રાજ્યવાદી થયો નહોતો. સામ્રાજ્યવાદ તરફના પક્ષપાતની જે અસર હેઠળ સંરક્ષણવાદી પક્ષ પ્રબળ રીતે આવી ગયો હતો તે પણ ફ્રેન્ચ વિપ્લવ સામેની વિરૂદ્ધતાને લઇને જ હતું; પરંતુ એ પક્ષપાત ફ્રાન્સના પ્રજાસત્તાવાદીઓનાં સિદ્ધાંત સામેની સચેતન વિરૂદ્ધતાના ભાગ તરીકે ઉદ્‌ભવવા કરતાં આ વિરોધના એક રીતે કહીએ તો આડા ફાંટા તરીકે પ્રસંગવશાત હસ્તીમાં આવ્યો હતો. ફ્રાન્સમાં થતા વિપ્લવ સામે વિરોધ દર્શાવતાં ઇંગ્લંડ ફ્રાન્સ સામે લડાઇમાં ગુંચવાયું; પરિણામે એ દેશ અત્યાર લગી થએલા સૌથી પ્રચંડ વિગ્રહમાં સપડાયો. ફોકસના અધિકાર હેઠળ વ્હિગ પક્ષે એ વિગ્રહ સામે પ્રથમ વિરોધ દર્શાવ્યો અને આખા વિગ્રહ દરમિયાન અસંતોશથી પ્રેરાઇ તેના ઉપર સખત પ્રહારો કર્યા. આ સઘળા ઉપરથી એટલું તો વ્યક્ત થાય છે કે પરરાજ્યો સાથેના સંબંધમાં ઇંગ્લંડની મહત્તા તથા પ્રભાવ ટકાવી રાખવાનું કામ સંરક્ષણ–વાદી પક્ષે સ્પષ્ટ રીતે ઉપાડી લીધું હતું. આ સમય સુધી ટોરી સિદ્ધાંતને સામ્રાજ્યવાદનો પાસ લાગ્યો નહોતો. ત્રીજો વિલિયમ રાજા, લૉર્ડ ચેથમ, તથા શરૂઆતના ભાગમાં નાનો પિટ એમાંનું કોઈ ટોરી પક્ષમાં ભેળાયું નહોતું; પરંતુ ફ્રેન્ચ વિપ્લવને લઇને ઉભી થએલી ઝુંબેશના દબાણ હેઠળ પિટ ટોરી પક્ષનો અગ્રેસર થતાં તે પોતાના આખા પક્ષને પોતા સાથે ખેંચી ગયો, અને તેને તેટલા સમય પૂરતા નહિ પણ હવે પછીનાં સો વર્ષ માટે સામ્રાજ્યવાદી પક્ષ બનાવ્યો.

એમ છતાં થોડો વખત વ્હિગ પક્ષવાળાઓએ લૉર્ડ પામરસ્ટન–ની સરદારી હેઠળ સામ્રાજ્યની રાજનીતિ દોરવવામાં આગળ પડતો ભાગ લીધો. પણ પક્ષાપક્ષીના વિચારોની ખેંચતાણમાં સંરક્ષણવાદી પક્ષે પોતાની સામ્રાજ્યવાદી તરીકે અત્યાર પહેલાં મેળવેલી પ્રતિષ્ઠા

જતી કરી નહિ. એથી ઉલટું, પામરસ્ટને પરરાજ્યો સાથેના સંબંધને લગતી રાજનીતિના સંબંધમાં પાર્લામેન્ટમાંના સંરક્ષણવાદી પક્ષ તરફથી ઘણો ટેકો મેળવ્યો. અને ત્યાર પછી ડિઝરાએલી અને ગ્લેડસ્ટન વચ્ચેના વિરોધ દરમિયાન સામ્રાજ્યવાદની લડત ફક્ત સંરક્ષણવાદી પક્ષના હાથમાં રહી; કારણ કે ટોરી તેમજ સંરક્ષણવાદી દૃષ્ટિબિંદુ તરફ ગ્લેડસ્ટન ઘણી સહાનુભૂતિ ધરાવતો હતો છતાં તે સામ્રાજ્યવાદનો ઘણો કટ્ટો વિરોધી હતો. પરંતુ સને ૧૮૧૫ પછી, છેક ઓગણીસમી સદીનાં છેલ્લાં પચીસ વર્ષમાં જ સામ્રાજ્યવાદને લગતી તકરારો ઇંગ્લંડના રાજદ્વારી વિષયોમાં આગળ આવવા માંડી. એ સદીના શરૂઆતના ભાગમાં જે ખેંચતાણો ચાલી હતી તેમાં સંરક્ષણવાદમાં સંરક્ષણવૃત્તિએ તેમ જ ટોરી પક્ષના વિચારોએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો હતો.

છેલ્લાં સો વર્ષ દરમિયાન ચાલેલી રાજદ્વારી લડતની સમાલોચના કરવાનું ઘણું જ સહેલું છે, કારણ એ લડત ઘણા મહત્વના છ બનાવો ઉપર અવલંબી રહેલી છે. એ છમાંના પાંચ બનાવો સંરક્ષણવાદી પક્ષને અને એક ઉદારમતવાદી પક્ષને જોખમકારક નિવડયા. એમાંના છેલ્લા બે બનાવો આપણા જમાનાની એટલા બધા નજદીકમાં બન્યા છે કે તેની ચર્ચા કરવાનું ભાગ્યે જ અનુકૂળ થાય: એ બે બનાવોમાંનો એક સને ૧૮૮૬-૧૮૯૫ સુધીની આયર્લાંડને સ્વરાજ્ય બક્ષવાને લગતી જે લડતને લઇને સંરક્ષણવાદ ભારે જોખમમાં આવી પડયો હતો તે હતો, અને બીજો સને ૧૯૦૩ માં શરૂ થએલી નાણાં પ્રકરણને લગતી તકરારોને લગતો હતો. બાકીની ચાર બીના આપણે ટુંકમાં વર્ણવી લઇએ. એમાંની પ્રથમ બીના સને ૧૮૨૯ માં ખતમ થએલી રોમન કેથૉલિક પંથના અનુયાયીઓના છુટાપણાને લગતી લાંબી ચાલેલી તકરાર હતી, બીજી બીના તે રીફોર્મ બીલ (પાર્લામેન્ટ સુધારવા માટેના મુસદ્દા) નું સને ૧૮૩૧-૩૨ માં પસાર થવું, ત્રીજી ૧૮૪૬ માં કૉર્ન લૉઝ (અનાજને લગતા કાયદાઓ) નું રદ

થવું અને ચોથી સને ૧૮૬૭ માં હાઉસહોલ્ડ સફ્રેજ (ઘરદીઠ મતાધિકારને લગતા કાયદા) નું ઘડાવું.

સંરક્ષણવાદી પક્ષનો (એ પક્ષે એ નામ સને ૧૮૩૫ સુધી ધારણ કર્યું નહોતું છતાં આપણે એને એ નામે હવેથી ઓળખીશું) પિટ પહેલો અગ્રેસર હતો, છતાં તે પક્ષના અનુયાયીઓનાં મન ઉપર સામ્રાજ્યવાદને લગતા એના વિચારો જ નહિ પણ રાજબંધારણના સુધારાને લગતા વિચારો પણ એ ઠસાવી શક્યો નહિ એ દિલગીરીભર્યું છે. કારણ ફ્રાન્સના પ્રજાસત્તાવાદીઓ સામે અસરકારક રીતે વિરોધ દર્શાવવા માટે એ આવશ્યક હતું કે સંરક્ષણવાદનાં સિદ્ધાંતોને અનુસરીને રાજબંધારણમાં મધ્યમસરનો સુધારો દાખલ કરવો જોઇએ. સંરક્ષણવાદના આદર્શ વાક્ય તરીકે સ્વીકાર કરી શકાય એવાં હેઠળ ઉતારેલાં વાક્ય ઉપરથી જણાતું હતું કે બર્ક પણ આ બાબત કબૂલ રાખતો હતો. "હું ચાલતા આવેલા બંધારણમાં ફેરફાર નહિ કરવાનું કહેતો નથી, પણ જ્યારે ફેરફાર કરવો હોય ત્યારે તે બંધારણનું રક્ષણ કરી તેને ટકાવી રાખે એવો હોવો જોઇએ." પિટ પછી થએલા કેનિંગ સિવાયના સંરક્ષણવાદના અગ્રેસરો બંધારણને ટકાવી રાખવા સારૂ જ તેમાં ફેરફાર કરવાની આવશ્યકતા સ્વીકારી શકતા નહિ. લડાઇને લીધે થએલી પ્રચંડ ઉથલપાથલ દરમિયાન તેમ જ લડાઈ પુરી થયા પછીનાં સખત સંકટનાં વર્ષો દરમિયાન મક્કમ રીતે કોઈ પણ જાતનો ફેરફાર ન સ્વીકારવાની નીતિનો વાજબી રીતે બચાવ થઈ શકે. પણ જેમ વખત જતો ગયો અને ફ્રાન્સના પ્રજાસત્તાવાદીઓ સામેની ચળવળ મંદ પડી ગઈ એટલે સંરક્ષણવાદીઓનાં દૃઢ વર્તનને લીધે અસંખ્ય આપત્તિઓ આવી પડી. રોમન કેથૉલિક પંથના અનુયાયીઓનાં છૂટાપણાંની બાબતમાં, પાર્લામેન્ટની સુધારણાની બાબતમાં તેમ જ કદાચ કૉર્ન લૉઝ (અનાજને લગતા કાયદાઓ) રદ્દ કરવાની બાબતમાં પણ છેલ્લી ઘડી સુધી વિરોધ દર્શાવવામાં આવ્યો હતો, અને જે કંઇ ફેરફાર થયા તે અચાનક આવી પડતા ધાસકાને

લીધે જ થયા. એ ખરૂં છે કે રોમન કેથૉલિક પંથના અનુયાયીઓનાં છુટાપણાની તેમ જ કૉર્ન લૉઝની બાબતમાં સંરક્ષણવાદી પક્ષના અગ્રેસર પીલે પોતે જ યથાર્થ રીતે ફેરફાર કર્યા હતા. પણ આથી લાંબા સમયના વિરોધથી થએલાં નુકસાન તથા આખરે તે છોડી દેવાથી ઉપજેલી અસર ઓછાં થવાને બદલે તે વધુ જોશમાં જણાવા લાગ્યાં. આ સઘળાને અંતે કોઈ પણ રીતે ભયંકર અને છિન્નભિન્ન કરી નાંખનાર ફેરફાર થવાનો સંભવ જણાતો તેમાં સંરક્ષણવાદીઓની વિશ્વાસઘાત કરવા જેવી વર્તણુકે ઉમેરો કર્યો હતો. પણ આ વિશ્વાસઘાતનું તત્વ બાજુએ રાખીએ છતાં આ ત્રણ મહત્વની બાબતના સુધારાને લઇને સર્વ વ્યવસ્થાને તોડીફોડી નાંખનાર જે ધડાકા થયા હતા તેને માટે મોટે ભાગે સંરક્ષણવાદી પક્ષને ઠપકો ઘટે છે. રોમન કેથૉલિક પંથના અનુયાયીઓનાં છુટાપણાની બાબતમાં વિલંબ કરવામાં જ ભૂલ થઈ હતી. પાર્લામેન્ટની સુધારણાની બાબતમાં તેમ જ કૉર્ન લૉઝ રદ્દ કરવાની બાબતમાં જુની વ્યવસ્થાનો ભયંકર રીતે નાશ કરી આખરે જેમ કરવામાં આવ્યું હતું તેમ ધીમે ધીમે કરવા માટે યત્ન કરવાની ના પાડવામાં ભૂલ થઈ હતી. બર્કનો સિદ્ધાંત એવો હતો કે ચાલતી આવેલી વ્યવસ્થામાં ફેરફાર કરવા તે એવી રીતે કે અસલ સ્થિતિ ટકી રહે. પરંતુ રીફોર્મ બીલ તથા કોર્ન લૉઝ રદ્દ કરવાની બાબતમાં એ સિદ્ધાંતની હદ ઉપરાંતની અવગણના થઇ હતી.

જાણીજોઇને આ બન્ને બાબતોને જોડી દેવામાં આવે છે, કારણ ઓગણીસમી સદીના શરૂઆતના ભાગમાં અંગ્રેજી રાજસંસ્થામાં જે મહાન ફેરફાર કરવામાં આવ્યા હતા તેનાં બે જુદાં જુદાં દશ્યો હતાં. રીફોર્મ બીલમાં જમીનમાં હિતસંબંધ ધરાવનારાઓ જે રાજદ્વારી સત્તા ભોગવતા હતા તેનો નાશ કરવાનું યોજવામાં આવ્યું હતું; કોર્ન લૉઝ રદ કરીને જેઓ જમીનના માલિક હતા અથવા તેને ખેડતા હતા તેની વિશિષ્ટ મહત્તા ધ્યાનમાં લઇને તેમને જે ખાસ આર્થિક હકકો આપવામાં આવ્યા હતા તે લઈ લેવા ધાર્યું હતું. કોર્ન

લૉઝના સંબંધની ઝુંબેશને ફક્ત અથવા મુખ્યત્ત્વે કરીને વેપારનાં છુટાપણા અને રક્ષણ વચ્ચેની તકરારનું રૂપ આપવું એ એ ઝુંબેશનું ખરૂં રહસ્ય ચુકી જવા બરાબર છે. આર્થિક સિદ્ધાંતની દૃષ્ટિએ તપાસતાં માલમ પડશે કે પીલ કૉર્ન લૉઝની તરફદારી કરતો હતો ત્યારે પણ એણે વેપારનાં છુટાપણાનો સ્વીકાર કર્યો હતો; અને એમ કરવામાં એ માત્ર હસ્કિસનને પગલે પગલે જતો હતો. પણ સને ૧૮૪૬ સુધી સર રૉબર્ટ પીલ સુદ્ધા સંરક્ષણવાદી રાજનીતિજ્ઞ પુરૂષોને એમ પ્રતિપાદન કરવાની ટેવ પડી હતી કે જમીનમાં હિતસંબંધ ધરાવનારાઓ ખાસ પ્રતિષ્ઠિત સ્થિતિ ધરાવતા હતા અને પરદેશીઓની સ્પર્ધાના ભય સામે તેઓનું ખાસ રક્ષણ કરવાનું આવશ્યક હતું. કૉર્ન લૉઝ રદ થવાથી ખાસ લાભ મેળવવા માટેના હક્કનો પણ ભંગ થયો હતો, અને રીફૉર્મ બીલમાં જે આર્થિક બાબતોનો નિકાલ કરવાનો રહ્યો હતો તે થયો હતો, અને પરિણામે માલ બનાવનારા અને મધ્યમવર્ગના લોકોને સર્વોપરી પદ મળ્યું હતું. આ પ્રમાણે જમીનના માલિકો પાછળ મુકાય એ નિઃસંશય અનિવાર્ય હતું. પણ સંરક્ષણવાદીપક્ષે ધીમે ધીમે અને થતાં પરિવર્તનથી જે જોખમ નડે તે સામે વધારે પ્રમાણમાં બચાવ કરવા ઉપાયો લઈ આ ફેરફાર થવા દીધો હોત તો તે ડહાપણભર્યું ગણાત. પ્રતિનિધિત્વની પદ્ધતિમાં રહેલી ખામીઓ છુટી છુટી દૂર કરવામાં આવી હોત, જે પરાંઓમાં વસ્તી ઘટી જવાને લીધે પ્રતિનિધિ મોકલવાનું એકાદ જમીનદારની મુનસફી ઉપર અવલંબી રહ્યું હતું તે પરાંઓના મતાધિકાર ધીમે ધીમે લઇ લેવામાં આવ્યા હોત અને મોટાં શહેરોને ધીમે ધીમે પ્રતિનિધિ મોકલવાનો હક્ક બક્ષવામાં આવ્યો હોત તો કદાચ સને ૧૮૩૨નું ભયંકર સંકટ દૂર કરી શકાત અને સંરક્ષણવાદી પક્ષની તે વેળાની હારથી તેને જે નુકસાન—અને કેટલીક બાબતોમાં હમેશનું નુકસાન—થયું (જેવું કે, દાખલા તરીકે, સ્કૉટલાંડનું હમેશને માટે છુટા પડી જવું) તે થવા પામત નહિ. એ જ પ્રમાણે સને ૧૮૪૫નાં બારીક પ્રસંગને લઈને અનાજ ઉપરના કર ઓછા કરવાના સવાલે ભયંકર અને તીક્ષ્ણરૂપ લીધું તે અગાઉ જો સંરક્ષણવાદીઓએ અનાજ ઉપરના કર ઓછા

કરવાનું ધોરણ સ્વીકાર્યું હોત તો નાણાં પ્રકરણ સંબંધી ફેરફાર કરવાનું કામ ઘણાં વર્ષ લંબાતે અને સ્થાનિક કરની પદ્ધતિમાં એને મળતા જે સુધારા કરવા પડતે તે પણ સાથે સાથે થતા જતે. આ પાછલા સુધારાથી અન્ય પ્રકારની મિલકત ઉપર તેમજ જમીન ઉપર કરોનો ભારે બોજો વહેંચાઈ જાત. છેલ્લે અને સૌથી વિશિષ્ટ રીતે, ઓ કોનેલે વિરોધ શરૂ કર્યો ત્યાર પહેલાં જો આયર્લૅાંડના રોમન કેથૅાલિકોને છુટાપણું બક્ષવામાં આવ્યું હોત, તો કદાચ તેઓએ ઇંગ્લંડ સાથે કાયદા ઘડવાની બાબતમાં જોડાઇ રહેવાનું સ્વીકાર્યું હોત, ઇંગ્લંડ સાથેનું ઐક્ય રદ્દ કરવા માટેની ચળવળ ઉપાડવામાં આવી ન હોત, આપણે સ્વરાજ વિશે કાંઇપણ સાંભળ્યું ન હોત, અને રોમન કેથૅાલિક પંથમાં રહેલી સ્વાભાવિક સંરક્ષણ વૃત્તિને લઇને દક્ષિણ આયર્લૅાંડના વતનીઓ યુનાઇટેડ કિંગડમના રાજપ્રકરણમાં બેચેની ઉપજાવનારા તરીકે ગણાવવા કરતાં શાંત પ્રકૃતિના ગણાતે.

આ ભૂલો માટેનો ઠપકો સર રોબર્ટ પીલને શિરે રહે છે. દાર્શનિક નિરીક્ષણ વિના સૌથી ઉચ્ચ પંક્તિની વ્યાવહારિક બુદ્ધિ રાજદ્વારી પુરૂષને ગંભીર ભૂલો કરતો અટકાવવાને બસ છે એમ ધારવું કેવું ભૂલભર્યું છે તે પીલના દાખલા ઉપરથી વ્યક્ત થાય છે. વ્યાવહારિક રાજનીતિજ્ઞ તરીકે પીલ શ્રેષ્ઠ હતો. એ મહાન રાજ્યધુરંધર હતો અને આમની સભાના અગ્રેસર તથા ચાલક તરીકે એને ફુદાવી જાય એવો હજી કોઇ પુરૂષ બહાર આવ્યો નહોતો. એના સ્વભાવને જોરે સંસ્થાઓ પોતાનું કર્તવ્ય કર્મ કરી જતી હતી, અને મહાન દેશનો રાજકારભાર ચલાવવામાં આવતો હતો. એ વિદ્યાર્થીઓના નિર્ણય તથા તત્વજ્ઞાનીનાં વિવેચનનો ઉપયોગ રાજનીતિ આલેખવામાં માર્ગદર્શક તરીકે કરવા કરતાં ચર્ચાની લડત ચલાવવાનાં સાધન તરીકે કરતો. જેવી રીતે બર્ક કાલ્પનિક તત્ત્વજ્ઞાની હતો, તેવી રીતે પીલ નિશ્ચિત રીતે વ્યાવહારિક હતો. પરિણામે રાજવહિવટ ચલાવવામાં પીલ કોઈ શુદ્ધ સિદ્ધાંતના કરતાં પોતાની શક્તિના માપથી

વધારે દોરવાતો હતો. જ્યાં સુધી છુટાપણું બક્ષ્યા વિના આયર્લૅંડનો અમલ ચલાવી શકાય ત્યાં સુધી તે તે આપવાની સામે થયો. જ્યાંસુધી દેશનાં નાણાં પ્રકરણનો વહિવટ અનાજને લગતા કાયદાઓ રદ કર્યાં વિના એ ચલાવી શક્યો ત્યાં સુધી એણે એ કાયદાઓનું સમર્થન કર્યું. શુદ્ધ વાદવિવાદથી એના વિચારમાં જે પરિવર્તન ન થઈ શક્યું હતું તે વસ્તુની યથાર્થતાથી તરત જ થયું. ધાર્મિક સ્વતંત્રતા અથવા વેપારનાં છુટાપણા ઉપરની વિચારણાથી જે કંઈ ન થઈ શક્યું હોત તે આયર્લૅંડમાં માંહેમાંહેની લડાઇ ફાટી ઉઠવાના પ્રસંગે તથા ત્યાં ખરેખર પડેલા દુકાળે કર્યું. પણ શુદ્ધ વ્યાવહારિક બુદ્ધિવાળાની નબળાઈ એટલી જ છે કે અમુક બનાવને લગતી ખરેખર હસ્તી ભોગવતી પરિસ્થિતિ તે સ્પષ્ટ રીતે જોઇ શકે છતાં તેનામાં દીર્ઘદૃષ્ટિ વાપરવાની શક્તિ ઘણી ઓછી રહે છે. એથી કરીને જ્યાં સુધી ખરી હકીકતને લઇને છુટછાટ મુકવાની ફરજ પડી, એટલે વિરોધને લીધે જે હાનિ થાય તે થવા માંડી, ત્યાંસુધી વિરોધ ટકાવી રાખવામાં આવ્યો, અને જે વ્યાવહારિક બુદ્ધિવાળો પુરૂષ લાંબી દૃષ્ટિ ન દોડાવી શક્યો તેણે પોતે જે નીતિનો તે હમેશાં વિરોધી હતો તે જ નીતિ અમલમાં મુકવાથી થતો નૈતિક આઘાત અપૂર્ણ રીતે અનુભવ્યો. વિશુદ્ધ રાજકીય સિદ્ધાંતના બુદ્ધિ સાથેના અન્વયની કિંમત આંકવા જે માણસને ટેવ પડી હોય તે જ માણસમાં સંગતતા સદ્ગુણ તરીકે સૌથી સારી રીતે વૃદ્ધિ પામે છે. વ્યાવહારિક પુરૂષોની ખાસિયત એ હોય છે કે તેઓ તક સાધનારા હોય છે: જ્યાં સુધી ગઇ કાલે અને આજે જે હેતુ બર લાવવાનું એમણે ધાર્યું હોય તેમાં તેઓ ફતેહ મેળવે ત્યાં સુધી ગઇકાલે તેમણે જે કંઈ કર્યું હતું તે જે પ્રકારના રાજકીય વિચારને પરિણામે કરવામાં આવ્યું હતું તેજ પ્રમાણે આજે તેઓ જે કરે છે તે થાય છે કે નહિ એ બાબત તેઓ બીલકુલ બેદરકાર હોય છે. તક સાધનારે ભૂલવું જોઈતું નથી કે રાજકીય પ્રકરણમાં ચલાવવામાં આવતી લડતમાં સઘળા પ્રકારના નૈતિક જુસ્સા ઉશ્કેરાય છે અને

નૈતિક સંબંધો જોડાય છે, અને કોઇ પક્ષના અગ્રેસર માટે એટલું જ બસ નથી કે તેણે ઇજનેરની માફક જે હેતુઓ બર લાવવા હોય તે માટેનાં યોગ્ય સાધનોનો ઉપયોગ કરવો. તેણે અનુયાયીઓના શિક્ષક તરીકે, પોતાના સંઘનાં માણસોના મુખી તરીકે એવી રીતે વર્તવું જોઇએ કે જેથી તેઓનાં અંતઃકરણમાં એને માટે ભક્તિ સ્ફુરે અને તે માટે એ લાયક થાય. આ બાબતમાં જ પીલ નિષ્ફળ ગયો હતો અને એની ઉચ્ચ પ્રકારની વ્યાવહારિક બુદ્ધિ વડે સંરક્ષણવાદમાં જે કંઈ સુધારો કરવામાં આવ્યો હતો તેના કરતાં એનામાં રહેલા દીર્ઘ દૃષ્ટિના તેમજ બહારની સંગતતાના અભાવને લઇને તેને વિશેષ હાનિ થઇ હતી.

સંરક્ષણવાદી પક્ષમાંની પીલની જગાએ ડર્બી અને ડિઝરાએલી આવ્યા, અને તેમની રાહબરી હેઠળ સંરક્ષણવાદને ચોથો ભારે ધક્કો લાગ્યો. અનાજને લગતા કાયદાઓ રદ્દ કરવાથી એ વાદની આંટમાં જે ઘટાડો થયો હતો તેના કરતાં સને ૧૮૬૭ માં ઘરદીઠ મતાધિકારનો સ્વીકાર કર્યાથી વિશેષ ઘટાડો થયો. વ્યક્તિ વ્યક્તિના હેતુ તથા ચારિત્ર્યમાં જેમ ભિન્નતા રહેલી હોય છે તેમ ડિઝરાએલી તથા પીલના હેતુઓ અને ચારિત્ર્ય જુદાં પડતાં હતાં. ડિઝરાએલીમાં દીર્ઘદૃષ્ટિનો અભાવ તો નહોતો પણ વિશેષમાં પોતાના સમયની આગળ પડતી પ્રવૃત્તિઓ તથા ચળવળો કેવી છે અને તેનાં પરિણામો કેવાં આવવાનો સંભવ છે તેનો નિર્ણય કરવાની તીક્ષ્ણ શક્તિ તે ધરાવતો હતો. એ જે પ્રમાણમાં સિદ્ધાંતને લક્ષમાં રાખી ચાલનાર હતો તેજ પ્રમાણમાં વ્યાવહારિક યુક્તિકુશળ હતો. લોકશાસન માટેની જે પ્રકારની પ્રવૃત્તિ ચાલતી તે તરફ એણે દુર્લક્ષ કરવાથી અથવા વિશેષ પડતા આગ્રહથી તે સામેનો વિરોધ એણે ટકાવી રાખવાથી સને ૧૮૬૭ ની ભૂલ થઈ હતી એમ નહોતું, પણ એથી ઉલટું એના પક્ષની આગલી વર્તણૂકની તથા જુના સાંપ્રદાયિક સિદ્ધાંતની અવગણના કરીને મતાધિકાર વિસ્તીર્ણ કરવા માટે જાહેર અભિપ્રાય વ્યક્ત થાય તે પહેલાં એણે સંરક્ષણવાદી

મતની નિંદા થાય એ રીતે મતાધિકાર લંબાવવાથી એ ભૂલ થવા પામી હતી. જે જે બાબતોમાં પીલ ઘણો ધીમો પડતો તે તે બાબતોમાં એ ઘણો ઉતાવળીઓ થતો. લોકશાસન પદ્ધતિ આખરે સ્થપાશે એ એ જોઈ શક્યો હતો: રાજ બંધારણમાં સુધારણા કરનારાઓ કરતાં સંરક્ષણવાદીઓ આગળ નીકળી જવાથી અને વ્હિગ પક્ષનો નાશ થવાથી જે નૈતિક સંકટ આવવાનું હતું તેની ઘણી ઓછી કિંમત એણે આંકી હતી. જે વિચારોએ પીલને લલચાવ્યો હતો તેનાથી લગભગ વિરૂદ્ધ વિચારોને લઈ એ નુકસાનકારક વિપરીત કામો કરવા તરફ દોરાયો હતો. સને ૧૮૬૮ તથા સને ૧૮૮૦ ની પાર્લામેન્ટની વરણીમાં જે ભયંકર સ્થિતિમાં એનો પક્ષ મુકાયો હતો તે લોકશાસનની તરફ જે લાંબું પગલું ભરવા દેશને એણે લલચાવ્યો હતો તેનાજ પરિણામરૂપે નિઃસંશય હતું. દરમિયાન સને ૧૮૭૪ માં એના પક્ષને મળેલી ફત્તેહ કોઈ રીતે બદલા તરીકે ગણી શકાય નહિ. સને ૧૮૮૬ તથા સને ૧૮૯૫ ની ચુંટણીમાં થયું હતું તેનાથી ઉલટું આ વખતે ઉદારમતવાદી પક્ષની હારજ થઈ હતી પણ તેના ધર્મ અને આચારની ભ્રષ્ટતા થવા પામી નહોતી. ગ્લેડસ્ટન સત્તા ઉપર હતો ત્યારે એના પહેલા તેમજ બીજા અમલ દરમિયાન એણે જે હાનિ પહોંચાડી હતી તેનો બદલો વળી શકે એવું કંઇપણ સંરક્ષણવાદી પક્ષે ટોરી વિચારના અથવા સંરક્ષણવૃત્તિ અથવા સામ્રાજ્યવાદીના હિત સંબંધમાં સને ૧૮૭૪ ની ચુંટણી વેળાએ મેળવ્યું નહિ.

સમકાલીન રાજપ્રકરણની ઝુંબેશની આપણે એટલા બધા નજદીક આવી પહોંચ્યા છીએ કે આ પ્રકારના પુસ્તકમાં ઐતિહાસિક સમાલોચના વધારે આગળ લઈ જવાનું ઇષ્ટ લાગતું નથી. ફ્રેન્ચ વિપ્લવ ફાટી નીકળ્યો તે સમય અને આપણા જમાના વચ્ચે પસાર થએલાં સો વર્ષ તરફ જે કોઇ અભ્યાસી નજર દોડાવશે તેને જણાશે, કે એ યુગના પાછલા તેમજ આગલા ભાગમાં ટોરીવાદ, નૈસર્ગિક સંરક્ષણવૃત્તિ અને સામ્રાજ્યવાદ એ સઘળાં સંરક્ષણવાદી પક્ષમાં પોતપોતાનું જોર અજ-

માવી રહ્યાં હતાં. આખા સૈકા દરમિયાન એ પક્ષને રાજ્ય સંમત ધર્મ સંસ્થાનો તથા સમાજનાં ધાર્મિક હિતનો બચાવ કરવા માટે મથન કરતો, મિલ-કતદારોના હક્કને અને સમાજની વિદ્યમાન પરિસ્થિતિને નવી પ્રવૃત્તિ સામે ટકાવી રાખતો, રાજગાદી તથા રાજ્યબંધારણને માન આપતો, અને જરૂર પડતાં તેનો બચાવ કરતો એ જોશે. શરૂઆતના ઉદાર-મતવાદીઓના કરતાં રાજસત્તાનું બળ અજમાવવામાં સંરક્ષણવાદીઓ ઓછી આનાકાની કરતા હોવાથી કાયદા ઘડીને ગરીબ વર્ગોનાં સંકટ દૂર કરવાના યત્નમાં તેઓ એમના વિરોધીઓને કુદાવી ગયા. છેલ્લે, સને ૧૭૯૩ માં ફ્રેન્ચ વિગ્રહ ફાટી નીકળ્યો ત્યારથી તે સને ૧૯૦૨ માં વીરીનિગિંગ (Vereeniging) ની સલાહ થઇ ત્યાં સુધી સંરક્ષણવાદીઓએ ઇંગ્લંડની મહત્તા અને પ્રાબલ્યનું એકસરખી તથા સફળ રીતે રક્ષણ કર્યું હતું.

પ્રસ્તુત પુસ્તકનાં બાકીનાં પ્રકરણોમાં વિશેષ અગત્યની લડતો-માંની જે કેટલીકોમાં સંરક્ષણવાદે પોતાનો ભાગ ભજવ્યો હતો તેની ચર્ચા કરીશું. એ ચર્ચાને અંગે જે અનેક બાબતોની વિશાળ દૃષ્ટિએ સમાલોચના કરવાનું આવશ્યક જણાય તેટલું ઊંડા ઉતરવા માટે અવકાશ નથી. ઉપરચોટી ચર્ચા સિવાય વધુ કંઇ થશે નહિ, પણ સમકાલીન રાજપ્રકરણમાં સંરક્ષણવાદે લીધેલા ભાગની કિંમત આંકવા જેઓ ઇંતેજાર હોય તેમને માટે આવી ચર્ચા પણ રસવિનાની નહિ થઈ પડશે એવી આશા છે.



# ભાગ ૨ જો.

## પ્રકરણ ૪ થું.

### ધર્મ અને રાજકીય પ્રકરણ

રાજદ્વારી સિદ્ધાંતની ચર્ચા કરવામાં જેવી રીતે બને છે તેવી રીતે સંરક્ષણવાદના સિદ્ધાંતની ચર્ચા કરતા પહેલાં શરૂઆતનો એક પ્રશ્ન ઉભો થાય છે. રાજદ્વારી સિદ્ધાંતો ખરાખોટાને લગતા કંઈ ધોરણને બંધબેસતા હોવા જોઇએ. રાજદ્વારી વર્તન માટેનો કોઈ ખાસ નિયમ કેવી રીતે ઘટાવવો તેનો આપણે વિચાર કરવા માંડીએ તે પહેલાં કયા ધોરણે તેનો નિર્ણયપૂર્વક વિચાર કરવો જોઇએ એ બાબત આપણે સ્પષ્ટ દર્શન હોવું જોઇએ. રાજકીય પ્રકરણ ઉપર લખનારાઓ આ જરૂરીઆત હમેશાં જોઇએ તેટલી ધ્યાનમાં રાખતા નથી. એવા ગ્રંથકર્તાઓ રાજદ્વારી બાબતો ઉપરના પોતાના નિર્ણયાત્મક વિચારો આખરે શા ઉપર બાંધે છે તે હંમેશાં સ્પષ્ટ હોતું નથી. તેઓ ઘણું ખરૂં કંઇ નૈતિક દૃષ્ટિબિંદુ ઉપર પોતાની નજર ઠારે છે; તેઓ વખાણ અથવા ઠપકો દર્શાવવા એવી ભાષાનો ઉપયોગ કરે છે કે જાણે તેમના વિચાર પ્રમાણે નૈતિક બાબતો જોખમમાં આવી પડતી હોય; પણ તેઓ કેવું નૈતિક ધોરણ સ્વીકારે છે તે બધા કયા નૈતિક નિયમને પ્રમાણ તરીકે ગણે છે તે તેઓ ખુલ્લું જણાવતા નથી. પરિણામે વિષયની ચર્ચા અપૂર્ણ થઇ હોય અને કેટલીક વખતે વિષમ પણ હોય એવી વાંચનારના મન ઉપર છાપ પડે છે. જે સિદ્ધાંતો પ્રતિપાદન કરવામાં આવ્યા હોય તે નૈતિક દૃષ્ટિએ અખંડિત હોવાની એની હમેશાં ખાતરી થતી નથી, એમ છતાં પોતાની શંકા ખરી છે કે ખોટી તેની કસોટી એનાથી થઇ શકતી નથી. કારણ ગ્રંથકર્તા કઇ ન્યાયાધીશી આગળ પોતાની કેફીયત રજુ કરે છે તેની એને

ખબર હોતી નથી. આ કારણોને લઈને આ પુસ્તકમાં નૈતિક વિચારનું કંઈ ચોક્કસ ધોરણ સ્વીકારવાનું યોગ્ય લાગે છે, જેથી આખો વિષય એક જ હોય એમ સ્પષ્ટ રીતે ચર્ચી શકાય.

જો કોઈ ચોક્કસ નૈતિક ધોરણ સ્વીકારવાનું હોય તો નવા કરાર ( New Testament ) માં નિર્દેશ કરેલી ક્રિશ્ચિયન નીતિનું ધોરણ પસંદ કરવું જોઈએ. એ બાબત થોડા જ વાદવિવાદની જરૂર રહેશે. હાલના સંરક્ષણવાદી પક્ષમાં જે સર્વ જુદાં જુદાં તત્વો દાખલ થયાં છે તે તત્વો આ ધોરણ અન્વય સ્વીકારવામાં આવ્યાં છે તેમ જ સર્વ રાજદ્વારી પક્ષના લોકોએ મોટા ભાગે એ ધોરણ માન્ય રાખ્યું છે. એ ખરૂં છે કે આપણા જમાનામાં નીતિની બાબતમાં નવા કરારના સત્તાધારી ગણાતા સ્પષ્ટિકરણની પણ અગાડી જવાના તથા તેને બાજુએ મુકી કોઇ બીજું અચોક્કસ ધોરણ સ્વીકારવાના હક્ક માટે આગ્રહ ધરવાની પ્રવૃત્તિ જો કે ઘણી ચોક્કસ રીતે ઠરી નથી તો પણ તે વિશેષ બળવાન થતી જાય છે. એમ છતાં આ પ્રવૃત્તિ એટલી બધી દૃઢ થઈ નથી કે આ સ્થાને તેનું લંબાણ વિવેચન કરવાનું આવશ્યક અથવા ઉપયોગી જણાય. એટલું જ જણાવવું બસ થશે કે પ્રસ્તુત પુસ્તકમાં જ્યાં જ્યાં કોઈ નૈતિક સવાલ ઉપર વિવેચન કરવામાં આવ્યું હોય, જ્યાં જ્યાં એમ કહેવામાં આવ્યું હોય અથવા સૂચન કરવામાં આવ્યું હોય કે વર્તનને લગતો કોઈ સિદ્ધાંત અથવા ખુદ વર્તન નૈતિક દૃષ્ટિએ ખરૂં અથવા ખોટું છે, ત્યાં ત્યાં નવા કરારમાંના નીતિ-વિષયક સદ્બોધ ઉપર હમેશાં આધાર રાખવામાં આવ્યો છે.

નવો કરાર ધ્યાનપૂર્વક વાંચનાર દરેક શખસને એ જણાયા વિના ન રહ્યું હોય કે એમાં રાજ્યને લગતી બાબતો ઉપરનો પ્રત્યક્ષ ઉપદેશ ઘણો જ થોડો અને કદાચ ઉપરચોટિયો છે. બાઇબલના ગોસ્પેલ્સ ( Gospels ) તેમજ એપિસ્ટલ્સ ( Epistles ) વિભાગમાં આપણે રાજ્ય વિશે ઘણું થોડું જ વાંચીએ છીએ. રાજ્યનાં ફરમાનને અનુસરવાની ફરજ એક કરતાં વધારે વેળાએ અમલમાં મુકાઈ છે.

"જે કંઇ સીઝરનું હોય તે સીઝરને અર્પણ કરો અને જે કંઇ જગન્નિયંતાનું હોય તે જગન્નિયંતાને અર્પણ કરો" એ પ્રખ્યાત વચન-ઉપરથી ઐહિક અને આધ્યાત્મિક બાબતો છુટી રાખવા વિશેનું શિક્ષણ મળે છે. અને પોતા ઉપર જુલમ થતો હોય તેને પણ ધીરજથી સહન કરવાનો દાખલો આખા નવા કરારમાં આગળ પડતો જણાય છે. પણ આથી વિશેષ લગભગ કંઇ જ નથી. રાજકીય બાબતો ઉપરનો નવા કરારમાંનો સીધો ઉપદેશ સંક્ષિપ્તમાં આ રીતે કહી શકાય: રાજ્યની પોતાને લગતી બાબતોની હદમાં એની સત્તાને આધીન રહેવાનું આવશ્યક છે, પણ એ હદમાં શુદ્ધ આધ્યાત્મિક બાબતો આવી જતી નથી.

આવાં સાદાં કથનની મદદથી રાજદ્વારી બાબતોમાં કોઈ વિશેષ દૂર જઇ શકતું નથી: અને એ કથન નિર્વિવાદ લાગે છતાં એમાં રહેલા સિદ્ધાતનું સંપૂર્ણ તાત્પર્ય અને વ્યાપ્તિ સ્પષ્ટ રીતે સમજી શકાય એવાં નથી. એ તો સ્પષ્ટ છે કે રાજ્યની સુવ્યવસ્થાને માટે જ નહિ, પણ અસ્તિત્વને માટે એ જરૂરનું છે કે માણસે રાજ્યની પોતાને લગતી બાબતોની હદમાં રાજ્યને તાબે રહેવું જોઇએ. જે રાજ્ય પ્રત્યે કોઇ તાબેદારી દર્શાવે નહિ તે રાજ્ય અર્થ વિનાની અસંગતિ જ ગણાય. રાજ્યની ભાવનાથી તેના હાથમાં રહેલી સત્તાનું તથા વ્યક્તિની આધીનતાનું સૂચન થાય છે. છતાં આવા મૂળ સિદ્ધાંત બાબત પડેલા અગત્યના અને ઘણા આગળ જતા ભિન્ન મતોએ ઇતિહાસમાં મશહૂર ભાગ ભજવ્યો છે. કારણ, સવાલો એવા ઉઠયા કે, રાજ્યનાં કાર્યની યોગ્ય હદ કયી, અને તેની મર્યાદા કયાં સુધી પહોંચે છે? ગોસ્પેલ ઉપરથી એટલું તો જણાય છે કે ધાર્મિક બાબતોમાં ડખલ કરવાની રાજ્યને મના કરવામાં આવી છે. એ કઈ બાબતો છે? કઇ આધ્યાત્મિક બાબતોને એની સત્તા હેઠળથી ખાસ દૂર રાખવામાં આવી છે? લૌકિક અને પારલૌકિક બાબતો વચ્ચેની સીમા કયાં આવી રહે છે? અને આ બંધન ઉપરાંત અસહ્ય સંકટમાંથી પ્રજાનું રક્ષણ કરવા સારૂ બીજાં બંધનો નથી?

રાજકર્તા તરફનો જુલમ ગમે તેટલી અંતિમ હદ સુધી પહોંચતો હોય છતાં તે વિરૂદ્ધ પ્રજાના હાથમાં કંઈ પણ ન્યાયપરાયણ ઉપાય નથી એવો જે અભિપ્રાય અસલ બંધાયો હતો–અને એટલું તો કબૂલ કરવું જોઇએ કે નવા કરારમાંથી તેની પુષ્ટિમાં જોઇએ તેટલા આધાર મળે છે–તેનો હવે કોઇપણ સ્થળે બચાવ થતો નથી. સર્વ દિશાએથી એટલું સ્વીકારવામાં આવે છે કે જુલમનો પ્રતિરોધ કરવો વાજબી છે; પણ કઈ સ્થિતિએ પહોંચતાં અરાજકતાને વાજબી રીતે જુલમ તરીકે ગણી શકાય, અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું યોગ્ય માની શકાય; જુદાં જુદાં પ્રમાણની અરાજકતા વિરૂદ્ધ જુદા જુદા પ્રકારનો પ્રતિરોધ વાજબી ગણી શકાય; કેવા સંજોગોમાં કર આપવાની અથવા કાયદાને અનુસરવાની ના પાડવાનું વાજબી ગણાય; આથી કેવા વિશેષ પ્રકારનાં સંકટ સામે હુલ્લડ અને બળાત્કાર કરી શકાય; અને કેવા પ્રકારના સૌથી ભારે જુલમ માટે શસ્ત્ર લઇને બળવો ઉઠાવવાનું તથા લોહી રેડવાનું જરૂરનું ગણાય:–આ સવાલો એવા છે કે સમાજની સામાન્ય નિર્ણયાત્મક બુદ્ધિએ આજના દિવસ સુધી તેનું નિરાકરણ કર્યું નથી, અને તેની તરફેણની અથવા વિરૂદ્ધની દલીલો મગજમાં ન ઉતરે એવી અનિશ્ચિત અને બળ વિનાની માલમ પડી છે. ઘણાં જ થોડાં વર્ષ ઉપર કાયદાની સામે ખરેખર વિરોધ દર્શાવવાના બે મહત્વના દાખલા બન્યા છે, અને એથી પણ વધારે મહત્વનો ત્રીજો દાખલો ભવિષ્યમાં સત્વર બને એમ છે. રાજસંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારાઓએ (Nonconformists)એ કારણે કેળવણીનો લાગો આપવા ના પાડી હતી કે એ લાગો આપવાનું તેમના દૃઢ સિદ્ધાંતોની સાથે બંધબેસતું થતું નથી; સ્ત્રીઓને મતાધિકાર આપવા આગ્રહ ધરનારાઓ સ્ત્રીઓને મત અપાવવા માટેનો તેમનો દાવો ખરો હોવાનું જાહેર પ્રજાના મન ઉપર ઠસાવવા માટે ઘણી તોફાની રીતે પાર્લામેન્ટ આગળ આવ્યા છે, તેઓએ પોલિસ ઉપર હુમલા કર્યા છે, અને બીજા અનેક અત્યાચારો કર્યા છે; અને આયર્લાંડને સ્વરાજ્ય ( Home Rule ) આપવાની વિરૂદ્ધના બેલફાસ્ટના

તથા આસપાસના પ્રાંતોના રહીશોએ જાહેર કર્યું છે કે આ સંબંધમાં ગમે તેવા સંજોગો ખડા થાય છતાં આયરલાંડમાં રાષ્ટ્રીય પાર્લામેન્ટના અમલ હેઠળ મુકાવવા તેઓ કદીપણ કબૂલ થશે નહિ, અને એવી સત્તાને તાબે થવા કરતાં થોડો સમય તેનાથી જુદા પડવા તેઓ તૈયાર રહેશે. ઉપર દર્શાવેલા જે તે પ્રસંગોમાં વિરોધ દર્શાવવા માટેના આ સિદ્ધાંતો કેટલી હદ સુધી વાજબી અથવા નિર્દોષ ગણાય એનો વિચાર કરવાનું આ પુસ્તકના વિષયમાં આવી જતું નથી. પણ એટલું જણાવવું રસિક લાગશે કે આમાંની કોઇપણ લડતના સંબંધમાં રાજ્યની સત્તા સામે કેટલી હદ સુધી કાયદેસર રીતે વિરોધ બતાવી શકાય, એ બાબત ભાગ્યે જ જાહેર ચર્ચા થઇ છે. પરંપરાથી સંરક્ષણવાદે રાજસત્તાને ટકાવી રાખવા મહેનત કરી છે, અને સામાન્ય રીતે એટલું તો ધારી શકાય છે કે તેણે વિરોધ દર્શાવવાના હક્કને જેટલી બને તેટલી હદ સુધી સંકોચી રાખવા તજવીજ કરી હતી. જુના વિચારના ટોરીપક્ષના અનુયાયીઓ નવા કરારની શબ્દરચના ઉપરથી અનુમાન દોડાવી એમ પ્રતિપાદન કરતા કે પ્રજા તરફથી રાજકર્તા સામાનો કોઇપણ પ્રકારનો પ્રત્યક્ષ વિરોધ વાજબી હોઈ શકે નહિ. તેઓ એમ જણાવતા કે સેંટ પીટર અને સેંટ પોલે નીરોની આજ્ઞાનું પાલન કરતાં શિખવ્યું હતું; અને અર્વાચીન સમયનું કોઇપણ રાજતંત્ર નીરોના જેટલું ખરાબ જણાયું નથી. વાદવિવાદની દૃષ્ટિએ આ પક્ષ પ્રબળ હોવા છતાં અનુભવથી તે અસત્ય માલમ પડયો ત્યારે જ તે છોડી દેવામાં આવ્યો હતો. બીજા જેમ્સ રાજાએ જોરજુલમથી ઓકસફર્ડની પાઠશાળાઓ રોમન કેથૉલિકોને સોંપી દીધી અને એ બાબત પોતા તરફ અરજી મોકલવા માટે સાત પાદરીઓને સજા કરવાનું સૂચન કર્યું, ત્યારે ટોરી પક્ષના મોટા ભાગની ખાતરી થઇ કે જેમ્સ રાજાનું આ વર્તન નીરોએ ચલાવેલી ક્રૂરતાના જેટલું ખચિત જ ત્રાસદાયક નહોતું છતાં, બાઇબલના એપોસલ્સ (ઇશ્વરી દૂતો)ને લગતા પ્રકરણમાં આવે પ્રસંગે વિરોધ બતાવવાની બંધી કરી ન હોય.

આજ વખતથી જુલમ સામે બળવો જગાડવો વાજબી છે એવા વ્હિગ -ઉદાર મતનો સામાન્ય રીતે વધારે ને વધારે સ્વીકાર થતો ગયો છે. પણ કેવા પ્રકારનો જુલમ થતાં બળવો ઉઠાવવો યોગ્ય ગણાય એ મુશ્કેલ પ્રશ્નનું નિરાકરણ જે તે પ્રસંગ ઉપર અવલંબી રહે છે.

આ સ્થિતિ વિશેષ જોખમકારક છે, કારણ બળવો જગાડવાની બાબતમાં જુલમને તાબે થવાથી જે પરિણામો નિપજે તે તેની વિરૂદ્ધ થવાથી નિપજતાં પરિણામો કરતાં ચોકખી રીતે વધારે ખરાબ હોય તો જ રાજ્યની સત્તા સામેનો વિરોધ વાજબી ગણાય. એવા સંદિગ્ધ નિયમ કરતાં બીજો કોઈ નિયમ સહેલાઇથી ઠરાવી શકાય એમ નથી. અને આ નિયમ પ્રમાણે અમલ કરવામાં જુલમને તાબે થવાથી જે અનિષ્ટ થાય તે વિશેષ પ્રત્યક્ષ હોવાને કારણે તેને જુલમની વિરૂદ્ધ થવાથી નિપજતાં અનિષ્ટ કરતાં વધારે મહત્વનાં ગણવાની લાલચમાં ફસવાનું જોખમ ખેડવું પડે છે. એમ છતાં આ નિયમ સ્વીકારવામાં આવે તો બળવો જોઇએ તેના કરતાં વિશેષ પ્રમાણમાં સાધારણ રાજદ્વારી સાધન બની જાય. આથી રાજ્યની સત્તામાં એવો કંઇક પવિત્ર અંશ રહેલો છે કે જેની સામે વિરોધ કરવો એ માત્ર તોફાની નહિ પણ અધાર્મિક ગણાય એ વચનની અવગણના થતી લાગે છે. વિરોધ ક્યાં અને કેટલે સુધી કરવો એ પ્રશ્નનું નિરાકરણ કરવું એ ભિન્ન સાધનો-ની ઉપયોગિતા વિષેના જુદા જુદા વિચારોની તુલના કરવા બરાબર છે; અને રાજબંધારણની હદમાં રહીને વિરોધ કરવો તથા ગેરકાયદે વિરોધ કરવો એ બે વચ્ચે નૈતિક દૃષ્ટિએ વધતા ઓછા પ્રમાણ સિવાયનો બીજો કંઇ તફાવત શોધવો મુશ્કેલ છે. ખુલ્લી રીતે, ઉપયોગિતા વિષેની એક બીજા સાથે અથડાતી તક-રારો વચ્ચેનો તફાવત શોધવાનો સવાલ હોય તો દરેક બાબતનો વિચાર તેના ગુણદોષ ઉપર કરવો જોઇએ. ઉઠાવવા ધારેલા વિરોધના ખાસ રૂપ ઉપર ઘણો આધાર રહેશે. શસ્ત્રના ઉપયોગ કરતાં કર આપવાની ના

પાડવાથી ઓછું નુકસાન થાય છે અને એવું પગલું યોગ્ય ઠરાવવા માટે ઘણો ઓછો ગંભીર પ્રસંગ બસ થાય છે. વળી સત્યનો આભાસ થાય એવી રીતે એમ સમર્થન થઈ શકે કે પાર્લામેન્ટમાં મુશ્કેલી ઉભી કરવા જેવું અથવા નવા અમીરો બનાવવાના વિશિષ્ટ હક્કનો થોડા વખત ઉપર કરવા ધારેલા ઉપયોગ જેવું કાયદેસરનું કૃત્ય કર આપવાની ના પાડવા કરતાં અથવા મધ્યમ પ્રકારના અત્યાચાર અથવા હુલ્લડ કરતાં પણ વધારે હાનિકારક નિવડે છે. કાયદા સામે વિરોધ બતાવવાની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં પરસ્પર વિરોધી તથા ગુંચવાડા ભર્યાં પ્રમાણો આગળ કરી શકાય એવા દાખલાઓ ધારવા સહેલા છે. છતાં સામાજિક વ્યવસ્થાની સ્થિરતા માટે કોઈ રાજદ્વારી કટોકટીના પ્રસંગના દોષાદોષ વિવેક ઉપર આધાર રાખવો એ જોખમકારક છે. રાજ્યકર્તા ઈશ્વરી સત્તા ભોગવે છે અને તેને ખાળવા કદી પણ પ્રયત્ન થવો જોઈએ નહિ, એવા આપણા પૂર્વજોએ છોડી દીધેલા પક્ષ તથા વિરોધનું વાજબીપણું પ્રસંગના સંજોગોને લઇને મળતા લાભો ઉપર સદંતર આધાર રાખે છે. એ પક્ષ વચ્ચે તર્કશાસ્ત્રની નજરે બન્નેને મળતું આવે એવું દૃષ્ટિબિંદુ શોધી કહાડવું મુશ્કેલ છે, છતાં એટલું તો ખચિત જ ઇચ્છવા જોગ છે કે કોઇ વધારે સ્પષ્ટ અને વધારે સ્હેલાઇથી કામમાં લઇ શકાય એવો નિયમ ઠરાવવો જોઇએ કે તે સામાન્ય રીતે સર્વ માન્ય થાય. કારણ સ્થિતિ જોતાં સત્તા સામે વિરોધ કરવાના પ્રસંગો વધારે અને વધારે સાધારણ થઇ પડવાનો સંભવ છે. આ ગુંચવાડામાં અંતિમ વિચારના ઉદારમતવાદીઓ (Radicals) કરતાં સંરક્ષણવાદીઓ સારા માર્ગદર્શક થતા નથી. આ સંબંધમાં જે કંઇ કહી શકાય તે એટલું જ છે કે એકંદર રીતે અંતિમ વિચારના ઉદારમતવાદીઓ કરતાં સંરક્ષણવાદીઓ સત્તાના પક્ષ તરફ વધારે ઢળશે. છતાં, આયરલાંડના દાખલા ઉપરથી જણાય છે તેમ કદાચ એવા સબળ સંજોગો ઉપસ્થિત થઇ આવે કે આ બન્ને પક્ષનું વલણ એક બીજાથી ઉલટાઇ જાય.

આધ્યાત્મિક બાબતોમાંથી રાજ્યને બકાત રાખવામાં આવે છે તે વિષે તેમજ રાજસંમત ધર્મ સંસ્થા તથા રાજ્ય વચ્ચેના ખરા સંબંધ વિષે કંઇક વિવેચન આપણે કરવું જોઇએ. પરંતુ એ ચર્ચા ઉપાડી લેવા પહેલાં, તેની અગાઉની ભાંજગડ તરફ આપણું લક્ષ ખેંચાય છે. નવા કરારમાં રાજદ્વારી બાબતોને પ્રત્યક્ષ લાગુ પડે એવો ઉપદેશ થોડો છે, છતાં, વારંવાર એમ પ્રતિપાદન કરવામાં આવે છે કે ખ્રિસ્તી ધર્મ કોઈ વિશિષ્ટ રાજદ્વારી વ્યવસ્થા સાથે મજબુત સંબંધ ધરાવે છે, અને એ વ્યવસ્થા માટે આગ્રહ કરનારાઓનાં કૃત્ય વાજબી છે એમ દેસાવવા માટે એને પ્રમાણભૂત ગણી એની મદદ લેવામાં આવે છે. અદ્દભૂતરીતે જે વ્યવસ્થા માટે આવો દાવો કરવામાં આવે છે તે સમાજસત્તાવાદ ( Socialism ) છે. એને લઇને રાજ્યના અધિકારની મહત્તા ખાસ કરીને વધે છે. આ દાવો એવી તો દ્દઢતાથી આગળ કરવામાં આવે છે અને એટલા વિસ્તીર્ણ પ્રમાણમાં એનો સ્વીકાર થાય છે કે એ દાવાનું બંધારણ કેટલું વાજબી છે તેનો સંભાળપૂર્વક વિચાર કરીએ તો આપણો વખત નકામો ગાળેલો ગણાશે નહિ.

વ્યવસ્થા રાખવાની તથા ગુન્હા દાબી દેવાની મૂળ ફરજ અદા કરવા માટે જરૂર ના હોય એવા અધિકાર ઉપરાંત રાજ્યને વિશાળ અધિકાર પ્રાપ્ત થાય છે એમ સમર્થન કરવા એક પણ વાક્ય નવા કરારમાંથી બતાવી શકાય એમ નથી. આગળ જણાવી ગયા પ્રમાણે નવા કરારમાં રાજ્યનો વિષય લગભગ બીલકુલ જ પાછળ મુકાઈ ગયો છે. એ બાબત આપણે તેમાં ઘણું થોડું વાંચીએ છીએ, અને "જનતા" તથા "સમાજ" જેવાં પદથી ઉદ્દભવતા વિચાર જેવું તો કંઇજ જોતા નથી. એમાં વ્યક્તિગત અંતઃકરણને ઉપદેશ કરવામાં આવ્યો છે, અને "સ્વર્ગનું રાજ્ય" અથવા ધર્મ એવી એકજ સામાજિક સંસ્થાને માટે ઉલ્લેખ છે. આ આધ્યાત્મિક સમાજને તથા તેને અંગના સામાજિક જીવનને અગત્યતા

અને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે તે જોતાં રાજ્યની થએલી અવગણના વધારે વિસ્મય પમાડે છે. દાખલા તરીકે, એપોસલો ( ઈશ્વરી દૂતો ) નાં કૃત્યો ( Acts of the Apostles ) વાળા બાઇબલનાં ભાગમાં આપણે ઉગતા ધર્મ જેવા સમાજનાં જીવનની બરાબર મધ્યમાં હોઇએ એમ આપણને લાગે છે. પણ રાજ્ય માત્ર જુલમગાર તરીકે દેખા દે છે અને તેને ધીરજથી તાબે થવા કરતાં ખ્રિસ્તીઓની વિશેષ ફરજ હોય એમ લાગતું નથી. પર્વત ઉપરના પ્રવચન ( Sermon on the Mount ) વાળા ભાગમાં ક્રાઇસ્ટનાં શિષ્યોમાં દાખલ થનારાં જીવનનાં નવાં ધોરણ માટે લંબાણ વિવેચન કરવામાં આવ્યું છે, ત્યારે રાજ્ય માટે કોઇપણ ઠેકાણે ઉલ્લેખ નથી. પત્રો (Epistles) નું લક્ષ્યબિંદુ પણ એવું જ છે. વ્યક્તિગત ખ્રિસ્તીઓએ અવશ્ય અદા કરવાની જુદી જુદી ફરજો વિષે તેમજ ચારિત્ર્યના જે સામાન્ય ધોરણ પ્રમાણે તેઓએ વર્તવું જોઇએ તે વિષે ઘણું કહેવાયું છે, અને ખ્રિસ્તીઓ સામાજિક બાબતોમાં વ્યવસ્થિત થયા હતા એવું સૂચન કરનારા ઘણા ઉલ્લેખો છે; પણ તાબેદારીની મૂળ ફરજ સિવાય આપણે રાજયને લગતું હોય એવું કંઇપણ જોતા નથી. ધર્મ અને વ્યક્તિ એ જ નવા કરારના વિષયો છે; રાજ્ય એમાંથી દૂર રહી ગએલું છે.

આથી વિશેષ વિસ્મયકારક તો એ લાગે છે કે આમ છતાં નવા કરારમાં સમાજસત્તાવાદના સિદ્ધાંતોની ચર્ચા કરવામાં આવી છે, ક્રાઇસ્ટ પણ સમાજસત્તાવાદી હતો, અને એવાં બીજાં કથનો આપણે વારંવાર સાંભળીએ છીએ. કારણ સમાજસત્તાવાદ સર્વ રીતે રાજ્ય ઉપર જ અવલંબી રહે છે. રાજ્યની સહાયતાથી સમાજસત્તાવાદી વેપાર તથા હુન્નર ઉદ્યોગ, અથવા દોલત અને દારિદ્રતાને લગતા સઘળા સવાલોનો નિર્ણય કરવાની આશા રાખે છે. એ પૃથ્વી ઉપર સ્વર્ગને મળતી આવે એવી કંઇક સ્થિતિ ખડી કરવાનાં અને તે રાજ્યની સત્તા ચલાવીને, રાજ્યના અધિકાર વિસ્તૃત કરીને

તથા માણસના આર્થિક હિતને લગતી બાબતોમાંનો મોટો ભાગ રાજ્યને સોંપીને મેળવવાનાં સ્વપ્નાં જુએ છે. નવા કરારના ઉપદેશને આના કરતાં ઓછું અનુરૂપ બીજું ભાગ્યેજ કંઇ હોઇ શકે.

એમ છતાં, નવા કરારમાં સમાજસત્તાવાદના સિદ્ધાંતોની ચર્ચા કરવામાં આવી છે એ વિચાર એટલો બધો ફેલાએલો છે કે તે આધાર વિનાનો હોય એમ કહી શકાય નહિ. એમાં ધનાઢ્યોને આગ્રહપૂર્વક આપેલી ચેતવણીઓ તથા ગરીબોને આપેલા આશીરવાદો ઉપરથી આ વિચાર બંધાયો છે એમ અનુમાન બાંધવામાં કંઇ અડચણ આવતી નથી. આ ચેતવણીઓ અને આ આશીરવાદો આપવા એ નવા કરારનાં સૌથી પ્રાધાન્ય લક્ષણોમાંનું એક છે. આડાઅવળા વિચાર કરનારાઓને અને સંદિગ્ધ રીતે વાત કરનારાઓને એમ માનવાની ટેવ પડી ગઈ છે કે પૈસાવાળાઓના સંબંધમાં ગરીબોને ઉચ્ચ સ્થાને મુકતી દેખાતી હોય તેવી કોઇપણ બાબતમાં સમાજસત્તાવાદનાં લક્ષણનો કંઇક અંશ હોવો જોઇએ. પણ ખરેખર આ માન્યતા આધાર રહિત છે, કેમકે દારિદ્રતાંનાં દુઃખોનું નિવારણ કરવા માટેના રાજ્યના અધિકાર બાબત એક શબ્દ પણ ઉચ્ચારવામાં આવ્યો નથી અથવા તે વિશે કંઇ સૂચન થતું નથી એટલું જ નહિ, પણ તવંગર અને ગરીબ વચ્ચેના સંબંધ ઉપરનું આખું વિવેચન સ્પષ્ટ રીતે વ્યક્તિગત છે. ગોસપેલ્સમાં તવંગર અથવા ગરીબ પુરૂષનાં આધ્યાત્મિક સુખના સંબંધમાં જ દોલત અને દારિદ્રતાનો સતત વિચાર કરવામાં આવે છે. એ પ્રમાણે, એક સરખી રીતે દારિદ્રતા સુખકારક સ્થિતિ હોય એમ અને દોલત આધ્યાત્મિક સંકટથી ભરેલી હોય એમ ગણવામાં આવે છે. ખુલ્લીરીતે આ દૃષ્ટિબિંદુ સમાજસત્તાવાદીના જ નહિ પરંતુ હાલના કોઇપણ સંસાર સુધારકના વિચારથી જુદું પડે છે; કારણ એવા સુધારકના પ્રયત્નો ઉપરથી ખુલ્લી રીતે એવી માન્યતાનું સૂચન થાય છે કે ગરીબ હોવા કરતાં તવંગર હોવું ઘણું સારૂં છે, જ્યારે ગોસપેલ્સમાં એવો ઉપદેશ કરવામાં આવે છે કે

તવંગર હોવા કરતાં ગરીબ હોવું ઘણું સારૂં છે. સંસાર સુધારક માત્ર આ દુનીઆનો જ વિચાર કરે છે, ત્યારે હવે પછીની દુનીઆમાં જવા માટેની તૈયારીના સંબંધમાં દોલત અને દારિદ્રતા જે ભાગ ભજવે છે તે ઉપર જ ગોસ્પેલનો ઉપદેશ સદંતર રચાએલો છે એ બીના ઉપરથી આ વિપરીતતા ઉત્પન્ન થાય છે. દોલતની આર્થિક અગત્યતાને હમેશાં હલકી પંક્તિની ગણવામાં આવે છે, અને એનાં આધ્યાત્મિક પરિણામ ઉપર જ સઘળું લક્ષ પરોવાઇ રહે છે. ધનાઢ્ય માણસ અને લેઝેરસનાં દૃષ્ટાંતમાં ડાઇવ્સનાં બહુ મૂલ્યવાન જમણને લઈ તેને અધોલોકમાં જવું પડે છે, ત્યારે લેઝેરસની દારિદ્રતા તેને સ્વર્ગમાં અબ્રહામના આશ્રિત તરીકેનું સ્થાન મેળવી આપે છે. વળી તવંગર માણસની મુક્તિ થવી અને તેનું સ્વર્ગમાં દાખલ થવું એ મુશ્કેલ લગભગ ચમત્કારિક જણાવવામાં આવ્યું છે; ઇશ્વરને માટે તો સઘળું શકય છે એ કારણેજ માત્ર એમ કદાચ થઈ શકે છે. વળી વિધવા તરફની ફુલની પાંખડી પૈસાવાળા તરફની સઘળી બક્ષિસો કરતાં વિશેષ મહત્વની ગણાય છે કેમકે આર્થિક દૃષ્ટિએ એ કિમતમાં હલકી છે છતાં તેમાં રહેલા વધારે મોટા પ્રમાણના સ્વાર્થત્યાગને લઇને આધ્યાત્મિક દૃષ્ટિએ તે વધારે મોંઘી છે. આ સૌથી ઉંચી પંક્તિનો વ્યક્તિગત ઉપદેશ છે. દરેક વ્યક્તિના પોતાના આધ્યાત્મિક સુખના ધોરણ ઉપર દોલતની કિંમત આંકવામાં આવે છે. સંસાર સુધારાની હીમાયત કરવામાં હમણા સાધારણ રીતે વપરાતી ભાષાથી માત્ર આ બાબતમાં જ ગોસ્પેલનો ઉપદેશ ચમત્કારિક રીતે જુદો પડી જાય છે એમ નથી. હમણા પડી ગએલી પ્રથા પ્રમાણે ગોસ્પેલને "બીજી દુનીઆને લગતુ" કહેવામાં આવે છે, એટલે એ માણસની નજર આ દુનીઆનાં દુઃખ ઉપરથી ખસેડી બીજી દુનીઆમા જે સુખ મળવાની ખાતરી આપવામાં આવે છે તે સુખ ઉપર લઈ જાય છે. વિશેષમાં જ્યારે હમણા આપણને સાધારણ રીતે એવી ખાતરી આપવામાં આવે છે કે પરોપકાર બુદ્ધિની જરૂર નથી, પણ દારિદ્રતા દૂર થાય અને પરોપકાર બુદ્ધિની જરૂર રહે નહિ એવી રીતે

સામાજિક પરિસ્થિતિને ફરી રચવાની જરૂર છે, ત્યારે ગોસ્પેલમાં આપણે જોઇએ છીએ કે દારિદ્રતાને અનિષ્ટ ગણવામાં આવી નથી, અને આર્થિક દોલત મારફત પરોપકાર કરવા માટેની તક મળે છે. તે સિવાય બીજી રીતે કંઇ તેની કિંમત હોય એમ માનવામાં આવતું નથી. છેલ્લે, ઉપરના દૃષ્ટાંતમાંના લેઝેરસે ભોગવેલાં સંકટોને લીધે જ પાછળથી એનો મોક્ષ થએલો ગણાય છે, ત્યારે હમણા આપણને હમેશાં એમ જણાવવામાં આવે છે કે જેઓ ઘણું સખત સંકટ ભોગવતા હોય તેમનાં આર્થિક સુખને માટે પ્રથમ કંઇપણ કરવામાં આવે નહિ ત્યાંસુધી તેમનાં નૈતિક અથવા આધ્યાત્મિક સંસ્કરણની આશા રાખવી વ્યર્થ છે.

મારા ધારવા પ્રમાણે આ વિલક્ષણ ઉલટાંસુલટી કથનોમાં રહેલાં રહસ્યનો ખુલાસો સરળતાથી આપી શકાય એમ નથી; પણ વિપરીત દેખાય છતાં, એ તો ખચિત જ ખરૂં છે કે નવા કરારમાં સમાજસત્તાવાદને માટે એકપણ શબ્દ નથી, અને અર્વાચીન સંસાર સુધારાના કોઇપણ રૂપ વિષે તેમાં કઈ પ્રત્યક્ષ ઉલ્લેખ જણાતો નથી. છતાં ખ્રિસ્તી ધર્મ સંસાર સુધારાનાં મુખ્ય સાધન તરીકે અને તેમાં જીવન રેડનાર શક્તિ તરીકે લાંબા કાળથી કામ કરતો આવ્યો છે અને હજી પણ કરે જાય છે.

ખરેખર ખ્રિસ્તી ધર્મ મારફત દુનીઆમાં થએલા ફેરફારનું આ લાક્ષણિક દૃષ્ટાંત છે. મૂળ સ્પષ્ટિકરણની પ્રત્યક્ષ અસર સર્વ રીતે વ્યક્તિને જ પહોંચે એવી હતી. પણ વ્યક્તિ એક વેળા બદલાય તો અનિવાર્ય રીતે તે પોતાની નવી શિષ્યવૃત્તિને લઇને સમાજને સુધારનાર તરીકે અસરકારક રીતે પોતાનો લાગવગ ચલાવે છે. આ બાબતને વિરોધાભાસમાં દર્શાવવી વધારે અનુકૂળ હોવાથી આપણે તેમ કરીએ; ક્રાઇષ્ટ કંઇ સંસાર સુધારક નહોતો, પણ ખ્રિસ્તી ધર્મ પાળનારને એવા થવાની ફરજ પડે છે. કારણ ક્રાઈસ્ટનો અનુયાયી જે રીતે તે પોતા પ્રત્યે પ્રેમ ધરાવતો હોય તે રીતે પાડોસી પ્રત્યે પ્રેમ ધરાવવાના

નિયમથી બંધાએલો હોવાથી, તેમજ દોલત તથા તેના સ્વાર્થી ઉપયોગને અંગે રહેલાં જોખમથી સાવચેત રહેવાની તેને સૌથી નિશ્ચિત રીતે સૂચના મળેલી હોવાથી, તે પોતાની આસપાસની દુનીઆ ઉપર નજર ફેરવે છે તો પોતાના બાંધવોની સ્થિતિ જોઇ તેના અંતઃકરણને અસહ્ય આઘાત થાય છે અને દુઃખદાયકરીતે તેના મનની શાંતિનો ભંગ થાય છે. પોતાનો અધિકાર ચાલી શકે એવા મડળમાં એનાથી જે કાંઇ બની શકે તે કરવા એ યત્ન કરવા માંડે છે; પણ એની રીત ધીમી અને નાસીપાસ કરે એવી હોવાથી પોતાની આસપાસ દુઃખના જે ડુંગર આવી રહેલાની એને માહિતી થાય છે તેના મુકાબલામાં એનાથી ઘણું થોડું થઈ શકે છે. કદાચ એના જમાનાના સંજોગોને લઇને તથા એની આસપાસની પરિસ્થિતિને લઇને એનાથી વિશેષ થઇ શકે એમ ન હોય; પણ જો પોતાના જીવન વ્યવહારમાં રહી કોઇ એક માણસ જે કાંઇ કરી શકે તેનાથી આગળ જવાની અને રાજદ્વારી અને સંસારી જેવી મહત્વની બાબતોમાં મનુષ્યજાતિનાં સુખ માટે મથન કરવાની એને તક મળે, તો ખ્રિસ્તી ધર્મના ઉપદેશને લઇ જે પ્રખર આતુરતાએ એના મનમાં સ્થાન કર્યું છે, તેને જોરે એ તકનો લાભ લેવા તથા રાજનીતિજ્ઞ અને સંસાર સુધારક તરીકે બહાર પડવા એ ખેંચાય છે. જો આધ્યાત્મિક જીવનમાં એ વ્યક્તિ તરીકે દાખલ થાય છે, તેનો એક વખત સ્વીકાર થતાં એ સામાજિક બાબતોમાં પ્રવૃત્ત થાય છે. આ પ્રેરણાને લીધે આગળના જમાનાનાં માણસો સમાજનું ભલું કરવા હાલના વખતમાં કામમાં લેવાય છે તેના કરતાં જુદીજ રીતો અંગીકાર કરતા. પણ જે થતું તેમાં આવશ્યક રીતે મળતાપણું રહેતું. ધર્મ તથા શિક્ષણ માટેની ઉદાર નિમણુક, ધાર્મિક સંસ્થાઓ તરફની દાનની તથા દયાનાં કામની વ્યવસ્થા, પરોપકાર કરવા પ્રતિજ્ઞા લીધી હોય એવા ધર્મગુરૂઓની શ્રેણિની આસક્તિ, ભમતા શૂરવીરનું શૂરાતન, એ સઘળા માણસોને પોતપોતાની બુદ્ધિ અનુસાર સમાજનું ભલું કરવા માટે પ્રેરવા ખ્રિસ્તી

ધર્મ સશક્ત હોવાના દાખલા મળે છે. હમણાના વખતમાં સંસારસુધારો બીજા જ રૂપમાં પ્રત્યક્ષ થાય છે. પણ માણસનાં મન અને અંતઃકરણ જેવા વ્યક્તિગત કિલ્લાઓમાં ખ્રિસ્તી પંથ હજી પોતાનું કામ કર્યો જાય છે. અને બીજાઓ માટે કંઇ કરવા માણસને હડસેલે છે કે, જેથી કરીને જે સમાજમાં તે રહેતો હોય તેને મદદ કરી પોતાના આત્માનો તે ઉદ્ધાર કરી શકે.

માણસની અન્ય પ્રેરણાબુદ્ધિની માફક આ પ્રેરણાબુદ્ધિ સહેલાઇથી તેને જોઇએ તે કરતાં વધારે અધીરાઇથી આગળ ખેંચી લઇ જાય છે, અને આવેશમાં ડાહાપણનો ઉપયોગ કરવાનું ભુલાવે છે. અને એમ છતાં ખ્રિસ્તી સ્પષ્ટિકરણમાં તેઓ ધીરજ રાખવા માટેનો ઉપદેશ જોઇ શકશે. નૈતિક અને આધ્યાત્મિક સુખનો આધાર યોગ્ય આનંદ અનુભવવાના સંજોગો ઉપર રહે છે એમ પ્રતિપાદન કરવાના અતિરેકમાં હમણાં ઘણા પડે છે તેમાંથી દારિદ્રતામાં રહેલાં પરમ સુખના આગ્રહી ઉપદેશની મદદથી ખ્રિસ્તીઓનો બચાવ થવો જોઇએ. દુઃખી માણસની આર્થિક સ્થિતિ સુધારવા મથવું એ ખ્રિસ્તી ધર્મના ભાવને અનુસરવા બરાબર છે; પણ દુન્યવી ચીજો જ માત્ર નહિ પણ ખુદ આધ્યાત્મિક જીવન સુદ્ધાં આર્થિક દોલત ઉપર અવલંબી રહે છે એમ પ્રતિપાદન કરવું એ તેનું ઉલ્લંઘન કરવા બરાબર છે. વળી સૌથી ગંભીર પ્રકારની સામાજિક બદી કેવી રીતે સહન કરી શકાય અને ખાસ પ્રસંગોએ તેથી થતી હાનિ માત્ર ઘટાડી શકાય એના દાખલા નવા કરારમાં નથી એમ નથી. સેન્ટ પોલે ગુલામગીરી ચલાવવા દીધી હતી, અને ખ્રિસ્તીઓ-માંથી તે નાબુદ કરાવવા કરતાં ગુલામના માલિકો તથા ગુલામોમાં ખ્રિસ્તી ભ્રાતૃભાવનો જુસ્સો ઉશ્કેરી તે મારફત થતા જુલમની અસર નિર્મૂળ કરવા પ્રયત્ન કર્યો હતો એ વાત બાઇબલના અંગ્રેજ અનુ-વાદકોનાં ભીતરાપણાને લીધે સાધારણ વાંચનારના લક્ષ આગળથી એવી રીતે ઢાંકી નાંખવામાં આવી છે કે જો રોમન કેથોલિકોએ એ પ્રમાણે કર્યું હોત તો તેમને આપણે દગાખોર તરીકે તુચ્છકારી કાઢયા હોત.

એપોસલોના સમયમાં ગુલામી સામે બાથ ભીડવામાં આવી હોત તો ખ્રિસ્તી ધર્મમાં ચાલુ વ્યવસ્થાને ઉથલાવી નાંખનારાં તત્વો રહેલાં છે એવી માન્યતાને વધારે વેગ મળતે અને બદલામાં કંઇ સારૂં થવા કરતાં તેનો સ્વીકાર થવામાં વિશેષ અડચણો આવતે. આવા મોટા પ્રમાણમાં ફેલાએલા અનિષ્ટને સહન કરી લેવામાં ડાહાપણ છે એમ જો આપણે સ્વીકારીએ તો તેમાંથી ધીરજનો જે બોધ મળે છે તે ઉપર આપણું મન ચોટાડવું જોઇએ. હમણાના વખતમાં આપણામાં ઘણી ભારે સાંસારિક બદીઓ ફેલાએલી છે, છતાં એપોસલોના સમયની ગુલામગીરીની બદી જેટલી ખરાબ એમાંની કોઇપણ નથી. આ બદીની વિરૂદ્ધની ચળવળ વ્યર્થ જાય અને ચાલુ સ્થિતિ ઉથલાઈ પડે એવી બ્હીકના માર્યા આ બદીનો ભારે ફેલાવો થવા દેવામાં આવ્યો હતો છતાં એની વિરૂદ્ધ ચળવળ કરવા એપોસલો લલચાયા નહિ એ નવાઇ જેવું છે. ખ્રિસ્તી ધર્મમાં રહેલા પ્રેમના સિદ્ધાંતને ધીમે ધીમે ફેલાવી એ સાથે મૂળથી જ અનુકૂળ ન આવતા સંબંધને ઢંડો પાડવાનું અને કોઇ મંદ પ્રયોગથી ખ્રિસ્તી સમાજમાંથી કકડે કકડે ગુલામગીરી નાબુદ કરવાનું તેઓને વધારે ઉચિત લાગ્યું. આ પ્રયોગ આપણા સમયના કેટલાક ખ્રિસ્તી સંસાર સુધારકોએ સ્વીકારેલી રીતથી ઘણો ભિન્ન છે.

એમ છતાં ખ્રિસ્તી ધર્મ ખચિત જ સંસાર સુધારાની તરફેણ કરે છે. શું તે સાથે સાથે સમાજસત્તાવાદની પણ તરફેણ કરે છે? આપણે ઉપર જોયું છે તેમ ક્રાઇસ્ટ સમાજસત્તાવાદી હતો એમ કહેવું એ ભારે દુરાગ્રહ કરવા જેવું છે. પણ જેમ છુટી છુટી વ્યક્તિને મુક્તિ આપવાની એની રીત આખરે સંસાર સુધારામાં પરિણમે છે, તેમ એવી તકરાર લઇ શકાય કે એમાંથી સમાજસત્તાવાદ ઉપર જવાય છે. ખ્રિસ્તી પંથની ભાવના ખ્રિસ્તી અનુયાયીઓને સમાજની સુધારણા તરફ ખેંચે છે. શું એથી ઉત્પન્નનાં સઘળાં સાધનો અને તે સાથે વાણિજ્ય, હુન્નર તથા ધંધો એ સઘળાં રાજ્યના હાથમાં સોંપી દેવાને એને ફરજ પડે છે?

વેપાર અને હુન્નર ઉદ્યોગની વિદ્યમાન વ્યવસ્થાની નિંદા કરવા

સારૂ ખ્રિસ્તી ધર્મ પાળનારાઓ પાસે મજબૂત કારણ છે એની ના પાડી શકાશે નહિ. માંહોમાહે સ્પર્ધા કરવાની પદ્ધતિ ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતને અનુસરતી કદી હોઇ શકે નહિ. હુન્નર ઉદ્યોગ અથવા વેપારમાં પડેલાઓનો પ્રાધાન્ય હેતુ પ્રેમ નહિ પણ સ્વાર્થ છે, અને ખ્રિસ્તી ધર્મ નિઃસંશય આગ્રહપૂર્વક જણાવે છે કે માણસ માણસ વચ્ચેનો પરસ્પર વ્યવહાર પ્રેમની દૃષ્ટિએ જ ચાલવો જોઇએ. બને તેટલું સોંઘું ખરીદ કરવું, અને બને તેટલું મોંઘું વેચવું; મળી શકે તેટલે ઓછે રોજે મજુરો મેળવવા; નોકરી જારી રહેવા માટે જેટલું જરૂરનું હોય તેટલું જ કામ કરવું; નોકર અથવા શેઠ તરીકે, બીજાને ભોગે પોતા માટે લાભ મેળવવા મથવું; આ સઘળાં ખ્રિસ્તી ધમનાં લાક્ષણિક કર્તવ્યો નથી. દશ ફરમાનોમાં રહેલા સિદ્ધાંતોમાંના કોઈનું ઉલ્લંઘન કરવાના અર્થમાં એ કર્તવ્યો અનીતિમાન નથી; તે કપટી કે બળાત્કારને ઉત્તેજન આપનારાં નથી, પરંતુ તે સ્વાર્થી છે. નવા કરારમાં નીતિનાં જે ધોરણનું સ્પષ્ટિકરણ થયું છે તેનાંથી ઉતરતી પંક્તિનાં ધોરણને લગતાં આ કામો છે. ઔદ્યોગિક જીવનનાં દશ્યોથી જે ભલાં માણસોનું અંતઃકરણ વખતોવખત વ્યથિત થાય છે તેમણે આ યાદ રાખવું જોઇએ. આપણને વારંવાર કહેવામાં આવે છે, ટુંક સમય ઉપર ઘણા ધર્માચાર્યોએ આપણને કહ્યું છે કે, આ દેશમાં મોટી સંખ્યાના લોકો દારિદ્રતા તથા દુઃખમાં સબડે એ ખ્રિસ્તી ધર્મને કલંકરૂપ છે. આ સઘળું ખરૂં હોવા છતાં એ અજાયબ જેવું છે કે આ કલંકથી આટલો બધો અચંબો થાય છે. જે વ્યવસ્થાનું મૂળ-બંધારણ સ્વાર્થ ઉપર રચાયું છે તેમાથી ખ્રિસ્તી અંતઃકરણને સ્વીકાર્ય થાય એવાં પરિણામો નિપજવાની આશા રખાય નહિ. કાંટાની વાડ ઉપર અંજીર આવવાની આશા રખાય નહિ. સમાજની સ્થિતિ ઉપર ટીકા કરનારા, તથા લોકોની દશાથી દિલગીર થનારા ઘણા શ્રેષ્ટ ધર્માચાર્યો અંજીર તોડવાની ખોટી આશામાં ઝાંખરાનાં ખેતરની મુલાકાતે જનારાઓ તથા ઝાંખરાને ઉજડ જોઇ નાસી જનારાઓ જેવા છે.

અત્યાર સુધીનાં વિવેચન ઉપરથી જણાશે કે સમાજસત્તાવાદનો સ્વીકાર કરવા સારૂં નહિ, પણ સ્પર્ધાવાળી વ્યવસ્થા નાબુદ કરવા તથા તેને બદલે કોઈ વધારે સારી વ્યવસ્થા દાખલ કરવા માટે પુરતાં કારણો આપવામાં આવ્યાં છે. પણ સ્પર્ધાવાળી વ્યવસ્થાના મૂળમાં કયાં હાનિકારક તત્વો રહેલાં છે? આ વિષે વિચાર કરવાની અગત્ય છે, કારણ બદીનું મૂળ ઉખેડી નાંખવામાં આવે નહિ ત્યાંસુધી ખાસ બહારનું રૂપ આપણે ગમે તેટલું સુધારીએ છતાં ખરેખર ખોડ શી છે તે આપણે કાઢી શકતા નથી. મૂળ બદી સ્પષ્ટ જણાય છે. તે એ છે કે માણસો પોતાના વ્યવહારમાં સ્વાર્થથી જ દોરાય છે. જો ખ્રિસ્તી ધર્મ સામાજિક વ્યવસ્થા સુધારી શકે એમ હોય તો, તેણે લોકોને સ્વાર્થ વૃત્તિથી કામ કરવાને બદલે પ્રેમથી કામ કરવાને સમજાવવા જોઇએ કે જેથી પરિણામ અસરકારક આવે. મનુષ્ય સમાજની રચનાજ માણસનું ચારિત્ર્ય વ્યક્ત કરી શકે એના કરતાં વિશેષ ખાતરી લાયક બીજું કંઇ હોઈ શકે નહિ; એ રચના એ ચારિત્ર્યને ઉચ્ચ કોટીનું બનાવી શકશે નહિ. ચારિત્ર્ય સામાજિક વ્યવસ્થાને બદલી શકે, પણ ચારિત્ર્ય બદલવાને માટે સામાજિક વ્યવસ્થા કરતાં વિશેષ સજીવ વસ્તુની જરૂર લાગે છે. એથી કરી મનુષ્ય સ્વભાવમાં સ્વાર્થને બદલે સર્વત્ર પ્રેમ રહે એવો સુધારો થવાની આશા હોય. તે સિવાય, શરૂઆતથી જ આપણે ખાતરી રાખવી જોઇએ કે સામાજિક અથવા રાજદ્વારી રચનાના કોઇપણ ફેરફારથી સમાજનો ઉદ્ધાર થઈ શકશે નહિ.

સમાજસત્તાવાદીએ સુચવેલી ખાસ રચના વ્યવસ્થિતરીતે કામ લાગશે કે નહિ એ સવાલ હાલને પ્રસંગે ઉપસ્થિત થતો નથી. સવાલ એ જ છે કે ખ્રિસ્તી ધર્મને સમાજસત્તાવાદ સાથે કંઈ સ્વાભાવિક સંબંધ છે કે નહિ, કે જેથી કોઇ ખ્રિસ્તી ધર્મ અનુયાયી એ ધર્મ પાળતો હોવાને જ કારણે, સમાજસત્તાવાદી થાય. એ અનુયાયી એ ધર્મ પાળતો હતો એ કારણને લઇને હાલની સ્પર્ધાવાળી વ્યવસ્થા ઉપર ટીકા કરનાર હોવો જોઇએ એ ખરૂં છે. પણ એ વ્યવસ્થા

સ્વાર્થના સિદ્ધાંત ઉપર રચાએલી હોવાના કારણે જ તેણે એના ઉપર ટીકા કરવી જોઇએ. વેપાર ચલાવવાની રીતમાં કોઈપણ ફેરફાર કરવાથી આ ટીકાનો ઉત્તર મળશે નહિ. કારણ જે ખોડ છે તે જેઓ એ વ્યવસ્થા ચલાવે છે તેમનાં ચારિત્ર્યમાં રહેલી છે અથવા બીજી રીતે કહીએ તો વ્યવસ્થાથી કંઇક અંશે ખોડવાળ ચારિત્ર્ય વ્યક્ત થાય છે. વેપાર અને હુન્નર ઉદ્યોગની સ્પર્ધાવાળી વ્યવસ્થા સામાના ખ્રિસ્તી ધર્મના વાંધાનો નિકાલ કરવા માણસનાં ચારિત્ર્યમાં ફેરફાર થવાની જરૂર છે. સમાજસત્તાવાદ મનુષ્ય સ્વભાવ બદલવાનો ઢોંગ કરતો નથી. ફક્ત જ્યાં સ્પર્ધાથી કામ થતું હોય ત્યાં ત્યાં નિયમન કરવા રાજ્યની સત્તા દાખલ કરવાનો તે દાવો કરે છે. માણસો પોતાના કામ માટે જે મેળવી શકે તે હવે વધુ વખત તેમને આપવામાં આવશે નહિ. રાજ્યને જે યોગ્ય લાગે તે તેમને આપવામાં આવશે; અને રાજ્ય પ્રજાશાસનના સિદ્ધાંતાનુસાર ચુંટાએલા કોઇ સત્તાધિકારીના અંકુશ હેઠળ હોવાથી તે જેઓ વેપાર અથવા ઉદ્યોગમાં પડયા હોય તેનાં કામની કિંમત ઠરાવશે. કોઇપણ રીતે આ કામ સહેલું થશે નહિ. જેને આપણે માણસોનાં કામની "કિમત" કહીએ છીએ તેનો અર્થ હમણા એ કામો માટે હરીફાઇમાં તેઓ જે મેળવી શકે તે થાય છે. પણ જો હરીફાઇનો છેડો આવે તો કિમત નક્કી કરવાની આ રીત નિરર્થક થઇ પડે. એ રીતને અભાવે રાજ્ય, અથવા સર્વાધિકારી રાજતંત્રનાં જે ખાતાંને આ બાબતના અધિકાર સોંપવામાં આવ્યા હોય તે ખાતાંએ પોતાના વિચાર પ્રમાણે માણસનાં કામની મૂળ કિમત થાય તે પ્રમાણે એ કિમત આંકવી પડશે. તેણે નક્કી કરવું પડશે કે ખેડુતોને કેટલું આપવું જોઇએ, રૂ કાંતનારાઓને કેટલું આપવું જોઇએ, અને ઇન્જિન ડ્રાઇવરોને કેટલું આપવું જોઇએ; અનેક જાતના મજુરો અને કારીગરોને કેટલું આપવું જોઇએ; જેઓને દેખરેખ રાખવાનું તથા વ્યવસ્થા કરવાનું કામ સોંપ્યું હોય તેઓને કેટલું આપવું જોઇએ; જેઓ

શારીરિક બળથી કામ કરવા કરતાં પોતાનાં મગજ વાપરતા હોય તેઓને કેટલું આપવું જોઇએ; કારકુનો તથા સેક્રેટરીઓને કેટલું આપવું જોઇએ; કાર્યવાહકો તથા મુકાદમોને કેટલું આપવું જોઇએ; ઉદ્યોગ તથા વેપારના ભારે મોટા સાહસમાં સંબંધ ધરાવનારા સૌથી ઉચ્ચ પંક્તિથી શરૂ કરી છેક કનિષ્ટ પંક્તિ સુધીનાં માણસોમાંના દરેકને કેટલું આપવું જોઇએ. હવે કોઇ આ માણસો અથવા વર્ગોનાં કામની હરીફાઇને ધોરણે થતી કિમત પોતાનાં મગજમાંથી કાઢી નાખે અને તેને બદલે આ કામો રાજ્યને કેટલાં ઉપયોગી થાય એ ધોરણ ઉપર અથવા કદાચ મજુરીને અંગે કરવામાં આવતી મહેનતના ધોરણ ઉપર તેમના બદલાની રકમ નક્કી કરવા માટે યત્ન કરે તથા વિચાર કરે, તો ચોકખું માલમ પડશે કે આ રીતે જુદા જુદા વર્ગોનાં કામની કિમતનો અંદાજ કરવામાં ભારે મતભેદ ઉઠયા વિના રહેશે નહિ. તો પછી કયા મતને પ્રાધાન્ય મળે ? આમાં રહેલા ભિન્નભાવનો નિકાલ કેવી રીતે થઇ શકે ? લોકો તો સ્વાર્થપરાયણ જ રહેશે. હરીફાઈવાળી વ્યવસ્થામાં જેમ થતું તેમ, હજી પણ દરેક માણસ બની શકે તેટલું લેવાને ઇંતેજાર રહેશે. સ્થિતિ એવી છે કે દરેક જણ હરીફાઇ મારફત પોતાનાથી બને તેટલું લઇ શકે છે. સમાજસત્તાવાદની વ્યવસ્થામાં પોતાના મતનો તથા રાજદ્વારી લાગવગનો ઉપયોગ કરીને પોતાનાથી બને તેટલું મેળવી શકશે. સ્વાર્થથી પ્રોત્સાહિત થતા અને સમાજસત્તાવાદના સિદ્ધાંત પ્રમાણેના બંધારણવાળા લોકોના એવા વર્ગો પડી જશે કે દરેક વર્ગ પોતપોતાને માટે સામાન્ય ભંડોળમાંથી વધારે સારો લાભ મેળવવા માટે રાજ્યના અધિકારી મંડળ ઉપર દબાણ ચલાવવા વધતામાં વધતા પ્રમાણમાં શક્તિનો વ્યય કરશે. ટુંકમાં ગમે તેમ પણ હરીફાઇ નાબુદ થશે નહિ; માત્ર તેનું રૂપ બદલાઈ જશે. બજારમાં હરીફાઈ થવાને બદલે ચુંટણીમાં હરીફાઇ ચાલશે. એક બીજા સાથે સોદા કરીને તથા એક બીજાને નીચોવીને લોકો પોતપોતાનો સ્વાર્થ સાધે તેને બદલે તેમને તેમના રાજકર્તાઓ સાથે સોદા કરીને અને

તેમને નીચોવીને પોતાનો સ્વાર્થ સાધતા આપણે જોઇશું. મારા વિચાર પ્રમાણે આ સ્થિતિ ઉપસ્થિત થયા વિના રહેશે નહિ. ખરેખર જેટલે દરજ્જે રાજ્ય હમણા ધંધામાં પડે છે તેટલે દરજ્જે આ સ્થિતિ છે જ. જેઓ ગોદીમાં નોકરી કરતા હોય તથા જેઓ પોસ્ટ ઑફિસમાં નોકરી કરતા હોય તેઓ રાજ્ય તરફથી પોતાને માટે નોકરીની વધારે સારી સરતો મેળવવા માટે હમેશાં પોતાના રાજદ્વારી લાગવગનો ઉપયોગ કરે છે. સમાજસત્તાવાદમાં, જેઓ કોઇપણ રીતે ધંધા અથવા ઉદ્યોગમાં પડયો હશે તે ગોદીમાંના મજુર અથવા પોસ્ટ ઑફિસના અમલદારની સ્થિતિમાં આવશે. આ વર્ગના મજુરો જે પ્રમાણે હમણા વર્તે છે તે જ પ્રમાણે સઘળા મજુરો વર્તશે. તેઓ પ્રધાનો ઉપર તેમજ પાર્લામેન્ટના સભાસદો ઉપર પોતાના હક્ક માટે દબાણ ચલાવશે અને પોતાની નોકરીની સ્થિતિમાં સુધારો કરવા માટે, વધારે રોજ મેળવવા માટે અને થોડા કલાક કામ કરવાનું ઠરાવવા માટે એક વખત એક પક્ષ તરફ અને બીજી વખત બીજા પક્ષ તરફ પોતાના મત આપશે. પણ જ્યારે ઉદ્યોગહુન્નરમાં પડેલો આખો સમાજ એક જ સ્થિતિમાં હોય, અને તેને વિશેષ મુશ્કેલી એ નડે કે વાજબી મુસારો શું હોય અને શું નહિ હોય તે નક્કી કરવા સારૂ હરીફાઇની દૃષ્ટિએ ઠરેલું કિમતનું ધોરણ ઉપલબ્ધ ન હોય તો લડત ઘણી ઝનુની થશે, અને હરીફ વર્ગો વચ્ચે જે કડવાશ ઉભી થશે તે હાલના વખતમાં આપણે જે કંઇ થતું જોઇએ છીએ તેના કરતાં ખ્રિસ્તી ધર્મના ભાવથી વધારે અપ્રસ્તુત જણાશે. જુની હરીફાઇમાં થતું તેમ નવી હરીફાઇમાં પણ સૌથી નબળાઓ પાછા પડશે. જેઓના પક્ષમાં ઓછામાં ઓછા મત હશે અને રાજદ્વારી બાબતમાં જેઓનો લાગવગ ઘણોજ ઓછો હશે તેઓને ભોગવવું પડશે. નવીન ભાવના પ્રમાણે મજુરોમાં એવો કુલીન વર્ગ ઉભો થશે કે જે પોતાના રાજદ્વારી લાગવગને લઇને પોતાની તરફેણમાં રાજ્યની મહેરબાની ખેંચશે, અને હમેશાં વધતા જતા પ્રમાણમાં બદલો મેળવશે; અને રાજદ્વારી

સત્તા વિનાના મજુરોના દબાઇ ગએલા બીજા ભાગને પોતાનાથી વધારે બળવાન પક્ષને હાથે વધારે સંકટ ભોગવવું પડશે. જે સઘળા સંજોગોને લઈ હમણા ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓનાં અંતઃકરણ વાજબી રીતે ખળભળી ઉઠે છે તે સંજોગો ફરી ખડા થશે; અને કદાચ એવો પણ સંભવ રહે કે હમણાના કરતાં વધારે નિર્દય અને ઘાતકી રૂપમાં તે ઉપસ્થિત થાય. હજી પણ પરિણામે કંઈ ફાયદો મળશે નહિ. સ્વાર્થપરાયણ મનુષ્ય સ્વભાવ હમેશાં જેઓ નબળા હોય તેના ઉપર ત્રાસ વરસાવવા તરફ પ્રેરાય છે, અને એ કારણને લીધે જે રાજદ્વારી ફેરફારથી માણસનો નૈતિક સ્વભાવ જેવો હોય તેવોજ રહે છે તે સાથે ખ્રિસ્તી ધર્મને કંઈ સંબંધ જણાતો નથી.

ખ્રિસ્તી ધર્મ આપણને સમાજસત્તાવાદી થવાને જણાવતો નથી. સમાજસત્તાવાદ તથા વ્યક્તિસત્તાવાદ ( Individualism ) વચ્ચેનો પ્રશ્ન રાજદ્વારી વ્યવસ્થાને લગતો છે અને ખ્રિસ્તી ધર્મને તે સાથે કંઇ સીધો સંબંધ નથી. પણ જ્યારે આપણે સમાજસત્તાવાદી પ્રવૃત્તિના ધ્યેયનો નહિ પણ તેનું સમર્થન કરનારાઓમાંના કેટલાક જે રીતે કામ કરવાની ભલામણ કરે છે તેનો વિચાર કરીએ તો આપણે આગળ વધી એમ કહી શકીએ કે એ રીત ખ્રિસ્તી ધર્મની નીતિ સાથે કોઈ પ્રકારે બંધબેસતી થતી નથી. દોલતના સ્વાર્થી ઉપભોગની સામા જે અનેક તીવ્ર ચેતવણીઓ નવા કરારમાં આપી છે. તેથી યથાર્થ રીતે ચકિત થનારાઓ કેટલીક વાર એવા નિર્ણય ઉપર કુદી પડવાની ભૂલ કરે છે કે સ્વાર્થી લોકો દોલતનો જે ગેરઉપયોગ કરે છે તેને લઇને તે દોલત તેમની પાસેથી લઈ લઈ જેઓ ગરીબ હોય તેને આપવી એ ખ્રિસ્તી ધર્મ પ્રમાણે યોગ્યજ છે. પરંતુ આ સૌથી મહત્વની ભૂલ છે; દોલતના સંબંધમાંના ગોસ્પેલના ઉપદેશનું લક્ષ્ય આથી ચુકી જવાય છે. સંકટનું નિવારણ કરવું એ સઘળા ખ્રિસ્તીઓની ફરજ છે; સઘળી દોલત છોડી દેવી

એ કેટલાએકની ફરજ હોય; પણ આ સ્વાર્થત્યાગ કોઈ જાતનાં દબાણને લઇને કરવામાં આવે તો તેમાં રહેલાં જે એકજ તત્વને લીધે તે ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતને અનુસરી કરવામાં આવ્યાનું ગણાય તે જતું રહે છે. ગોસ્પેલમાં સ્વીકારેલા લક્ષ્યબિંદુ પ્રમાણે ખુદ દોલત કંઇજ ઉપયોગની નથીઃ પણ તે ધરાવનારાઓને સ્વાર્થ તરફ ખેંચી જવાને તે કદાચ સાધનરૂપ થઇ પડે, અથવા સ્વાર્થત્યાગ કરી પ્રેમ દર્શાવવાની ટેવ પાડવા માટે તેમને તે મારફત તક મળે. એકના ગજવામાંથી બીજાના ગજવામાં આર્થિક દોલત જાય તે જો ન્યાયની રીતે થયું હોય તો ખ્રિસ્તી ધર્મ તેને નજીવું લેખી તેની અવગણના કરે છે; પણ તે જો અન્યાયની રીતે થયું હોય તો તેને અપ્રમાણિક ગણી તે માટે ઠપકો આપે છે. આથી કરીને જો રાજ્ય પોતાની સત્તાનો ઉપયોગ કરી એક જાતના લોકો પાસેથી દોલત લઇ તે બીજાને આપે તો તેનું કર્તવ્ય ડાઇવ્સ અને લેઝેરસ અથવા ભલા સમારિટનની વાતો ઉપરથી જે ઉપદેશ મળે છે તેનાથી ઘણું દૂર નીકળી ગએલું જણાય છે. રાજ્યને કેટલીવાર જે પ્રમાણે કામ કરવાને ઉશ્કેરવામાં આવે છે તે પ્રમાણે ભલા સમારિટનને કામ કરતો આપણે ધારીએ તો આ સઘળું આપણે પ્રત્યક્ષ અનુભવી શકીશું. ધારો કે પોતાને ખરચે સંકટમાં આવી પડેલા માણસનું દુઃખ નિવારણ કરવા કરતાં તે પાદરી અને લીવાઇટ લોકોની પાછળ દોડયો હોત અને તેમના ઉપર દબાણ કરી તેમને પાછા આવવા તથા પોતાનાં તેલ તથા દારૂ વડે દુઃખીનાં દુઃખનું નિવારણ કરવા ફરજ પાડી હોત. ધારો કે તે ગરીબ માણસને તેમનો સામાન લઇ જનારાં જનાવર ઉપર બેસાડવા તથા ધર્મશાળા સુધી લઇ જવા તેમને આગ્રહપૂર્વક જણાવ્યું હોત, અને છેલ્લે મહેમાનગીરીના ખરચ માટે જરૂરની બે પેન્સમાંની એક પેન્સ તેમનામાંના દરેક પાસેથી કઢાવી હોત, તો કોઇ પણ શું એમ ધારશે કે આમ વર્ત્યા પછી ભલા સમારિટનને એકાદો ખ્રિસ્તી પોતાના પાડોસી પ્રત્યે જે પ્રેમ દર્શાવે છે તે પ્રેમ દર્શાવનારા જેવો

ગણવામાં આવશે? આ સર્વ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે મોજ-શોખના ફેલાવા બાબત, શુદ્ધ સ્વાર્થ હેતુઓ માટે ભારે ખરચ કરવા બાબત, અનહદ દોલત અને અનહદ દારિદ્રતા વચ્ચેના દુઃખ ઉપજાવે એવા તફાવત બાબત ગમે તેવી ન્યાયી રીતે ટીકા કરવામાં આવે તોપણ તે મારફત ધનાઢ્યને પોતાની મિલકત ગરીબને આપી દેવાની ફરજ પાડવાના સમર્થનમાં ખ્રિસ્તી ધર્મના લક્ષ્યબિંદુ પ્રમાણે સહજ પણ પ્રમાણ મળતું નથી. આવી રીતે મિલકત તબદીલ કરવામાં ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતાનુસારના સ્વાર્થત્યાગનો છેકજ અભાવ છે. આ સંબંધમાં રાજ્યને કંઇ પણ ભોગ આપવો પડતો નથી; અને તવંગર લોકોની મિલકત માત્ર રાજ્યને હાથે ખાલસા થવા પાત્ર થાય છે. તેઓને ગરીબ બનાવવામાં આવે છે છતાં તેઓ સ્વાર્થી રહે છે; કેમકે તેમને પોતાની મિલકત બીજાને સોંપી દેવાની ફરજ પાડવાથી તેમનો સ્વાર્થ અદૃશ્ય થતો નથી. સ્વાર્થનો અભાવ હોવો એ માત્ર દરેકની મરજી ઉપર આધાર રાખે છે. દયાની પેઠે, એ ગુણ મારી મચડીને ઠોકી બેસાડતો નથી. ફરજ પાડી સ્વાર્થનો ત્યાગ કરાવવો અયુક્ત છેઃ એમાં માત્ર વિરોધાભાસ છે.

પણ ભલા સમારિટનનાં દૃષ્ટાંતનાં આપણે યોજેલાં નવાં રૂપ ઉપરથી ગોસ્પેલના ઉપદેશ તથા પાર્લામેન્ટના કાયદા અન્વયે એક વર્ગ પાસેથી દોલત લઇ બીજા વર્ગને આપવાની સૂચના વચ્ચે રહેલી વિપરિતતા સંપૂર્ણ રીતે બહાર આવતી નથી. એમ કરવા સારૂ આપણે ભલા સમારિટનને છેકજ બાજુએ રાખીએ, અને ધારીએ કે રસ્તાની બાજુ ઉપર ઘાયલ થઇ પડેલા માણસનામાં પાદરી તથા લીવાઇટ લોકો ઉપર હુમલો કરવા જેટલી અને તેના દુઃખનું નિવારણ કરવા તેમને ફરજ પાડવા ધમકી આપવા તથા તેમના ઉપર જોરજુલમ વાપરવા જેટલી શક્તિ આવે. એ પ્રત્યક્ષ છે કે આ વાર્તાના આ છેલ્લા રૂપમાં પાદરી અને લીવાઇટ લોકોનાં કૃત્યો સહજ પણ ઠપકાને પાત્ર રહેતાં નથી; કારણ

ગમેતેમ તેઓ અપ્રમાણિક નથી, પણ ઘાયલ થએલો માણસ પગે ચાલી લૂટ ચલાવનાર જેવો અને પ્રથમ જે ચોરોએ એને લૂટયો હતો તેનાથી કંઇક ઓછો ઘાતકી નીવડે છે. એમ છતાં કોઇ લોકશાસક રાજ્યના મતાધિકાર ભોગવનારાઓમાંથી જેઓ કાયદા અન્વયે તવંગર લોકો પાસેથી ધન લઇ લેવા તથા પોતપોતામાં વહેંચી લેવા માટે પોતાની રાજદ્વારી સત્તા વાપરે છે તેઓ ઉપલા માણસ સાથે ઘણી સારી રીતે મળતા આવે છે.

કામ કરવાની આ પ્રકારની રીતો નિઃસંશય ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો સાથે અજુગતી છે. પણ સમાજસત્તાવાદના હિમાયતીઓ માટે એટલું તો વાજબી રીતે કહી શકાય કે તેમનામાંના ઘણાઓ ક્રાંતિકારક રીતે વિદ્યમાન દોલતવાળાઓની દોલત ખાલસા કરી લેવાની ઇચ્છાનો બીલકુલજ અસ્વીકાર કરે છે. છતાં તેઓ એવા રૂપમાં કર નાંખવાની ભલામણ કરે છે કે મારા ધારવા પ્રમાણે તે રૂપો ખરેખર અન્યાયી અને અન્યની મિલકત ખાલસા કરવા જેવાં સાબીત કરી શકાય. આ વિવાદની બાબત હોવાથી આપણે બીજા પ્રકરણમાં એનો વિચાર કરીશું. પણ ગરીબોનું સંકટ નિવારવાને કારણે રાજ્યે અન્યની મિલકત ખાલસા કરવી નહિ જોઇએ એટલું સ્વીકારવામાં આવે તો એમની ભલામણ ખ્રિસ્તી ધર્મના ઉપદેશથી પ્રત્યક્ષ અને સ્પષ્ટ રીતે વિરૂદ્ધ જણાતી નથી. સમાજસત્તાવાદ તથા ખ્રિસ્તી ધર્મ વચ્ચે જે બીજી બાબત અજુગતી હોવાનું માનવામાં આવે છે તે પ્રત્યક્ષ અને ચોક્કસ હોવા કરતાં વધારે અનુમાન તથા તકરારની બાબત છે. વારંવાર એમ પ્રતિપાદન કરવામાં આવે છે કે સમાજસત્તાવાદીઓ ખાનગી મિલકત ધારણ કરવાનો હક્ક નાબુદ કરશે અને તે સાથે કુટુંબ તથા ખ્રિસ્તી ધર્મ પ્રમાણેના લગ્નનો કાયદો જતાં રહેશે. સમાજસત્તાવાદનો સ્વીકાર કરવામાં ખરેખર આવાં પરિણામો નીપજે એ ખરૂં હોય; પણ ઘણા આગ્રહી સમાજસત્તા-

વાદીઓ આ બાબતની તીવ્ર રીતે ના પાડે છે. તેઓ જણાવે છે કે પેદાશનાં સાધનોની માલિકી સિવાય બીજી ખાનગી માલિકીનો નાશ કરવાની તેઓ સૂચના કરતા નથી, અને તેઓના વિચારો કુટુંબના નિભાવ તથા અંતઃકરણને યોગ્ય જણાય તેવા લગ્નના કાયદા સાથે સંપૂર્ણ રીતે બંધબેસતા છે. આવાં દૃઢ વચનોની સામે જઈ આ બાબતોમાં સમાજસત્તાવાદીઓ ખ્રિસ્તી ધર્મના દુશ્મનો છે એમ કહેવું મને વાજબી લાગતું નથી. ખ્રિસ્તી ધર્મને લગતાં નૈતિક સિદ્ધાંતના ધોરણે કામ લેવામાં જ્યારે તહોમત વાદવિવાદની તકરારી સંકલના ઉપર આધાર રાખતું હોય ત્યારે લોકો ઉપર અખ્રિસ્તી વર્તણુક અથવા વિચાર ચલાવવાનો આરોપ મુકવામાં સમાએલું ગેરવાજબીપણું સ્વીકારવું એના કરતાં બીજું કંઇ વધારે અગત્યનું નથી. ખ્રિસ્તી ધર્મની દૃષ્ટિએ કોઇ રાજદ્વારી યોજનાના સંબંધમાં આખરે ઉભી થતી અડચણો દર્શાવવી એ રાજદ્વારી સમાલોચનાનું યોગ્ય કામ છે. પરંતુ નૈતિક દૃષ્ટિએ ટીકા કરવાનું કોઇ રાજદ્વારી સૂચના અને ખ્રિસ્તી નીતિ વચ્ચે સ્પષ્ટ અને પ્રત્યક્ષ વિરોધ છે એમ બતાવી શકાય એવા ઘણા જુજ પ્રસંગો માટે રહેવા દેવું જોઇએ. સમાજસત્તાવાદના સંરક્ષણવાદી ટીકાકારો આ સાવચેતી પ્રમાણે પુરતી રીતે અમલ કરતા નથી.

રાજદ્વારી વાદવિવાદની થએલી છેલ્લી ખીલવણીનું એક લક્ષણ એ છે કે ઓગણીસમા સૈકાની અધવચના ઉદારમતવાદીઓના વિચારો સમાજસત્તાવાદની નવીન પ્રવૃત્તિના વધારે ફેલાવાથી ઉશ્કેરાયલા રસની સરખામણીમાં મહત્તામાં કંઇક પાછળ પડી ગયા છે. ઉદારમત-વાદની યોજનાઓમાં ધર્મ અને રાજપ્રકરણ વચ્ચેના સંબંધને લગતો જે સવાલ હમેશાં પ્રાધાન્ય પદ ભોગવતો તે હજી પણ જાહેર ચર્ચામાં સૌથી આગળ પડતી જગા લે છે. એ સવાલ રાજસંમત ધર્મસંસ્થા અને રાજ્ય વચ્ચે અત્યાર પહેલાં જે સંબંધ બંધાયો હોય તેને ટકાવી

રાખવાની તથા એ ધર્મ સંસ્થાને લગતી નિમણુકો નિભાવવાની યથાર્થતાને લગતો છે. રાજસંમત ધર્મનાં નિશ્ચિત થએલા સિદ્ધાંતોના સંબંધમાં અથવા તેને લગતી નિમણુકોના સંબંધમાં તેના ઉપર આવતા હુમલા સામે એ ધર્મનો બચાવ કરવો એ સંરક્ષણવાદના આવશ્યક કામમાંનું એક કામ છે. ટૉરીવાદના વારસ તરીકે એ વાદ મનાતો હોવાથી એ સંપ્રદાયના બચાવમાં તેમજ રાજ્યે ધર્મનો નિયમપૂરસર સ્વીકાર કરવો જોઇએ એ સિદ્ધાંતની પુષ્ટિમાં ખડો રહે છે. એ સંપ્રદાયને લગતી નિમણુકો રદ કરવી એ સંરક્ષણવાદના સિદ્ધાંતની હદ ઓળંગવા બરાબર છે, કેમકે એમ કરવાથી ગોસ્પેલનો ઉપદેશ કરવા માટે જરૂરનાં નાણાંની જોગવાઈ બંધ પડે છે એટલુંજ નહિ પણ મિલકત ધારણ કરવાના હક્કનો ભંગ થાય છે.

ઇંગ્લંડના ખ્રિસ્તી સંપ્રદાય ( Church of England ) ની સ્થાપના કોઈ નિયમિત રીતે પસાર થએલા કાયદા અન્વયે થઇ નથી. સેકસન રાજાઓએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો કે તરતજ તેમની પ્રજાએ એ સંપ્રદાયનો અત્યાર સુધીમાં કદી પણ સ્વીકાર થયો હોય તેના કરતાં વિશેષ પ્રમાણમાં સ્વીકાર કર્યો. તેમના વિચાર પ્રમાણે ખ્રિસ્તી ધર્મનું સત્ય કબૂલ રાખવાનાં આવશ્યક પરિણામ તરીકે આ સંપ્રદાયનો સ્વીકાર થવો જોઇએ. આગળ વધી એમના મત મુજબ એ બેની વચ્ચે કંઇ તફાવત શોધવો એ કદાચ અસંભવિત લાગતું. સ્વાભાવિક રીતે જાહેર કર્તવ્યોનો સંબંધ ધાર્મિક ક્રિયાઓની સાથે જોડવામાં આવતો; રાજાનો અભિષેક સંપ્રદાય તરફથી થતો, રાજાના મંત્રી મંડળ તથા ધારાસભામાં બેસનારા ડાહ્યા માણસોમાં આર્ચબિશપ તથા અન્ય બિશપોની ગણના થતી; જિલ્લા ન્યાયાધીશી (County Court ) માં બિશપ એલડરમેન ( Ealdorman ) તથા શેરીફ ( Sheriff ) ની સાથે બેસતો; જમીનના સઘળા માલિકો તથા ખેડુતો પોતપોતાની જમીનની પેદાશનો દશમો ભાગ ધાર્મિક કર તરીકે

આપતા; માન્યતા તથા નીતિને લગતી સઘળી બાબતોના સંપ્રદાયના કાયદા રાજા તથા તેના અમલદારોની સત્તાથી અમલમાં મુકાતા; સંપ્રદાયના ઉત્સવો તથા ઉપવાસો જાહેર રીતે પળાતા; અગત્યનાં સઘળાં જાહેર કામો સંપ્રદાયનાં પરાર્થપ્રાર્થના અથવા ઉપકારસ્તુતિ સાથે સંબંધ ધરાવતાં હોય એમ ગણવામાં આવતું. કારણ એ યાદ રાખવું અગત્યનું છે કે જેને આપણે 'સાધન' કહીએ છીએ તે બીજું કંઇ નહિ પણ રાજ્ય અને સંપ્રદાય વચ્ચે હમણા જે ધાર્મિક સંબંધ રહે છે તેજ છે અને હતો. આ સંબંધ જુદાં જુદાં અનેક રૂપે થયો હોય પણ તેનું તત્વ તો શુદ્ધ ધાર્મિકજ રહ્યું છે. જ્યારે કોઇ પ્રજા નિયમપુરસર અને કાયદા અન્વયે ધર્મનાતું ખરૂં તત્વ સમજાવનાર તરીકે કોઇ સંપ્રદાયનો સ્વીકાર કરે છે તો તે સંપ્રદાય સ્થપાએલો ગણાય છે. સંપ્રદાયના સાધનમાં હમેશાં આ આવશ્યક લક્ષણ હોવું જોઇએ છતાં બીજી બાબતોમાં તે ઘણે જુદે જુદે રૂપે થઇ શકે છે. ઇંગ્લંડમાં ચૌદસો વર્ષના લાંબા ઇતિહાસ દરમિયાન સંપ્રદાય અને રાજ્ય વચ્ચેનો સંબંધ કેટલીક વાર રૂઢિ અને વિચારની અનિયમિત અસર હેઠળ, કેટલીકવાર રાજ્યે ઘડેલા પ્રત્યક્ષ કાયદા મારફત ખીલતો જઇ આપણે હમણા તેને જે રૂપમાં જોઇએ છીએ તે રૂપમાં તે નક્કી થયો છે. હમેશાં ધાર્મિક તત્વ કાયમ રહ્યું હતું, છતાં સાધનને લગતા બનાવો મોટે ભાગે એક બીજાથી ઘણા જુદા પડતા ગયા હતા. આ બનાવોના સંબંધમાં એટલે સંપ્રદાય ઉપર રાજ્ય તરફથી મુકવામાં આવેલા અંકુશના સંબંધમાં તથા સંપ્રદાયને રાજ્ય તરફથી આપવામાં આવેલા વિશિષ્ટ હક્કોના સંબંધમાં જે પ્રશ્નો ઉઠે તેનો વિચાર કરવા તરફ વળીએ તે પહેલાં સંપ્રદાય અને રાજ્ય વચ્ચેનો સંબંધ ધર્મની દૃષ્ટિએ સ્વીકારાએલો હોવો જોઇએ એવાં આવશ્યક લક્ષણ અનુસાર સાધન કાયદાસર છે કે નહિ તે આપણે નક્કી કરવા યત્ન કરીએ.

જ્યાં સુધી ઇંગ્લંડના લોકો ધર્મની બાબતમાં સંપૂર્ણ રીતે એકમત

હતા ત્યાં સુધી સાધનની યથાર્થતા માટે કોઇએ સંશય કાઢ્યો નહિ, તેમ તેવો સંશય કાઢવાને કંઈ કારણ પણ હતું નહિ. પણ જ્યારે ધર્મપરિવર્તન ( Reformation )ના સંબંધમાં અગાધ મતભેદ ઉભો થયો, અને જ્યારે એમ માલુમ પડ્યું કે આ સઘળો મતભેદ માત્ર થોડા ફાંટાબાજ માણસો થોડા સમય માટે ધરાવતા હતા એમ નહોતું, પણ એ મતભેદને લઇ જથાબંધ લોકો પોતાના વિચારોને વળગી રહેવા ઉત્સાહપૂર્વક ઉશ્કેરાયા હતા અને એ મતભેદ પેઢીધર પેઢી ચાલુ રહ્યો હતો, ત્યારે સવાલ એ ઉભો થયો કે જે ધાર્મિક મંડળને આખી પ્રજા વધારે વખત માન્ય કરતી નહોતી તેનો રાજ્ય તરફથી સ્વીકાર થવો જોઇએ કે કેમ ? ધર્મનો રાજ્યે સ્વીકાર કરવો એનો ચોક્કસ અર્થ નક્કી કરવા ઉપર આ સવાલનો જવાબ આધાર રાખતો હોય એમ લાગે છે. આપણે કહીએ છીએ કે રાજ્ય એક મંડળ તરીકે ધાર્મિક હોવું જોઇએ. આનો અર્થ એવો થાય છે કે ગાદી ઉપર બેઠેલા રાજાથી છેક હલકી પંક્તિના વરણીમાં મત આપનાર સુધી રાજ્યના કામકાજમાં ભાગ લેનાર સઘળાઓને યાદ દેવડાવવું જોઇએ કે જે આ પ્રત્યક્ષ દુનીઆમાં ભલુંભુંડું કરવાની તેમનાં મન અને શરીરને તકો મળે છે, તેમને મહેનત કરવી પડે છે અને ભોગો આપવા પડે છે, ફત્તેહ અને આબાદી મારફત બક્ષિસો મળે છે, આશાઓ અને ચિંતાઓનો તેમને અનુભવ થાય છે, તેમની મહત્વાકાંક્ષાઓ પોષાય છે અને તેમને નાસીપાસીઓ ખમવી પડે છે, આનંદ મળે છે અને સંકટો આવે છે તે દુનીઆની પેલીમેર બીજી અદૃશ્ય દુનીઆ છે, ત્યાં અવર્ણનીય, ન્યાયપરાયણ, સર્વસમર્થ અને શાશ્વત મહાન ઇશ્વરનું સ્થાન છે, તે જ ખરેખર મહાન સત્ય છે, જે સઘળું આપણે જોઇએ છીએ, સાંભળીએ છીએ, જેનો સ્પર્શ કરીએ છીએ અને અનુભવ લઇએ છીએ તેના ઉપર તે હમણા પણ સત્તા ચલાવે છે, તે વ્યક્તિના સંબંધમાં તેનું અવસાન થતાં, તથા સર્વ મનુષ્ય જાતિના સંબંધમાં કોઈ દૂરના સમયે પણ અનિવાર્ય રીતે ચૈતન્ય દુનીઆનો નક્કી નાશ

થવા પછી પણ ચિરસ્થાયી રહેશે. એટલું દેખાઇતું છે કે આ મહાન સત્યનો રાજ્ય તરફથી સ્વીકાર થવાથી, સ્થાપવામાં આવે તે સંપ્રદાયના ઉપદેશથી ભિન્ન મત ધરાવનારાઓ એટલે સુધી આગળ વધે કે તેઓ અદૃશ્ય દુનીઆનાં તથા સૃષ્ટિના પુણ્યવંતા નિયમન કરનારનાં અસ્તિત્વની ના પાડે તે સિવાય, એવા ભિન્નમતાવલંબીઓની નજરમાં પણ રાજ્યની આંટ ઘટે એમ નથી. અને ખરૂં જોતાં એવા ઘણા માણસો હતા, અને હજી પણ કેટલાક છે કે જેઓ ઇંગ્લંડના સ્થાપિત સંપ્રદાયથી જુદા પડતા હોવા છતાં એ સંપ્રદાયનો રાજ્ય તરફથી કરવામાં આવેલો સ્વીકાર રદ થએલો જોવા ઇચ્છતા નથી. ઇંગ્લંડના રોમન કેથોલિકોનો ઘણો મોટો ભાગ, અને રાજ્યસંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારા થોડા, કદાચ ગણ્યાગાંઠ્યા, પ્રોટેસ્ટન્ટો આવો વિચાર ધરાવે છે. આથી જે સામાન્ય રીતે આખા રાષ્ટ્ર તરફથી ધર્મનો સ્વીકાર થયાનું માનવામાં આવે છે તેથી આશ્ચર્યચકિત થવાય એવું પરસ્પર વિરોધથી ભરેલું અનુમાન દોડાવવાનું શક્ય થાય છે કે ગ્રેટબ્રિટનમાં વસ્તુતઃ જુદા આધ્યાત્મિક અભિપ્રાય ધરાવનારા બે સ્થાપિત સંપ્રદાયો છે, એક ઇંગ્લંડમાં અને બીજો સ્કૉટલંડમાં. ઇંગ્લંડના સંપ્રદાયના અનુયાયીઓ સ્કૉટલંડના પ્રેસબિટેરિયન સંપ્રદાયથી ભિન્ન મત ધરાવતા હોવા છતાં અને જ્યારે તેઓ સ્કૉટલંડમાં હોય ત્યારે એમના દેવલમાં પ્રાર્થના કરવા જવા કરતાં એપિસકોપલ સંપ્રદાયના દેવલમાં જવાનું વધુ પસંદ કરતા હોવા છતાં તેઓ તેની સ્થાપનાને ટેકો આપી આનંદ મેળવી શકે અને તેઓ તેમ કરે પણ છે. સ્કૉટલંડના સંપ્રદાયને રાજ્ય તરફનો જે ટેકો મળતો હોય તે લઇ લેવામાં આવે તે, ઇંગ્લંડના સંપ્રદાયની તેમ જ પ્રેસબિટેરિયન સંપ્રદાયની દૃષ્ટિએ જગન્નિયંતાના અસ્તિત્વનો તથા મનુષ્ય ઉપર રાષ્ટ્રીય તેમ જ વ્યક્તિગત કર્તવ્યમાં મહાન ઇશ્વરના નિર્ણય પ્રમાણે નીતિની દૃષ્ટિએ જે જોખમદારી રહેલી હોય છે તેનો રાષ્ટ્ર તરફથી થએલો સ્વીકાર સ્કૉટલંડના સંબંધમાં છોડી દેવા બરાબર થાય છે. આપણને દિલગીરી થયા વિના રહેતી

નથી કે આયરલંડના સંબંધમાં આ સ્વીકાર સને ૧૮૬૯મા ખેંચી લેવામાં આવ્યો હતો. આયરલંડનો સંપ્રદાય માત્ર લઘુમતિનો સંપ્રદાય હતો, અને આખા આયરલંડનો વિચાર કરીએ તો એ લઘુમતિ ઘણી જ જુજ હતી. આ કારણથી એ સંપ્રદાયને મળતો રાજ્ય તરફનો ટેકો લઇ લેવાનાં કૃત્યનું સમર્થન થઇ શકતું નથી. આવી રીતે રાજ્ય તરફનો ટેકો ખેંચી લેવાથી આયરીશ લોકોના મોટા ભાગને ઉપદેશ આપવામાં ખ્રિસ્તી ધર્મના જે સિદ્ધાંતોનો ઉપયોગ થયો હતો તથા તેમણે જે સિદ્ધાંતો સ્વીકાર્યાં હતાં તેને કંઇ ફાયદો થયો નથી; ઉપદેશ ગમે તેમ આપવામાં આવતો હોય છતાં આથી ધર્મને હાનિ જ છે. જો સને ૧૮૬૯ની સૂચના આયરલંડના સંપ્રદાયને રાજ્ય તરફનો જે ટેકો મળતો હતો તે લઇ લેવા પૂરતી જ નહિ પણ સાથે રોમન કેથોલિક પંથની સ્થાપના માટેની હોત તો બાબત જુદી જ થાત. પછી રાજ્યે અદા કરવાની ધાર્મિક ફરજ સૌથી સારી રીતે કેમ અમલમાં મુકાય તે બાબત જ તકરાર રહેતે. ખરેખર જે નક્કી કરવામાં આવ્યું હતું તે એ જ હતું કે રાજ્યે એ ધાર્મિક ફરજ બીલકુલ છોડી દેવી. એટલે જો કોઇ માણસ પ્રોટેસ્ટન્ટ દેવલમાં પ્રાર્થના કરવા કરતાં રોમન કેથોલિક દેવલમાં પ્રાર્થના કરવાનું પસંદ કરે તો તેણે આવી રીતે ફેરફાર કરવા કરતાં ભક્તિ કરવાનું જ છોડી દેવું. આયરીશ સંપ્રદાયને મળતો રાજ્યનો ટેકો લઈ લેવાનું કામ ન્યાયની વેદી ઉપર આહુતિ આપવા બરાબર ગણાતું. એથી ખરેખર ધર્મને ખોટ જ હતી.

મેં જેને આવશ્યક લક્ષણ ગણવાની હિમ્મત કરી છે તેના સંબંધમાં ધર્મને રાજ્યનો ટેકો આપવાના કામને ઇશ્વરભક્તિના રાષ્ટ્રીય કર્તવ્ય તરીકે ગણવામાં આવ્યું હોત તો એમ લાગે છે કે એ સંબંધમાં વિવાદ કદી ઉભો થાત નહિ અથવા જો ઉભો થાત તો તે ઘણા જુદા જ રૂપમાં થાત. કારણ રાજ્યે ટેકો આપવો કે નહિ એને મૂળ

બાબત લેખી તકરાર ઉઠી નથી. એને લગતા અન્ય બનાવોને લઇને અસંતોષ ઉત્પન્ન થયો છે; અને આ બનાવો બે પ્રકારના હતા. ભૂતકાળમાં ઇંગ્લંડ, સ્કૉટલંડ તથા આયરલંડનાં ત્રણે રાજ્યોમાં ધર્મને ટેકો આપવાની વ્યવસ્થા રાજ્યના અંકુશ હેઠળ તથા સંપ્રદાયના વિશિષ્ટ હક્ક અનુસાર ઠરેલી હતી, અને આ બાબતોને લઇને જ એના સંબંધમાં અસંતોષ ખડો થયો છે.

ઘણા થોડા વખત ઉપર તો કાયદાનો સિદ્ધાંત એવો હતો કે માત્ર એક જ ધર્મની છુટ રહેવી જોઇએ, અને તે ધર્મ બીજો કોઈ નહિ પણ રાજ્ય તરફથી ટેકો મળ્યો હોય તેવા સંપ્રદાયવાળો ધર્મ હોવો જોઇએ. પાર્લામેન્ટના ઘણા કાયદા મારફત તેમ જ જે લોકમતની ફેરબદલીને લઇને કાયદો સુધારવામાં આવે તે પહેલાં તે ઘણુંખરું કાર્યસાધક થતો અટકતો તે લોકમત મારફત રાજ્યના ટેકાવાળા સંપ્રદાયથી ભિન્ન મત ધરાવનારાઓને જે શિક્ષા થતી તથા જે અયોગ્યતા પ્રાપ્ત થતી તે સઘળી શિક્ષા તથા અયોગ્યતા રદ કરવામાં આવી હતી. પરંતુ કાયદા મારફત નાંખવામાં આવેલી મુસ્કેલીઓનાં સ્મરણથી તથા ખાસ અયોગ્યતાને લઈ ઉશ્કેરાએલી અપમાનની લાગણીથી જે કડવાશ ઉત્પન્ન થઈ હતી તે અન્ય ધર્મ તરફ સહનશીલતા દર્શાવવાના સિદ્ધાંતના ફળીભૂત થવા પછી પણ રહેવા પામી હતી, અને સંપ્રદાયના કેટલાક વિશિષ્ટ હક્કો, ખાસ કરીને સાંપ્રદાયિક લાગો ઉઘરાવવાનો હક્ક, ભિન્ન મત ધરાવવા માટે થતી શિક્ષા તથા અયોગ્યતા રદ થયા પછી પણ ચાલુ રહ્યા હતા. આ હક્કોનો અમલ ચાલુ રહ્યો તે દરમિયાન, ધર્મને રાજ્ય તરફથી મળતા ટેકા પ્રત્યે રાજસંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારાઓ જે દ્વેષ-ભાવ ધરાવતા તેમાં વિશેષ ઉમેરો થયો. વાજબી રીતે વિશિષ્ટ હક્ક કહી શકાય તેના જે કંઇ અવશેષો બાકી હતા તે ધીમેધીમે બાજુએ મુકાતા ગયા છે; અને રાજ્યના ટેકા અન્વયે ઇંગ્લંડના સંપ્રદાયને જે વિશિષ્ટ સ્થાન મળ્યું હતું તેમાંથી જે કંઈ રહેવા પામ્યું છે તે એટલું જ છે કે રાજ્ય

તરફથી તે સંપ્રદાયનો થએલો સ્વીકાર, તથા રાજ્ય તરફથી તેના ઉપર અંકુશ રાખવાના પોતાના હક્કનો થએલો ઉપયોગ ઇંગ્લંડમાં સંપ્રદાયના સ્વીકારને લગતા બનાવો એકઠા કરવામાં આવે તો ધારવામાં આવે છે તેના કરતાં તે સંખ્યામાં ઘણા ઓછા જણાશે. સંપ્રદાયને મળેલા રાજ્ય તરફના ટેકા સાથે ઘાડો સંબંધ ધરાવનારી બાબતોમાંની જે સૌથી અગત્યની બાબત ચાલુ રાખવામાં આવી છે તે શહેનશાહના અભિષેકને લગતી છે. પાર્લામેન્ટની બન્ને સભાની બેઠક શરૂ કરતી વેળાએ ઇંગ્લંડના સંપ્રદાય પ્રમાણે પ્રાર્થના કરવાનું ઉપરના જેવું જ, પણ કંઇક ઓછું ખ્યાત છે. અમીર સભામાં બિશપો જે સ્થાન ભોગવે છે તેનો રાજ્ય તરફથી સ્વીકારાએલા સંપ્રદાયના કોઇ વિશિષ્ટ હક્કને જોરે બચાવ કરવામાં આવે તો તે જે નિયમ પ્રમાણે સઘળા વિશિષ્ટ હક્ક સામાન્ય રીતે રદ કરવામાં આવ્યા હતા તે નિયમના અપવાદ તરીકે ગણી શકાય. પણ ખરૂં જોતાં અમીર સભામાંની બિશપોની બેઠકોનું કોઇ પણ રીતે સમર્થન કરવામાં આવે, તો તે માત્ર એવાં કારણે થઇ શકે કે જાહેર મત દર્શાવનારા અગત્યના મંડળના પ્રતિનિધિ તરીકે, અથવા જે ઐતિહાસિક શેષથી કંઇ નુકસાન થતું નથી અને જે રદ કરવાનું ઈતિહાસને માટે દિલગીરીભર્યું થાય તે શેષ તરીકે તેઓ વાજબી રીતે અમીર સભાના સભ્ય હોઇ શકે. (આવા બચાવથી બીજા સંપ્રદાયોના આચાર્યોને પાર્લામેન્ટમાં દાખલ કરવાને સુયોગ પ્રાપ્ત થાય છે.) સાંપ્રદાયિક નિયમને દેશના કાયદા તરીકે સ્વીકારવા એ સંપ્રદાયને બક્ષવામાં આવેલા કોઇ વિશિષ્ટ હક્કની રૂએ હોવા કરતાં સંપ્રદાય ઉપર રાજ્ય તરફથી મુકવામાં આવેલા અંકુશને લીધે છે; કારણ આથી સંપ્રદાયને કંઇ ઘણો મોટો ફાયદો થયો છે એમ ઠરાવવું મુશ્કેલ છે. કદાચ સંપ્રદાયના ભવિષ્યના સુધારા દરમિયાન કાયદાને લગતી તેની વ્યવસ્થામાં મોટો ફેરફાર કરવામાં આવે અને જો એ સુધારા સાંપ્રદાયિક કાયદાઓને લૌકીક કાયદાથી સંપૂર્ણ રીતે છુટા પાડવામાં નિષ્ફળ જાય, તો તેનું કારણ એજ હોઇ શકે

કે જે એ બાબતો આટલા લાંબા કાળ સુધી એક બીજામાં ગુંચવાઈ ગઈ હતી તેને છુટા પાડવાનું કામ ભારે મુસ્કેલ છે. છતાં સવાલ વિશિષ્ટ હક્કને લગતો નથી પણ વ્યવસ્થાની યોગ્યતાને લગતો વધારે છે. એથી કરીને સામાન્ય રીતે એમ કહી શકાય કે ઇંગ્લંડમાં સંપ્રદાયને રાજ્ય તરફથી મળેલો ટેકો હવે કંઇ વિશિષ્ટ હક્કની રૂએ ઠરેલી વ્યવસ્થાનુસાર નથી, સિવાય કે માત્ર રાજ્યના સ્વીકારને એ નામથી ઓળખવામાં આવે. એમ છતાંએ હજી પણ કેટલેક દરજ્જે સંપ્રદાય ઉપરનો રાજ્ય તરફનો અંકુશ ચાલુ રહ્યો છે.

સંપ્રદાયને રાજ્ય તરફથી મળતા ટેકાના આ રૂપ ઉપર રાજ-સંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારાઓએ જ નહિ પરંતુ ઘણા સાંપ્રદાયિક પુરૂષોએ પણ ગરમાગરમ વિરૂદ્ધ ટીકા કરી છે. મુખ્યત્વેકરીને રાજ્યનો અંકુશ ત્રણ પ્રકારનો છે. બિશપના પદ માટેની તથા સંપ્રદાયને લગતી બીજી અગત્યની પદવી માટેની નિમણુક કરવાનું શહેનશાહના હાથમાં છે. આથી રાજ્યને સંપ્રદાયના જીવન ઉપર ઘણો ભારે લાગવગ ચલાવવાનું બની આવે છે. ખરેખર જેમ અગાઉના સમયના રાજ્યના પ્રધાનો જે રસ લઇ પોતાની સત્તાનો ઉપયોગ કરતા તેજ પ્રમાણે હમણાના પ્રધાનોએ પોતાની સત્તા વાપરી હોત તો, આ વ્યવસ્થા અસહ્ય થઈ પડત, અને સાંપ્રદાયિક પુરૂષોએ ગમે તે જોખમે તેનો અંત આણ્યો હોત. પણ આપણા સમયના રાજનીતિજ્ઞ પુરૂષોએ પોતાની પ્રતિષ્ઠા જે પ્રમાણે જાળવી છે તેના સંબંધમાં એટલું તો કહી શકાય કે, દાખલા તરીકે સર રોબર્ટ વૉલપોલે પોતાના હાથમાંના સંપ્રદાયને લગતા આશ્રયનો જે પ્રમાણે ઉપયોગ કર્યો હતો, તે પ્રમાણે હમણાના કોઇ પણ પ્રધાને સંપ્રદાયને પોતાના રાજદ્વારી વિચારોને આધીન રાખવા માટે આશ્રયનો ઉપયોગ કર્યો નથી. ઉલટું, સંપ્રદાયનાં હિત અંતઃકરણપૂર્વક ધ્યાનમાં રાખીને તથા સંપ્રદાયનો વિચાર વ્યક્ત કરનારાં સઘળાં મોટાં મંડળોના મનોરથ પૂર્ણ કરવાના ગાઢ અભિલાષને લઇને એક સરખી રીતે આ સઘળી

નિમણુકો કરવામાં આવતી. આથી વ્યાવહારિક રીતે સઘળી વ્યવસ્થા એવી અયુક્ત થતી નથી કે જેનો ઉપપત્તિની દૃષ્ટિએ બચાવ કરવો મુશ્કેલ થાય. રાજ્યના અંકુશના બીજા ભાગનો આધાર સાંપ્રદાયિક ન્યાયાધીશી ઉપર રાજ્યની ન્યાયાધીશીની જે સર્વોપરિ હકુમત રહેતી તે ઉપર છે. ચોક્કસ હદ સુધી આ જરૂરનું અને યથાર્થ છે એ નિર્વિવાદ છે. દેશમાં સર્વોપરિ સત્તા ધારણ કરતા હોય એવા બે ઉપરી અધિકારીઓ હોઈ શકે નહિ, અને તેથી રાજ્યની ન્યાયાધીશીએ અન્ય સઘળી હકુમતોની તથા દેશમાંના કોઇ પણ અધિકારીએ ચલાવવાની સત્તાની હદ નક્કી કરવી જોઇએ. તેમજ સંપ્રદાયને લગતી શુદ્ધ અલૌકિક બાબતોને લાગતું વળગતું હોય તેટલે સુધી રાજ્યની ન્યાયાધીશીના વચમાં પડવાના હક્કની અવગણના થઇ શકે નહિ. આ બન્ને બાબતોમાં રાજ્ય દેશમાંના સ્થાપિત સંપ્રદાય ઉપરજ નહિ પણ સઘળી ધાર્મિક સંસ્થા ઉપર અંકુશ ચલાવે છે અને તેમ તેણે કરવુંજ જોઇએ. આ પ્રમાણે અંકુશ રાખવાની ચોક્કસ રીત બેશક સંપ્રદાયની બાબતમાં જુદી પડે છે, પણ તે માત્ર વ્યવસ્થાને લઇને છે. પણ સાંપ્રદાયિક વિષયોમાં રાજ્યની હકુમત આગળ જાય છે. દાખલા તરીકે, વેદિ આગળ કઇ ક્રિયા કરવી જોઇએ તથા સંપ્રદાયનાં દેવલોમાં આપવામાં આવતા ઉપદેશમાં કયા મત દર્શાવવા જોઇએ, એવી શુદ્ધ આધ્યાત્મિક બાબતોને લગતી તકરારોના ખરેખરા ગુણદોષના સંબંધમાં તેમજ હકુમતના સવાલના સંબંધમાં પ્રિવી કૌન્સિલ સુધી આખરનો વિવાદ થઈ શકે છે. સંપ્રદાયના આધ્યાત્મિક ધર્મની તથા પરમાત્મા સાથેના તેના સંબંધની સત્યતા ઉપરની શ્રદ્ધા સાથે આવી સત્તા ભાગ્યે જ બંધબેસતી થઇ શકે. કહેવામાં આવે છે તે પ્રમાણે સંપ્રદાય આધ્યાત્મિક મંડળ હોય અને દૈવી જીવનની ઇશ્વરી પ્રેરણા તેને થઇ હોય તો તેના ઉપદેશ અથવા ક્રિયાકાંડને નિયમન કરવા કોઈ લૌકિક ન્યાયાધીશી તજવીજ કરે એ કોઇ પણ પ્રકારે યોગ્ય હોઇ શકે નહિ. રાજ્ય તરફના અંકુશના ત્રીજા વિભાગની તરફેણમાં ઘણું કહે-

વાનું છે. રાજતંત્રની સંમતિ વિના સંપ્રદાયથી કોઇ નવો કાયદો ઘડાય નહિ, અને અગત્યનો હોય એવો કોઇ કાયદો વ્યાવહારિક રીતે પાર્લામેન્ટની અનુમતિ વિના તેનાથી પસાર થાય નહિ. નિઃસંશય કેટલાક આવશ્યક સુધારાના માર્ગમાં આ મોટી આડખીલી છે, પણ રાષ્ટ્રીય જીવન ઉપર પ્રબળ અસર કરે એવા ફેરફાર સંપ્રદાય તરફથી દાખલ કરવામાં આવે તે અગાઉ રાજતંત્રના તે બાબતના વિચાર તેણે પુછવા જોઇએ એવો રાજ્ય તરફથી આગળ કરવામાં આવતો દાવો ઉપપત્તિની દૃષ્ટિએ ગેરવાજબી નથી. કોઇ સંપ્રદાયની સ્થાપના થવી એનો અર્થ રાજ્ય તરફથી તેને ટેકો મળે એવો થતો હોવાથી એ યોગ્ય જ છે કે રાજ્યના સ્વીકારની મહત્તામાં ફેરફાર થાય એવા સુધારાઓ સંપ્રદાય તરફથી કરવામાં આવે તે પહેલાં રાજ્યને પોતાના વિચાર જણાવવા દેવા જોઇએ.

પણ વ્યાવહારિક રાજપ્રકરણના કારણ સારૂ સંપ્રદાયની સ્થિતિના સંબંધમાં ચાલેલા ઝઘડામાં સૌથી અગત્યનો ઝઘડો સચોટ રીતે તેની સ્થાપનાના સંબંધમાં નહોતો, પણ તેની નિમણુંક બાબત હતો. આ નિમણુકો વિષે એવા સિદ્ધાંત ઉપર વાંધો ઉઠાવવામાં આવે છે કે મૂળમાં તે નિમણુકો રાષ્ટ્રને લગતી હતી, પણ સંપ્રદાયના સ્વીકારની રૂએ તેનો રાજ્ય સાથે જે સંબંધ જોડાયો હતો તેને લઇને તે સંપ્રદાયને સોંપવામાં આવી હતી, અને તેથી વાજબી રીતે રાજ્ય જાહેર ઉપયોગિતાના કોઈ બીજા હેતુ માટે તેને વાપરી શકે. સંપ્રદાયની આ નિમણુકો છીનવી લેવાની હિમાયત કરનારામાંના કેટલાકો તો એટલે લગી આગળ વધે છે કે સંપ્રદાયની માલિકીની ગણી શકાય એવી જિલ્લાઓમાંનાં દેવલોની ઇમારતો સુદ્ધાં દરેક વસ્તુ લઇ લેવી જોઇએ. પણ હમણા હમણા સંપ્રદાય પાસેથી નિમણુકો લઈ લેવા બાબત એવી સૂચના કરવામાં આવે છે કે સાધારણ રીતે સન. ૧૬૬૨ પહેલાં જે નિમણુકો કરવામાં આવી હોય તેટલી જ લઇ લેવી. આ

મુદ્દત એટલા કારણે ઠરાવવામાં આવી છે કે પહેલાં સંપ્રદાય રાષ્ટ્રીય ગણાતો હતો. પણ રાજસંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારાઓ એ સમાજમાંથી ચોક્કસ રીતે છુટા પડવાથી એ સંપ્રદાય એ વર્ષથી રાષ્ટ્રીય ગણાતો બંધ પડયો હતો. આથી એમ જણાવવામાં આવતું કે આ વિભાગ પડવા પહેલાં રાષ્ટ્રીય મંડળ તરીકે સંપ્રદાય માટે નિમણુકો કરવામાં આવી હતી; વિભાગ પડવા પછી એમ સ્વીકારવામાં આવે છે કે સંપ્રદાયને કરવામાં આવેલી નિમણુકો પ્રજાનો થોડો ભાગ જ માત્ર સ્વીકારતો એવા ધાર્મિક મંડળ તરીકે તેને કરવામાં આવેલી.

સંપ્રદાયને લગતી નિમણુકોના આ સિદ્ધાંત સામે નિશ્ચયાત્મક રીતે જે વાંધો લઇ શકાય તે એ છે કે એ ઐતિહાસિક છે. હમણાના સમયમાં જ્યારે ધર્મ તરફનો પ્રેમ ઠંડો પડતો જાય છે; જ્યારે જુદાં જુદાં દૃષ્ટિબિંદુએથી આપણે રાજ્યની તથા રાષ્ટ્રની મહત્તા વધારીએ છીએ; જ્યારે આપણામાંના કેટલાક સમાજસત્તાવાદી હોઈ રાજ્યના અધિકારો વધારવા તરફ ખેંચાઇએ છીએ, અને આપણામાંના બીજા સામ્રાજ્યવાદી હોઈ શહેનશાહતની ભવ્ય અને સર્વત્ર ફેલાએલી મહત્તા માટે દેશાભિમાનની લાગણીથી ઉશ્કેરાયલા ઉત્સાહથી ઉભરાય છે, ત્યારે રાષ્ટ્રીય કામને માટે નાણાંની મોટી રકમો કાઢી આપવાનો આપણે વિચાર કરીએ એ કંઇ અસ્વાભાવિક નથી. પણ આગલા જમાનામાં, એટલે સેન્ટ ઑગસ્ટાઇન ઇંગ્લંડના કિનારા ઉપર ઉતર્યો ત્યારથી સને ૧૬૬૨ માં રાજસંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારાઓ જુદા પડયા ત્યાં સુધીના ઇતિહાસના લાંબા કાળમાં રાષ્ટ્ર માટેના હક્કની વિચારણા કરવા કરતાં ધર્મ માટેના હક્કની વિચારણા નિઃસંશય વધારે થતી. એમ માનવું કે મધ્યયુગીન પરોપકારી પુરૂષ અથવા પોતાની ઉપજનો દશમો ભાગ સરકારમાં ભરનાર સેક્સન જાતિનો કોઇ ઇસમ પોતાની પુંજીમાંથી ખ્રિસ્તી સંપ્રદાય માટે જેટલી તત્પરતાથી કંઇ રકમ કાઢી આપે તેટલી જ તત્પરતાથી તે રાષ્ટ્રીય હેતુ માટે કાઢી

આપશે એ મધ્યયુગીન માણસોનાં દષ્ટિબિંદુનો સદંતર ખોટો અર્થ ઉડાવવા બરાબર છે. તેઓના વિચાર પ્રમાણે સંપ્રદાય સર્વ દૃષ્ટિએ દૈવી હતો. તેના હાથમાં મરણ તથા નરકની કુંચીઓ હતી; એનો શાપ આ જીંદગીમાં ભારે પડતો અને એથી વિશેષ ભારે ભવિષ્યની જીંદગીમાં પડતો; તે સઘળાં પાપનું નિવારણ કરી શકતો; તે અવર્ણનીય રહસ્યનો રક્ષક હતો; ઋષિમુનિઓ અને દેવદૂતો તેના ઉપર તપાસ રાખતા હતા; તેના ક્રિયાકાંડમાં ચમત્કાર જણાતા; એના શાપને પરિણામે સર્વ વસ્તુનો નાશ થતો; ખ્રિસ્તી ધર્મ પાળનારી સઘળી પ્રજાઓ કરતાં તે શ્રેષ્ઠ હતો; તે પરમાત્માનું શહેર, ( City of God ) નવું જેરૂસલમ. ( New Jerusalem ) તથા ક્રાઇસ્ટની કુમારિકા ( Bride of Christ ) હતી; આથી કરીને, ઇશ્વરની ભક્તિ કરનાર તથા તેની તરફના ભવિષ્યના આખર નિર્ણયની ધાસ્તી રાખનાર પવિત્ર આત્મા જે કંઇ આપી શકે તે તેને જ આપવાનું હતું. ધાર્મિક બાબતોમાં જે ભંડોળોનો ઉપયોગ થતો તેમાંથી માધ્યમિક કેળવણીને, ઇસ્પિતાલોને અથવા સંગ્રહસ્થાનોને મદદ કરવાની હાલના સમયની સૂચના, કોઇ બે પ્રકારના માનુષી વિચાર એક બીજાથી જેટલા ભિન્ન પડે, તેટલી આ મનોદશાથી દૂર જાય છે. યથાર્થ રીતે નિમણુકો પ્રજાને આપવામાં આવી નહોતી એ નિઃસંશય છે. તેમજ રાષ્ટ્રીય અથવા દેશાભિમાની ગણી શકાય એવા કોઈ નિમિત્તથી પણ તે આપવામાં આવી નહોતી. તેઓ તો શુદ્ધ ધાર્મિક કારણો માટે શુદ્ધ ધાર્મિક હેતુથી આપવામાં આવી હતી: અને મૂળ દાન કરનારાઓની ઇચ્છા ફળીભૂત કરવી હોય તો તેમને ધાર્મિક બાબતો માટે જ અલગ રાખવી જોઇએ. બહારથી રાષ્ટ્રીય હેતુનો આભાસ થાય એવું નિમણુકો વિષે કંઇ પણ નથી. કારણ આખા સંપ્રદાયને તે આપવામાં આવી નહોતી. તેમજ રાષ્ટ્રીય સંપ્રદાય તરીકે ખચિત જ આપવામાં આવી નહોતી. જે જુદા જુદા ધર્માધિકાર (Brishoprics),

ણુકો સોંપવામાં આવી હતી. ધર્મને માટે તે કરવામાં આવી હતી. તેઓનાં નિમિત્ત, તેઓના હેતુ તથા તેઓના આશય એમાંની કોઇ પણ બાબતમાં તે રાષ્ટ્રીય મિલકતને મળતી આવતી નથી. જો કંઇ પણ સંપ્રદાયની માલિકીનું થઈ શકે તો તે સર્વ તેની માલિકીનું છે.

આ કારણોને લઈ ને સંરક્ષણવાદીઓ સંપ્રદાયનો કરેલો સ્વીકાર ખેંચી લેવાની તથા નિમણુકો રદ કરવાની સામા થાય છે. રાજ્ય તરફના સંપ્રદાયને મળેલા ટેકાથી સૂચિત થતો ધર્મનો સ્વીકાર તથા નિમણુકો ખાલસા કરવા વિરૂદ્ધની લડત એ સંરક્ષણવાદનાં આવશ્યક અંગો છે, અને એ ઉપરથી ધર્મ તથા મિલકત પ્રત્યેની સંરક્ષણવાદી-ની આદર્શભૂત માનની લાગણી વ્યક્ત થાય છે.

સંરક્ષણવાદીઓ સંપ્રદાયને મળતા રાજ્ય તરફના ટેકાને તેની તરફના સ્વીકાર તરીકે ગણે, તો સમાજનાં ધાર્મિક જીવનને અન્ય રીતે ટકાવી રાખવાની અગત્યતા વિષે તેઓ ઓછા દૃઢ નહોતા. સંરક્ષણવાદ ખ્રિસ્તી પંથને રાષ્ટ્ર તરફથી સ્વીકારવા આગ્રહ ધરે છે, અને એ સ્વીકાર ધાર્મિક બાબતોમાં સર્વ પ્રકારના મતો પ્રત્યેની સહનશીલતા સાથે સંપૂર્ણ રીતે બંધબેસતો કરવા ઇચ્છે છે. આ સંમેલનનું કામ રાષ્ટ્રીય કેળવણીની બાબતમાં લાંબા વખત સુધી સૌથી મુશ્કેલ રહ્યું હતું. આગળ વધેલા વિચારના ઉદારમતવાદીઓ તથા મજુરવાદી અને સમાજસત્તાવાદી પક્ષો જુદાં જુદાં ધાર્મિક મંડળો સાથેના એકસરખા વ્યવહારના ધ્યેયને પહોંચવા શાળામાંથી ધર્મનો બીલકુલ બહિષ્કાર કરી ચોખ્ખી લૌકિક કેળવણીની પદ્ધતિ દાખલ કરવા મહેનત કરતા હતા. મધ્યમ વિચારના ઉદારમતવાદીઓ તથા રાજસંમત ધર્મથી ભિન્ન મત ધરાવનારાઓની વધુમતીએ વધારે ધર્મનિષ્ઠાથી, પણ ઓછાં બુદ્ધિ ચાતુર્યથી એકસરખાં ધોરણને અનુરૂપ થવા માટે રાજ્યની શાળાઓમાં એવા પ્રકારની ધાર્મિક કેળવણી દાખલ કરવા યત્ન કર્યો

છે કે જે ખ્રિસ્તી ધર્મને લગતી હોય પણ તેમાંના કોઇ વિશિષ્ટ સંપ્રદાયનાં સિદ્ધાંત તે મારફત પ્રતિપાદન થતાં હોય નહિ. પરંતુ અંગ્રેજી સંપ્રદાયે તથા રોમન કૅથૉલિક સંપ્રદાયે આ ગૂઢ પ્રશ્નનાં નિકાલ માટેની આ યોજના વિરૂદ્ધ હમેશાં વાંધા ઉઠાવ્યા છે. તેનું કારણ એ હતું કે અંગ્રેજી સંપ્રદાયના અનુયાયીઓ તથા રોમન કૅથૉલિક પંથિઓના ધાર્મિક વિચારો પ્રમાણે આ યોજનાઓ સંતોષકારક નહોતી એટલું જ નહિ પણ તેઓ આવશ્યક રીતે ધાર્મિક સમાનતા સાથે બંધબેસતી નહોતી. મોટા પ્રમાણમાં લૌકિક શિક્ષણ આપવાની સાથે કોઇ પણ ધર્મને ખરા તરીકે ન શીખવવો એ ખરેખર શિષ્યને ધર્મવિરૂદ્ધ અનુમાન દોરવા કારણ આપવા બરાબર થાય છે. જુદાં જુદાં ધાર્મિક મંડળોને સામાન્ય રીતે લાગુ પડે એવાં જે સિદ્ધાંતો ખ્રિસ્તી ધર્મનાં સિદ્ધાંતો તરીકે લેખી શકાય તે શીખવવાં એ અંગ્રેજ અને રોમન સંપ્રદાયની ભિન્ન વ્યવસ્થા વિરૂદ્ધ અનુમાન ઉત્પન્ન કરવા સરખું છે. કારણ આ સંપ્રદાયો પ્રમાણે બાળકને તેના બાપ્તિઝમ્ ( ખ્રિસ્તી ધર્મના પ્રથમ સંસ્કાર ) સમયે અમાનુષી મંડળના સભ્ય તરીકે દાખલ કરવામાં આવે છે, અને એ મંડળના સભ્ય તરીકે એણે જે માન્યતા તથા વર્તન રાખવાં જોઇએ તેમાં એનો પ્રવેશ કરવા માટે જ એની ધાર્મિક કેળવણી યોજાયલી છે. સંપ્રદાય તરીકેનાં એનાં જીવનની બહારની તથા તેનાથી સ્વતંત્ર રીતે ખ્રિસ્તી નીતિ તથા ખ્રિસ્તી ધર્મશાસ્ત્રનાં મૂળતત્વો એને શીખવવામાં આવે તો ખરેખર અણજાણતાં એનાં મનને સંપ્રદાયની વિરૂદ્ધ અને નોન-કોનફોર્મિટી તરફ અથવા સર્વ ધર્મ તરફની સંપૂર્ણ બેદરકારી તરફ વાળવામાં આવે છે. જુદા જુદા ધાર્મિક પંથોના વિશેષ તકરારી ભાગોને બાજુએ રાખી બાકીના ભાગનું મિશ્રણ કરવાથી ધાર્મિક સંસ્થાઓ વચ્ચેનો અપક્ષપાત વ્યક્ત થઇ શકતો નથી, પણ સર્વ પ્રકારના ધર્મમતને એક સરખી સહાય અને અનુમોદન આપવાથી જ તેમ થાય છે. પિતાને પોતાનાં બાળકના ધાર્મિક વિચાર નક્કી કરનાર

મધ્યસ્થ તરીકે સ્વીકારી તથા રાજ્યને પિતાના પ્રતિનિધિ તરીકે ગણી તેની તરફથી પિતા જે સૂચના આપે તે ભક્તિપૂર્વક તથા અપક્ષપાત વિના અમલમાં મુકાય, અને પિતાએ સ્વીકારેલા પંથના જે ધાર્મિક સિદ્ધાંતો હોય તે યોગ્ય કાર્યસાધક રીતે તથા ઉત્સાહ-પૂર્વક બાળકને શીખવાડાય તો જ આ સવાલનું નિરાકરણ થઇ શકે. આ રીતે કોઇ વિશિષ્ટ ધાર્મિક સંસ્થાને ખાસ પ્રીતિપાત્ર બનાવ્યા વિના રાજ્ય ખરેખર પોતાની પ્રજાનાં ધાર્મિક જીવનનું સંરક્ષણ કરે છે.

રાજકીય પ્રકરણમાં લોકોનાં ધાર્મિક જીવન ઉપર તપાસ રાખવા કરતાં હાલમાં સંરક્ષણવાદનું બીજું કંઇપણ કર્તવ્ય કદાચ વધારે અગત્યનું છે નહિ. આગળ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે ઘણા સવાલોની બાબતમાં ધર્મ રાજકીય પ્રકરણ સાથે ઘણા ઘાડા સંબંધમાં આવી જાય છે—જેવા કે તવંગર અને ગરીબ લોકોના હક્ક, લોકોની સ્થિતિ સુધારવા માટેની સઘળી યોજના, સંપ્રદાય અને રાજ્ય વચ્ચેનો સંબંધ, અને રાષ્ટ્રીય કેળવણી, એની આડકતરી અસર આ પરિસીમાની બહાર જે વાદવિવાદમાંથી નૈતિક ફરજના પ્રશ્નો ઉદ્ભવે તેવા વાદવિવાદ સુધી લંબાય છે. આથી કરીને ધર્મનું રક્ષણ કરવું એ સંરક્ષણવાદનું સૌથી અગત્યનું કર્તવ્ય થાય છે. જે કમાન ઉપર એની આખી ઇમારત ખડી થઇ છે તે કમાનનો આ વચમાંનો પથ્થર છે. જ્યાંસુધી સંરક્ષણવાદ ધર્મ તરફની પોતાની ફરજો અદા કરવાનાં કામને પોતાના અનેક વ્યવસાયમાં અગ્રસ્થાન આપશે ત્યાંસુધી જે બે મુખ્ય ભયથી એ હમેશાં ધાસ્તીમાં રહે છે તેનાથી એનો બચાવ થશે. એક તરફથી ઉદારમતવાદના માત્ર કોઇ તકરારી રૂપાંતરની સ્થિતિએ ઉતરી પડી અન્ય પ્રકારના રાજદ્વારી પુરૂષોના હક્કોનું રક્ષણ કરતી વખતે પણ કોઇ સર્વવ્યાપક સિદ્ધાંત પ્રમાણે જુદી ના પાડી શકાય એવી યોજનાઓ રચ્યા જવાનો ભય એને રહે છે; અથવા બીજી તરફથી આખી પ્રજાનાં હિતનો, અથવા ધનાઢ્ય લોકોની યુક્તિબાજ સ્વાર્થ-

પરાયણતા ફળીભૂત કરવા સિવાયના કોઇ ઉચ્ચ કોટિના હેતુનો, વિચાર કરવા માટે ખરા ભાવથી કંઇ પ્રયત્ન કર્યા સિવાય, જેઓ પૈસે ટકે સારી સ્થિતિમાં હોય તેના બચાવમાં ખડા રહેવાનો ભય એને રહે છે. રાજદ્વારી પુરૂષો જે યોજના ઘડે તેની યોગ્યતાનો વિચાર ધર્મના ધોરણે કરવો જોઇએ, અને ધાર્મિક ઉદ્દેશ મારફત તેમના આશય અને કામ કરવાની રીત શુદ્ધ થવી જોઇએ. આ સત્ય ઉપર ભાર મુકતાં, સંરક્ષણવાદ કોઇ બિનજરૂરી ટોળીનો કે કોઈ સ્વાર્થી વર્ગનો પંથ થઇ પડશે નહિ.



# પ્રકરણ ૫ મું.

## મિલકત અને કર.

મિલકતને લગતા સવાલો તરફના સંરક્ષણવાદનાં વર્તન કરતાં તેને લગતી બીજી કોઇ પણ બાબત વધારે કાર્યસાધક રીતે મહત્તાની નથી. સને ૧૭૮૯ની વિપ્લવકારક ચળવળની સામા થવા સંરક્ષણવાદ તત્પર થયો ત્યારથી મિલકતનું રક્ષણ કરવું એ તેના મુખ્ય આશયોમાંનો એક હતો. અને ભવિષ્યમાં સૌથી અગત્યના રાજદ્વારી ઝઘડાઓ સંપૂર્ણ રીતે અથવા કાંઇક ભાગે મિલકતને લગતા સવાલો સાથે સંબંધ ધરાવશે. ખાસ કરીને દર વર્ષે કરના સંબંધમાં જે મુશ્કેલ પ્રશ્નો ઉઠે છે તેમાં આ પ્રમાણે બને છે. વળી ઇચ્છા રાખી શકાય એટલી સ્પષ્ટ રીતે મિલકત વિષેના તેમ જ કર વિષેના ચાલુ વિચારોનું સ્ફોટન થતું નથી. બંધએસતી રીતે બુદ્ધિને જોરે સામાજિક નીતિ ઘડવાની ઇચ્છા રાખનારા સંરક્ષણવાદીએ સૌથી પહેલું મિલકત તથા કર બાબતના કેટલાક તાત્વિક સિદ્ધાંતો નક્કી કરવા જોઇએ.

ખાનગી મિલકત એટલે કોઇ વ્યક્તિની અથવા અનેક વ્યક્તિઓની માલિકીની આર્થિક દોલત એવી વ્યાખ્યા કદાચ થઇ શકે અને માલિકી એટલે માલિકની મુનસફી ઉપર મિલકતનો ઉપભોગ કરવાનો હક્ક. માલિકીની ભાવના પ્રમાણે એ આવશ્યક છે કે આ મુનસફી અપરિમિત ન હોય, છતાં તેની હદ એવી રીતે બંધાઈ ગએલી ન હોવી જોઇએ કે માલિકને હમેશાં પોતાની મરજી બાજુએ રાખી બીજાઓની મરજી તથા અભિપ્રાય પ્રમાણે કામ કરવાની ફરજ પડે. આ ઉપરથી એમ ઠરે છે કે ખરી માલિકીની કસોટી એ છે કે બીજાઓ ધારે કે માલિકે પોતાની મિલકતનો ઉપયોગ અમુક રીતે ન કરવો જોઇએ પણ તેથી ઉલટી જ રીતે તેનો ઉપભોગ કરવા તે મુખત્યાર હોવો જોઇએ. બીજાઓના ઠપકાને પાત્ર થાય એવું એનાથી કંઇ થઇ શકે નહિ એટલે દરજ્જે એની મુનસફી ઉપર નિર્બંધ મુકાય તો તે

દોલતનો માત્ર વહીવટ કરે છે અથવા તેનો એ ટ્રસ્ટી છે એમ કહેવાય, પણ તે સ્પષ્ટ રીતે અથવા ઉપયોગ કરી શકાય એવી રીતે તેનો માલિક છે એમ કહી શકાય નહિ. માલિકીની વ્યાખ્યા કેવી કરીએ તેને લગતી આ બાબત છે; હવે સવાલ એ ઉઠે છે કે વ્યક્તિઓ તથા આર્થિક દોલત વચ્ચેના સંબંધની આ પ્રમાણે કરેલી વ્યાખ્યાનું સમર્થન થઇ શકે છે કે નહિ.

સામાન્ય રીતે એમ કહેવાય છે કે સામાજિક પ્રગતિની જરૂરીઆતોની તથા સમાજનાં સામાન્ય ભલાંની દૃષ્ટિએ ખાનગી મિલકતની માલિકીનું સમર્થન થાય છે. આ કદાચ ખરૂં હોય; અને આપણે જે સિદ્ધાંતો ઉપર નવી સમાજ રચી શકાય તેનો વિચાર કરતા હોઇએ, અને આપણે સૌથી સારી ધારીએ એવી સંસ્થાઓ રચવા માટે યોગ્ય સ્થિતિ આપણને ઉપલબ્ધ હોય, તો આ સમર્થનનું સંપૂર્ણ રીતે વિગતવાર નિરીક્ષણ કરવું જરૂરનું છે. તો પછી માણસોને મિલકત ધારણ કરવા દેવાથી મનુષ્ય પ્રવૃત્તિ ઉપર જે પ્રોત્સાહક અસર થાય છે તેનો આપણે વિચાર કરવો પડશે. મિલકત મેળવવાનું તથા જમા કરવાનું શક્ય છે એ ભાવના મારફત માણસ જાતની અનેક પ્રબળ નૈસર્ગિક બુદ્ધિઓ ઉદ્યોગ અને કરકસરની નવી ખીલવણી કરવા તરફ ઉશ્કેરાય છે એ આપણે યાદ રાખવું જોઇશે. ભવિષ્યમાં શરીર અપંગ થાય અથવા વૃદ્ધાવસ્થા આવે એ માટે અગમચેતી વાપરવાનું ડાહાપણ; પિતાનો પોતાના બાળક પ્રત્યેનો પ્રેમ અને તેને જીવનની મુશ્કેલીઓમાંથી બચાવવાની ઇચ્છા; દરેક વ્યક્તિને અન્ય સઘળી વ્યક્તિઓની સામા પોતાપણું બતાવવાની દૃઢ અભિરૂચિ, અને એ અભિરૂચિની સાથે જોડાએલો સત્તા માટેનો પ્રેમ, આ સઘળાં એકત્ર થઇને મિલકત ધારણ કરવાની ઉમેદને રસજ્ઞ બનાવે છે અને તે મેળવવા માટે પોતાનાં મન અને શરીરની સઘળી શક્તિઓનો બને તેટલો ઉપયોગ કરવા માટે માણસને લલચાવે છે. એ મેળવવા માટે સૃષ્ટિક્રમ ઉપર માણસ જાતનો કાબુ

વધારે દૃઢ કરવા, જમીનની પેદાશ બને તેટલી લણવા, હુન્નર કસબને વિસ્તૃત કરવા, માણસની પ્રવૃત્તિ વધારે અને વધારે કાર્યસાધક થાય તેવી વ્યવસ્થા કરવા, સમાજ રચવા તથા સામાજિક પ્રગતિ આગળ ને આગળ વધતી જાય તે સારૂ અસંખ્ય રીતે કામ કરવા માણસો મથન કરે છે. આ સઘળું ક્રમે ક્રમે દર્શાવી શકાય પરંતુ આપણી સ્થિર અને વ્યવસ્થિત સમાજમાં જેવી હાલ મળી આવે છે તેવી ખાનગી મિલકત સર્વ રીતે અનુકૂળ છે એમ સાબિત કરવા મહેનત કરનારાઓ માટે સામાજિક સુખનાં અંતિમ કારણોની વિગતવાર સમાલોચના કરવાનું જરૂરનું નથી. કોઇ પણ માણસને વ્યથા કરવી એ ખોટું છે. એ સાદો વિચાર જ જ્યાં ખાનગી મિલકત હસ્તીમાં હોય ત્યાં તે ભોગવવાનો હક્ક છે એમ પ્રતિપાદન કરવા સારૂ બસ છે. કારણ એ ખુલ્લું છે કે નિયમિત જીવન ગાળનાર માણસની મિલકતનો કોઈ ભાગ તેની પાસેથી છીનવી લેવામાં આવતાં તેને ક્લેશ અને દુઃખ થાય છે, તેથી કરીને કંઇ પુરતાં કારણ વિના કોઇ બીજી વ્યક્તિએ અથવા રાજ્યે એને આવો ક્લેશ કરાવી દુઃખ દેવું એ ખોટું છે. આ પ્રમાણે નમુદ કરેલો મિલકત ધારણ કરવાનો હક્ક ઇનસાનિયતને નિષ્કારણ તેના પાડોસી તરફથી કંઇપણ કનડગત ન થવી જોઇએ એવા તેના હક્કનો માત્ર ભાગ છે. કોઇ માણસના હક્ક મારફત બીજાઓની ફરજો નિર્દિષ્ટ થાય છે, અને મિલકત ધારણ કરવાના હક્ક મારફત કોઈ માણસે પોતાના પાડોસીને ઇજા ન કરવાની મૂળ ફરજના ભાગનુંજ માત્ર સૂચન થાય છે.

ઘણા લોકો જે સંજોગોમાં મિલકત મેળવવામાં આવી હોય તે સંજોગો ઉપરથી ન્યાયની દૃષ્ટિએ ઉભા થતા કોઈ દાવા ઉપર તે ધારણ કરવાનો હક્ક રચતા દેખાય છે, અને પરિણામે તેઓ એમ માનતા લાગે છે કે તેઓ એક જાતની મિલકતને બીજી જાતની મિલકતથી જુદી પાડી શકતા અને કેટલાક માલિકોનાજ માલિકીના હક્કને બીજાઓના તેવા હક્ક કરતાં વધારે કાળજીપૂર્વક સ્વીકારતા.

પણ આ પ્રમાણેના વિચારના સઘળા માર્ગો ભૂલભરેલા છે. જો કંઇ પ્રાપ્ત કરવામાં લાયકાતના તત્વનો સમાવેશ થતો હોય તો કોઇ માણસે તે પ્રાપ્ત કર્યું હોય તે કારણે તેના માલિક થઈ બેસવાનો તેને હક્ક નથી. જે વિચાર લોકોના મનમાં વધતા ઓછા પ્રમાણમાં ચોક્કસ રીતે ઠસી બેસે છે તે એ છે કે જે વસ્તુની માલિકી કોઇ માણસની હોય છે તે ઉપર વાજબી રીતે તેનો હક્ક છે; કારણ કે તે મેળવવાને તે લાયક હતો. પરંતુ આ સઘળું માત્ર ભ્રમ છે; અને તેજ પ્રમાણે તે ઉપરથી દોલતના પ્રાપ્ત થતા અથવા નહિ થતા વધારા વચ્ચેના સઘળા તફાવતો માટે કંઈ આધાર જણાતો નથી.

આપણે ઓળખીએ છીએ તે દુનિયામાં દોલત કેમ મેળવાય છે? કોઇ માણસ પોતાના બાગમાં પોતાને ખાવા માટે બટાટા ઉગાડે, તેના જેવા પોતાના ઉપયોગ માટે જાત મહેનતથી ધન મેળવનારા માણસના સાદા પણ બિનઅગત્યના દાખલા સિવાય, વિનિમયને અંકુશમાં રાખનાર શક્તિઓ મારફત માણસે મિલકત ધારણ કરવાની બાબત નિયમન થાય છે. કોઇ પણ માણસ ( બટાટા જેવી ) નજીવી વસ્તુઓ સિવાય બીજું અન્ય માણસોની મદદ વિના મેળવી શકે એમ નથી, અને તેની પાસે આપવાનું હોય તેના બદલામાં તેને શું મળે એ નક્કી કરનાર સોદા મારફત આ મદદ મેળવાય છે. આથી આપણે એમ કહી શકીએ કે કોઇ માણસે અત્યાર અગાઉનું જે કંઈ મેળવેલું હોય તે બીજાને આપીને અથવા વેચીને, અથવા પોતાની જાત મહેનત વેચીને પોતે દોલત મેળવી શકે છે. વેચવાની ક્રિયા જુદી દર્શાવવાની જરૂર નથી, કારણ પ્રસ્તુત વિષયનાં સંબંધમાં તેમાં અને આપવાની ક્રિયામાં કંઇ ફેર નથી. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે માણસ પોતાની પાસેની વસ્તુઓ અથવા પોતાની મહેનત બીજાને આપીને ધન મેળવે છે. આપવાની ક્રિયાનાં આ બે રૂપો વચ્ચે વાજબી રીતે કંઈ તફાવત બતાવી શકાય, અને એમાંની બીજી ક્રિયાને યથાર્થ રીતે 'પ્રાપ્ત કરવું' એ સંજ્ઞા હેઠળ મુકી શકાય

પણ એમ કરીએ તો પ્રાપ્ત કરવામાં લાયકાતનાં તત્વનો સમાસ થાય છે એમ ધારવું નહિ; કારણ ક્ષણભર વિચાર કરતાં એમ બતાવી શકાશે કે લાયકાતના પ્રમાણમાં મહેનતનો બદલો મળતો નથી, પણ એથી ઉલટું જે મહેનત થોડોજ બદલો મેળવવા લાયક હોય, અથવા જે ચોખ્ખી રીતે બદલો મેળવવા બીલકુલ જ લાયક ન હોય તે જે મહેનત ઉચ્ચ કોટિની હોય તેના કરતાં વધારે ભારે બદલો મેળવે છે. આપણે કોઇ બે ગ્રંથના કર્તાનો દાખલો લઇએ. એક ગ્રંથ કોઇ વિદ્વતા ભર્યાં વિષય બાબત હોય, મહાશ્રમ લઇ ચલાવેલી વૈજ્ઞાનિક શોધનાં પરિણામોનો ખુલાસો કરતો હોય, અથવા કોઈ અપૂર્વ અને પ્રાચીન ભાષાના અભ્યાસમાં કોઇ અપરિચિત પ્રદેશ ઉપર પ્રકાશ નાંખતો હોય, એની ભારે કદર થવી જોઇએ. એના કર્તાએ લાંબો સમય ભારે મહેનત કરી છે અને શોધખોળ માટેના બિનસ્વાર્થી ઉત્સાહથી તેમજ માણસ જાતનાં જ્ઞાનની સીમા વિસ્તારવાની આતુરતાથી એ પ્રેરાયો છે. પણ એને બદલો ઘણો થોડો મળે છે અથવા કંઈજ મળતો નથી. એકાદી વિશ્વવિદ્યાલયનું છાપખાનું, પુસ્તકની વિદ્વતા ધ્યાનમાં લઈ, પણ કંઈ નફો મેળવવાની આશાવિના તે પ્રકટ કરવા કબૂલ થાય છે. તેનું વેચાણ ઘણું થોડું થાય છે, અને એ વેચાણથી થતી મળતર પ્રકટ કરવાના ખરચ કરતાં ઘણી કમી હોય છે. એમાંથી કંઈ નફો થવાને બદલે ઉલટી ખોટ આવે છે. બીજો ગ્રંથ કાદંબરીનો હોય. એનો કર્તા કોઈ અજ્ઞાન પુરૂષ હોય, અને કમકમાટ તથા બીભત્સપણા માટેની અભિરૂચિ ઘણા મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરે એવા વિષયો અવિચારીપણે અને ઝડપથી લખ્યા જવાની, પરંતુ માણસ જાતને કોઇ રીતે ઉપયોગી ન થાય, એવી શક્તિ તે ધરાવતો હોય. આ પુસ્તક તૈયાર કરી બહાર પાડવામાં થોડોક જ ખરચ થાય છે અને વેચાણ પુષ્કળ થાય છે, અને એના કર્તાને જે મહેનતુ વિદ્યાભ્યાસીને પોતાનું પુસ્તક પ્રગટ કરવા માટે વિશ્વવિદ્યાલયની મહેરબાની ઉપર આધાર રાખવો પડતો હતો તેના

કરતાં ઘણો મોટો બદલો મળે છે. કાદંબરીનો કર્તા ઠપકા અથવા શિક્ષા સિવાય બીજા કશા માટે લાયક નહોતો. મહેનતુ વિદ્વાન ભારે બદલાને લાયક હતો. પણ પોતાની મહેનતના બદલા તરીકે કાદંબરી-કારનેજ દોલત મળી. આ અલબત્ત અંતિમ દૃષ્ટાંત છે, પણ આપણે ગમે તે દાખલો લઇએ તેમાં માલમ પડશે કે મહેનતના પ્રમાણમાં જે બદલો લાયક ગણાય તે અને ખરેખર જે મળે છે તે વચ્ચે કંઇ સંબંધ હોતો નથી. ખેડુત મહિનામાં જે કમાય છે તેના કરતાં વધારે પાર્લામેન્ટમાં કામ કરતો બારિસ્ટર કલાકમાં કમાય છે, અને ઘણા મજુરોના આખા વર્ષના મુસારા કરતાં કોઇ પ્રથમ પંક્તિની ગાનારી જલસામાં એજ ગાયન ગાવા માટે વધારે કમાય છે. વિશેષમાં રોજે જતા કોઇ બે મજુરોના મુસારા વચ્ચેનો તફાવત તેમની લાયકાત ઉપર આધાર રાખતો નથી. કસબી કારીગરો બિનકસબી કરતાં વધારે કમાય છે અને કેટલાક કસબો માટે બીજી જાતના કસબો કરતાં ભારે મુસારો આપવામાં આવે છે. પણ નૈતિક દૃષ્ટિએ કસબમાં એવો કંઈ ખાસ ગુણ હોતો નથી કે જેને લઇને ભારે બદલો મળે છે, તેમ નૈતિક દૃષ્ટિએ કસબમાં એવી કંઇ ખાસ ખોડ હોતી નથી કે જેને લઇને ઘણોજ હલકો મુસારો મળે છે. અહીં નીતિ સાથે કંઈ સંબંધ નથી; લાયકાતનો સવાલ પ્રસ્તુત વિષયની બહારનો જણાય છે; મહેનતની નાણાંમાં કિંમત. નીતિને લગતાં નહિ હોય એવાં આર્થિક કારણો ઉપરથી ઠરે છે. અર્થશાસ્ત્રીઓ જેને 'છત અને ખપનો કાયદો' કહે છે તે અનુસાર રોજીનું નિયમન થાય છે; અને માણસની લાયકાતને લઇને નહિ પણ તેની શક્તિની અદ્ભૂતતા તથા તેને કામમાં લેવા માટે અન્ય માણસોની ઇચ્છાની તીવ્રતા ઉપરથી તેની મહેનત, પછી તે તનની હોય કે મનની, તે માટે તેને શું મળશે એ ઠરે છે.

જો મહેનતના બદલાનો આધાર નીતિશાસ્ત્ર સાથે સંબંધ ન ધરાવતી વિચારણા ઉપર રહેતો હોય, તો એથી વધારે ખુલ્લું છે કે

જેઓ પોતાની માલિકીની વસ્તુઓ બીજાઓને આપે છે તેમના બદલાનો સંબંધ પાત્રતા સાથે બીલકુલ જ હોતો નથી. ખરેખર અર્થ-શાસ્ત્રીઓ હમેશાં કહ્યાં કરતા કે નાણાં રોકનારે પોતાનાં નાણાંનો વ્યય કરવા કરતાં તે રોકવામાં બતાવેલા આત્મસંયમને લીધે તેણે પોતાનાં રોકેલાં નાણાં માટે વ્યાજ મેળવવાનો તેને અધિકાર છે. પણ આ તકરાર ઘણી કૃત્રિમ અને અસત્ય છે. નિઃસંશય સમાજના લક્ષ્યબિંદુથી એ ઇચ્છાજોગ છે કે નાણું ખરચી નાંખવા કરતાં તે બચાવવું જોઇએ. પણ આ પ્રમાણે કંઈ હમેશાં બનતું નથી. ખરચ ઉપકાર અથવા જનહિત બુદ્ધિથી પ્રેરાયો હોય; તે ધર્મના પ્રચાર માટે અથવા વિજ્ઞાનને લગતી શોધો ચલાવવા માટે કરવામાં આવ્યો હોય; ઘણા જ મૂર્ખાઇભર્યા પ્રકારના ચોખ્ખા વિલાસાસક્ત ખરચને માટે જ આપણે દઢતાથી કહી શકીએ કે તેમાં ગુમાવેલું નાણું વધારે સારી રીતે બચાવી શકાયું હોત. પણ નાણું બચાવવું એ ડાહાપણભર્યું અને સમાજના હિતમાં હોય, છતાં એમ ધારવું મૂર્ખાઇભરેલું છે કે દયાળુ હેતુથી એમ કરવામાં આવે છે અથવા નીતિની દૃષ્ટિએ એમ કરવું યોગ્ય જ છે. કંઇ બચાવવું એ પોતાના લાભ માટે છે એમ માણસ ધારતો હોવાથી જ તે બચાવે છે, અને પોતે રોકેલાં નાણાં માટે જ તેને વ્યાજ મળે છે તે માટે તે પોતાની કંઈ લાયકાતને કારણે પાત્ર છે એમ યથાર્થ રીતે ધારી શકાય નહિ. અને જે જમીનનો માલિક પોતાની જમીન ભાડે આપે છે તેને માટે પણ એમ જ છે. નાણું રોકનાર તથા મજુરની પેઠે જમીનનો માલિક જે કંઈ મેળવે છે તે પોતાની કંઈ લાયકાતને લીધે મેળવતો નથી, પણ તેની પાસે એવી વસ્તુ છે કે તેની બીજા લોકોને જરૂર છે અને તે માટે તેઓ કિંમત આપવા તૈયાર છે એ કારણે તે મેળવે છે. જમીન માટેની, પુંજી માટેની, અથવા તન અથવા મનની મહેનત માટેની માંગને લઇને આ વસ્તુઓ તથા મહેનતની કિંમત અંકાય છે. માંગ વિના કંઇ કિંમત હોતી નથી. રસ્તાની બાજુએ પડેલા જુના જોડાની, સમુદ્ર

કિનારે પડેલા પત્થરની, તથા ધૂળમાં પડેલાં સડી ગએલાં ફળની કંઈ કિંમત નથી. કારણ કોઇને તેની જરૂર હોતી નથી; જેની કોઇને જરૂર નહિ તેની કંઈ કિંમત નહિ. કિંમતને આવશ્યક બીજું તત્વ તે છતની હદ છે. આપણે જે હવા શ્વાસમાં લઇએ છીએ તેની કોઇને જરૂર નથી એમ નથી; ખરેખર તે મનુષ્યજીવન માટે અપરિહાર્ય છે; પણ તેના અપરિમિત જથાને લઇને તેની નાણાંમાં કંઈ કિંમત થતી નથી. આ દૃષ્ટાંત ઉપરથી આર્થિક ચર્ચામાં બિનઅનુભવી હોય એવા પુરુષો જે તફાવતની અવગણના કરે છે તેનું આપણને સ્મરણ થાય છે. ‘ કિંમત ’ એ શબ્દ બે છેક જ જુદા અર્થમાં વપરાય છે. કેટલીક વાર કોઇ વસ્તુની નાણામાં થતી કિંમત દર્શાવવા માટે તે વપરાય છે; કેટલીકવાર મોઘમ રીતે તથા સામાન્ય રીતે એમ દર્શાવવા વપરાય છે કે જે વસ્તુની સાથે એ ભાવ જોડેલો હોય તે વસ્તુ કેટલીક રીતે ઇષ્ટ અથવા માન્ય છે. દાખલા તરીકે આપણે ‘ મૂલ્યવાન પૂજ્ય મિત્ર ’ અથવા ‘ ચર્ચામાં કિંમતી ઉમેરો ’ અથવા ‘ વિવાહની કિંમત ’ એમ બોલીએ છીએ, પણ તેથી એનો અર્થ એવો નીકળતો નથી કે મિત્ર અથવા ભાષણ અથવા વિવાદ વેચીએ તો તેની કંઇ કિંમત ઉપજે, પણ તાત્પર્ય એટલું જ નીકળે છે કે એક યા બીજા કારણે એ વસ્તુઓ પૂજ્ય ગણાય છે. હવા ઇપ્સિત વસ્તુ હોવાના સામાન્ય અર્થમાં સૌથી વધુ પ્રમાણમાં કિંમતી છે, પણ આપણી હમણાની ચર્ચાના કારણ સારૂ તેની કંઈ કિંમત નથી; એટલે, નાણાંમાં અથવા માલ તરીકે તેની કંઇ કિંમત ઉપજતી નથી. અર્થશાસ્ત્રીઓ કહે છે તેમ વિનિમયમાં તેની કંઇ કિંમત નથી. અને વસ્તુની અદ્ભૂતતા તથા તે મેળવવાની ઇચ્છાને લીધે અને નહિ કે માલિકની પાત્રતાને લીધે કોઈ વસ્તુ આ અર્થમાં કિંમતી થાય છે, અને તે બીજાને આપવાથી મોટો ફાયદા મળે છે. આથી બીજાને માટે જાતમહેનત કરીને અથવા પોતાની વસ્તુ બીજાને વાપરવા આપીને માણસ જે નફો મેળવે છે તેનો આધાર તેની પોતાની પાત્રતા ઉપર રહેતો નથી,

પણ તેની પાસે જે આપવાનું હોય તે માટેની માંગ ઉપર તથા એવીજ દોલત અથવા મહેનતની વધારે ઓછી છત ઉપર રહે છે. આ આખી ક્રિયાને નીતિ સાથે કંઈ સંબંધ નથી, અને ગમે તે કારણે માલિક પોતાનો નફો મેળવવાના હક્ક માટે દાવો કરે, તો પણ તે માટે એ લાયક છે એ કારણે તે નફો મેળવી શકતો નથી. આ ધોરણ એક સરખી રીતે સઘળા પ્રકારના નફાને લાગુ પડે છે, પછી તે નફો રોકેલાં નાણાં ઉપર આપવામાં આવતાં વ્યાજના રૂપમાં હોય કે જમીનના ભાડાના રૂપમાં હોય. વિશેષમાં, આપણે ઉપર બતાવી ગયા છીએ તેમ, એ ધોરણ બીજાને માટે જાતમહેનત કરવાથી મળતા નફાને, તેમ જ ગ્રંથકર્તાને અથવા બારિસ્ટરને અથવા ખેડુતને અથવા ઈન્જીન–ડ્રાઇવરને મળતા નફાને લાગુ પડે છે. જમીનનો માલિક અથવા મજુરી મેળવનાર એમાંના કોઇને પણ નીતિની દૃષ્ટિએ તેની જે લાયકાત હોય તેના પ્રમાણમાં બદલો આપવામાં આવતો નથી, પણ એ લોકો પોતાની જે વસ્તુ બીજાઓને આપે છે તે કેટલી દુર્લભ છે તેના તથા તે માટેની જરૂરીઆતના પ્રમાણમાં જ તે આપવામાં આવે છે.

પણ કેટલીક વેળા એમ કહેવામાં આવે છે કે, જમીનના સંબંધમાં, અથવા કેટલાક પ્રકારની જમીનના સંબંધમાં, ધ્યાનમાં લેવા જેવી બીજી બાબત એ હોય છે કે જે જમીન ખાસ કારણોને લઇને કરને પાત્ર ઠરતી હોય તે જમીનના માલિકોના હક્કમાં યથાન્યાય ઘટાડો થાય છે. એમ ધારવામાં આવે છે કે જમીનની કિંમત સઘળી અથવા ઘણે મોટે ભાગે સમાજ જ વધારે છે. દાખલા તરીકે, સને ૧૯૧૧ના સપ્ટેમ્બર માસની ૧૧મી તારીખે ગ્લાસગો શહેરમાં ‘ જમીનની કિંમત ઉપર કર નાખવામાં ઉત્તેજન આપવા માટે’ ભરાએલી પરિષદમાં બીજા ઠરાવો ઉપરાંત હેઠળનો ઠરાવ સ્વીકારવામાં આવ્યો હતોઃ—

“ ( ૪ થો ) આ પરિષદ પોતાનો દૃઢ વિચાર નિશ્ચયપૂર્વક જાહેર કરે છે કે શહેરમાં તેમ જ ગામડાંમાં રહેવાનાં ખરાબ મકાનો,

ઘણો કમતી મુસારો તથા બેકારી એ સઘળી બાબતોમાં લોકોની થઇ પડેલી હમણાની દુઃખદાયક સ્થિતિ પ્રત્યક્ષ રીતે જમીન એક હાથ કરવાના વહીવટને લઇને જ થઈ છે, અને તેમાં કરનાં તથા તેની રકમ ઠરાવવાનાં હમણાનાં ધોરણને લીધે વિશેષ ખરાબી થઇ છે:— અને ભાર મુકી પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે આ સામાજિક સંકટો દૂર કરવાની ન્યાયી અને ઉપયોગી રીત એ જ છે કે જમીનમાં કરવામાં આવેલા સઘળા સુધારા તથા તે માટે થતા ઉદ્યોગની સઘળી ક્રિયાને લાગા તથા કરના બોજામાંથી મુક્ત કરવાં અને તેને બદલે સઘળા પ્રકારની જમીનની કિંમત ઉપર સીધો કર નાખવો, કારણ એ કિંમત સર્વ રીતે લોકોની પોતાની હાજરી, અભ્યુદય અને હુન્નર ઉદ્યોગને લઇને જ ઠરે છે.'

આ ઠરાવમાં કેટલાંક ભારે તકરારી સિદ્ધાંતો છે. પણ હમણા આપણે માત્ર છેલ્લા સિદ્ધાંતનો એટલે 'એ કિંમત સર્વ રીતે લોકોની પોતાની હાજરી, અભ્યુદય અને હુન્નર ઉદ્યોગને લઇને જ ઠરે છે' એનો જ વિચાર કરીશું. અલબત્ત એટલું તો તદ્દન ખરૂં છે કે જમીનની કિંમત, જેની કંઇ કિંમત હોય એવા બીજા દરેક માલની કિંમત પેઠે, અને સઘળી જાતની મજુરીની કિંમત પેઠે, એટલે લૉર્ડ એડવોકેટની ધારાશાસ્ત્રી તરીકેની સેવાની કિંમતથી માંડી ગ્લાસગોમાંના કોઇ કારીગરના કામની કિંમત સુદ્ધાં સઘળા પ્રકારની કિંમત પેઠે, સર્વ રીતે લોકોની હાજરી ઉપર જ આધાર રાખે છે: કહેવાનું તાત્પર્ય એ જ કે, જો કોઇ લોકો હોય નહિ તો જમીન અથવા કોઇ જાતનો માલ ખરીદનાર અથવા ભાડે લેનાર, અથવા ગ્લાસગોમાં કારીગરને રોજે રાખનાર અથવા એડિનબરોમાં બારિસ્ટરોને રોકનાર કોઇ રહેશે નહિ. પરિણામે માલ તેમ જ મહેનતની કંઇ કિંમત થશે નહિ. પણ કહેવાની મતલબ જણાય છે તેમ જો અર્થ નીકળતો હોય, એટલે કોઇ વિશિષ્ટ ઉદ્દેશાનુસાર જમીનની કિંમત સમાજ ઉપર આધાર રાખતી હોય તો એ સિદ્ધાંત બીલકુલ અસત્ય અને ભુલાવો ખવાડનાર છે.

જમીનની કિમતમાં કયાં તત્વો દાખલ થાય છે તેનું આપણે પ્રથક્કરણ કરીએ. બીજી વસ્તુઓની માફક જમીનની પણ કિમત છે, કારણ લોકો ઇચ્છે એવી કેટલીક ચોક્કસ ઉપયોગિતા એનામાં છે. મારી ગણતરી પ્રમાણે જમીનની ઉપયોગિતા ત્રણ ભાગમાં વહેંચી શકાય. એક તો તેમાં ઉગતા જુદા જુદા રોપા તથા ઝાડો ઉપર આધાર રાખતી જમીનની ઉપયોગિતાઃ એને આપણે જમીનની વનસ્પતિ વિષયક ઉપયોગિતા કહીશું. બીજું જે ખનિજ પદાર્થોની જમીન બનેલી હોય અથવા જે પદાર્થો તેમાં પડેલા હોય તે ઉપર આધાર રાખતી જમીનની ઉપયોગિતાઃ એને આપણે ખનિજ પદાર્થ વિષયક ઉપયોગિતા કહીશું. અને ત્રીજું રહેઠાણ માટેનાં સ્થાન તરીકેની જમીનની ઉપયોગિતા, જેને આપણે સ્થાન વિષયક ઉપયોગિતા કહીશું. આ દરેક જાતની ઉપયોગિતાની કંઇ કિમત હોય છે, અને એ કિમત, દુનીઆમાંની બીજી કોઇ વસ્તુની ઉપયોગિતાની કિમત, દાખલા તરીકે, પહેરવા માટે કામમાં આવતા અંગરખાની ઉપયોગિતાની કિમત, જે કારણોને લઇને ચોક્કસ રીતે ઠરે છે તેવાં જ કારણોથી ઠરે છે. આ દરેક જાતની ઉપયોગિતા માટે માંગ હોય છે, અને ચોક્કસ કિમત આપવાથી એ માંગ પુરી પડે છે. અથવા બીજી રીતે કહીએ તો માંગ અને છતમાં થતા ફેરફારો મારફત કેટલીક વાર કિમત ઉંચી જાય છે અને કેટલીક વાર નીચે જાય છે. દાખલા તરીકે, આપણે ઈંગ્લંડની જમીનની વનસ્પતિ વિષયક ઉપયોગિતા લઇએ. એ ઉપયોગિતાની કિમત જમીનમાં જે જુદા જુદા પાકો તૈયાર કરી શકાય તેની કિમત ઉપર આધાર રાખે છે, અને એ પાકોની કિમત તે માટેની માંગ તથા તેની છત વચ્ચેના સંબંધ ઉપર આધાર રાખે છે. આથી જ્યારે અમેરિકા તથા અન્ય સ્થળોએ અનાજ પકવતી જમીનની ખીલવણી થતાં લોકોને મળી શકે એવાં અનાજનો જથ્થો પુષ્કળ વધ્યો, પણ તે પ્રમાણમાં સાથે સાથે અનાજની માંગમાં વધારો ન થવાથી, ખેતીવાડી માટેની જમીનની

માંગ ઘટી ગઈ, એટલે તેની વનસ્પતિ-વિષયક ઉપયોગિતાની કિંમત ઓછી થઇ અને તેના માલિકોને ઘણું ઓછું ગણોત મળી શક્યું. જો ભવિષ્યમાં વસ્તી વધતી જાય પણ સાથે આખી દુનીઆમાંની ખેતીવાડીની જમીનમાં તે જ પ્રમાણે વધારો થાય નહિ અથવા જે જમીન ખેડાતી હોય તેની ફળદ્રુપતા વધે નહિ, તો અનાજની કિંમત ઉંચે ચઢે અને તેમ થતાં ઇંગ્લંડની જમીનની વનસ્પતિ વિષયક ઉપયોગિતા માટે માંગ વધે, તેની કિંમત પણ વધે અને તે માટે વધારે ગણોત આવે.

આ ઉપયોગિતાની કિંમત લોકો ઉત્પન્ન કરે છે અથવા વધારે છે એ કેટલે દરજ્જે ખરૂં છે? આ કિંમત 'સર્વ રીતે લોકોની પોતાની હાજરી, અભ્યુદય અને હુન્નર ઉદ્યોગને લઇને જ ઠરે છે' એ વચનનું કેવી રીતે સમર્થન થઇ શકે છે? એ ખુલ્લું છે કે 'લોકો' એ સંજ્ઞામાં સામાન્ય રીતે મનુષ્ય જાતિનો સમાસ થાય, અથવા એમાંનો જે ભાગ ઇંગ્લંડ, સ્કૉટલંડ અને આયરલંડમાં રહેતો હોય તેનો સમાસ થાય, અથવા રાષ્ટ્ર માટે અથવા શહેર સુધરાઇ માટે સુવ્યવસ્થિત સંસ્થાન તરીકે કામ કરતી સમાજનો સમાસ થાય. આગળ કહેવામાં આવ્યું છે તેમ, લોકો એટલે મનુષ્ય જાતિ અથવા ઇંગ્લંડના વતનીઓ જમીનની ઉપજ મેળવવા માટે ઇચ્છા કરી અને તે ખરીદવા મરજી દેખાડી જમીનની કિંમત ઉત્પન્ન કરવામાં બેશક ભાગ ભજવે છે. પણ જે વસ્તુની કિંમત હોય છે તેવી દરેક વસ્તુના સંબંધમાં તેઓ આવી રીતે કરે છે. બીજી દરેક વસ્તુની કિંમત જે કારણે નક્કી થાય છે તે જ કારણે જમીનની કિંમત ઠરે છે એમ આગ્રહપૂર્વક જણાવવાનો ભાગ્યે જ ઇરાદો હોય. કારણ સ્પષ્ટ રીતે આવું વચન ઉચ્ચારવાથી જમીનને બીજી દરેક વસ્તુ કરતાં જુદી ગણવા માટે કંઈ કારણ મળશે નહિ. આપણે અનુમાન કરવું જોઇએ કે 'જમીનની કિંમત સર્વ રીતે લોકોની પોતાની હાજરી, અભ્યુદય અને હુન્નર ઉદ્યોગને લઇને જ ઠરે છે' એ વચનમાં આથી વિશેષ અર્થ જણાવવાનો આશય છે.

છતાં વાપરનારાઓ અથવા ઉપયોગ કરનારાઓ તરફની જે માંગ થાય તેની અસર ઉપરાંત સામાન્ય રીતે લોકો કિંમત ઉત્પન્ન કરવામાં બીજી કઈ રીતે અસર કરી શકે એ શોધવું મુશ્કેલ છે. એવી તકરાર લઇ શકાય કે વેપાર તથા ધંધાની સહીસલામતી તથા સગવડ માટે તજવીજ કરી અને ગુન્હેગારો સામેના કાયદા પ્રમાણેના સાવચેતીના ઉપાયો અમલમાં મુકી સમાજ તરીકે લોકો ખેતીવાડીનો હુન્નર ચલાવવામાં તથા જમીનની પેદાશ એકઠી કરી બજારમાં લાવવામાં મદદ કરે છે. આ પ્રમાણે જો કે સમાજ પેદાશની છત સ્પષ્ટ રીતે વધારે છે એમ નિઃસંશય કહી શકાય નહિ છતાં એમ કરી તે છત વધારવાના કામમાં ભારે સગવડ કરી આપે છે, અને તેથી તેની કિંમત ઉપર પ્રબળ અસર કરે છે. વિશેષમાં આ સઘળા હુન્નરના સંબંધમાં તેમ જ સઘળી પેદાશના સંબંધમાં ખરૂં પડે છે. માલ ઉત્પન્ન કરવાંની શ્રમ લઈ તૈયાર કરેલી ક્રિયાને અથવા મુખ્યત્વે કરીને અથવા સંપૂર્ણ રીતે કરાર અને આંટ ઉપર આધાર રાખતાં વેપારી કામકાજ માટે રાજ્યનો આશ્રય જેટલો અગત્યનો હોય તેના કરતાં ખેતીવાડી જેવા મુકાબલામાં સાદા હુન્નર માટે ઓછો અગત્યનો જણાય છે. આથી કરીને રાજ્ય જમીનની પેદાશની કિંમત માટે અને તેમ કરતાં ખુદ જમીનની કિંમત માટે જે કંઈ કરે છે તે જ તે સઘળી પેદાશની કિંમત માટે, સઘળા ધંધા, વેપાર અથવા હુન્નરના નફા માટે કરે છે. એ સ્પષ્ટ છે કે રાજ્યની આવી સામાન્ય ક્રિયા ઉપરથી એવો સિદ્ધાંત રચી શકાય નહિ કે 'સઘળા સુધારા તથા હુન્નરની સઘળી ક્રિયા' ઉપરના 'લાગા અને કરના બોજા' કરતાં સઘળી જાતની જમીનની કિંમત ઉપરનો સીધો કર વધારે વાજબી ગણાય. દેખીતી રીતે જેઓ જમીનની કિંમત ઉપર કર નાખવાની તરફેણ કરે છે તેઓ એમ માને છે કે લોકો અને જમીનની કિંમત વચ્ચેના સંબંધમાં ચોક્કસ વિશિષ્ટતા છે, પણ એથી ઉલટું માલનો વ્યય કરી તે માટેની માંગ ઉત્પન્ન કરનારા તરીકે લોકોનો સંબંધ, અને હુન્નર ઉદ્યોગની ક્રિયાઓ તથા

વેપારનું રક્ષણ કરનાર રાજ્ય તરીકે લોકોનો બીજી જાતનો સંબંધ કોઇપણ રીતે માત્ર જમીનને જ લગતો હોય એમ નથી પણ સામાન્ય રીતે સઘળી જાતના માલ તથા સઘળી જાતની પેદાશને લગતો છે.

જે સિદ્ધાંતને ખોટી ભ્રમણા તરીકે લેખવામાં આવે છે તેની પુરતી ચર્ચા કરવી મુશ્કેલ છે, અને તેથી જમીનની કિંમત ઉપર ખાસ કર નાખવાનું વાજબી માનનારાઓના વિચારો વિસ્તારથી જણાવવાનો પ્રયત્ન કરતાં હું અચકાઉં છું. પણ જેટલે દરજ્જે હું તેમના વિચારો સમજી શકું છું, તેટલે દરજ્જે તેઓ એવા સિદ્ધાંત ઉપર આધાર રાખતા જણાય છે કે જમીન એક પ્રકારનો ઇજારો છે, અને તેથી બીજા ઘણાખરા માલથી તે તદ્દન જુદી પડે છે, અને જે ઇજારદારો જમીન ધારણ કરે છે તેઓ લોકોને ધમકી આપી તેમની પાસેથી વધારે નાણાં કઢાવે છે, અને તેથી લોકો પોતાની મરજી વિરુદ્ધ અસાધારણ રીતે જમીન માટેની માંગ અને તે પછી તે માટેની કિંમત ઉત્પન્ન કરે છે. જમીન ઉપર કર નાખવા ઇચ્છનારાઓ જમીનની વનસ્પતિ અથવા ખનિજ વિષયક ઉપયોગિતા કરતાં જેને મે જમીનની સ્થાન–વિષયક ઉપયોગિતા કહી છે તેનો વધારે વિચાર કરતાં દેખાય છે. આગળ જણાવવામાં આવ્યું છે તેમ, જમીનમાં જે ઉગે અથવા તેમાંથી જે ખોદી કાઢી શકાય તેટલા જ માટે તે ઉપયોગી છે એમ નથી, પણ રહેવાનાં મકાન બાંધવાનાં સ્થાન તરીકે પણ તે ઉપયોગી છે. માણસ જાતે કોઈ પણ ઠેકાણે રહેવું જોઇએ. સાધારણ સંજોગોમાં તેઓ પાણી ઉપર અથવા હવામાં રહી શકે નહિ. તેથી જ તેઓએ જમીન ઉપર રહેવું જોઇએ; અને મને ધાસ્તી રહે છે કે આ સ્થાન વિષયક ઉપયોગિતાને જમીન ઉપર કર નાખવા ઇચ્છનારાઓ ઇજારો કહે છે. પણ આમાં તેઓ ખોટા છે. પૃથ્વી ઉપરની સઘળી જમીન કંઇ એક જ જણની નહિ પણ અસંખ્ય માણસોની માલિકીની છે, અને ઈંગ્લંડ, સ્કૅાટલંડ તથા આયરલંડમાંની જમીનના પણ ઘણા માલિક છે. નિઃસંશય જમીનનો જથ્થો પરિમિત છે;

અને અમુક કામને માટે સગવડભર્યા સ્થળે આવેલી જમીન એથી પણ થોડી છે; પણ કોઇ વસ્તુની પરિમિત છત હોય તે દર્શાવવા માટે યોગ્ય શબ્દ 'ઇજારો' નથી. જે કંઈ વસ્તુની કિંમત હોય તેની છત પરિમિત હોય છે, પણ અમુક માલના જુદા જુદા ભાગની છત ઉપર નિર્બંધ રાખનારા જુદા જુદા માણસો હોય અને તેઓ એક બીજા સાથે હરીફાઈ ચલાવે ત્યારે એ માલના સંબંધમાં ઇજારો રહેતો નથી. જમીન ગણોતે આપવા તથા રાખવાની બાબતમાં સાધારણ રીતે એમ જ બને છે. પણ નિર્વિવાદ એટલું તો ખરૂં છે કે કોઇ ખાસ કામ માટે ઉપયોગમાં આવે એવી જમીનનો, દાખલા તરીકે મોટાં શહેરની પાડોસમાં સગવડભર્યા સ્થળે આવેલી જમીનનો જથ્થો થોડો હોવાને સબબે તેની કિંમત ઉપર જબરી અસર થાય છે. આથી સવાલ એ ઉભો થાય છે કે જમીનનો જથ્થો આ પ્રમાણે થોડો હોવાથી તેની કિંમત ઉત્પન્ન કરવામાં શું લોકો ખાસ ભાગ લે છે ?

જમીન એકલીનો જ જથ્થો થોડો છે એમ નથી. ખરેખર દુનીઆમાં જે કંઈ વસ્તુની નાણાંમાં કિંમત થાય છે તે સતત ઉપલબ્ધ થયા કરે એમ નથી; કારણ કે એવી વસ્તુના જથ્થાની કંઇ હદ ન હોય તો પછી તેની કંઇ કિંમત રહેતી નથી. પરંતુ આ જથ્થાનો પ્રકાર વસ્તુને લઇને જુદો જુદો થાય છે. કળાને લગતાં કામોનો જથ્થો ઘણો જ થોડો હોય છે, કારણ લલિતકળાકારની મહેનત વિના એ જથ્થો વધારી શકે એવી દુનીઆભરમાં બીજી કંઇ પણ વસ્તુ નથી. જે ચિત્રકાર મરણ પામ્યો હોય તેની કૃતિ બીલકુલ થોડી હોય છે. ભૂપ્રદેશનાં વધારે ચિત્રો રેમ્બ્રાન્ડ કાઢે એ હવે શકય નથી, કારણ તે મરણ પામ્યો છે. કોઇ ખાસ કામ માટે ઉપયોગી થાય એવી જમીન કુદરતથી જ અને સ્થાનને લગતા નિયમોને લઇને ઘણી થોડી હોય છે. પણ એમાં કેટલેક દરજ્જે વધારો થઈ શકે એમ છે. જે જમીન સૌથી સગવડભરી હોય તેમાં ઉમેરો કરવા કંઇક ઉતરતા પ્રકારની સગવડવાળી જમીન ઉપયોગમાં લઈ શકાય.

વૈજ્ઞાનિક શોધ પ્રમાણેનાં વ્યવહારનાં સાધનો મારફત હમેશાં આ પ્રમાણે થઇ શકે છે. જેઓ શહેરથી થોડી મિનીટને અંતરે રહેવા ઇચ્છા રાખતા હોય તેવા લોકોને માટે ઉપયોગી નીવડે એવી જમીનનો જથ્થો રેલ્વે, રસ્તા, મોટરકાર મારફત વધે છે. કારખાનામાં બનેલો માલ પણ તે બનાવવાની કિંમતની હદમાં રહીને પુરો પાડી શકાય; એ કિંમત તે માટે વાપરવામાં આવતા કાચા માલની કિંમત ઉપર તેમ જ તે ઉપરની મજુરી તથા રોકેલી મુડી ઉપર આધાર રાખે છે. અને આ કિંમત ઉપર મજુરીની છત, તથા જમીનનો જથ્થો થોડો હોવાને લીધે કાચો માલ ઉગાડવામાં નડતું બંધન આડકતરી રીતે અસર કરે છે. પરંતુ જમીનનો જથ્થો થોડો હોવાને લીધે નડતાં બંધનમાં કંઇ એવી વિશિષ્ટતા નથી કે જેને લઇને એવો દાવો કરવામાં લોકો વાજબી ગણાય કે તેમણે જ જમીનની કિંમત વધારી છે. જો આ બંધનને ઇજારાની પંક્તિએ મુકી શકાય તોપણ આવો દાવો આગળ કરવા કંઇ વાજબી કારણ મળશે નહિ. જથ્થા ઉપરનું બંધન કંઈ લોકોએ મુકયું નથી. કુદરત જેવી રીતે જમીનના જથ્થા ઉપર બંધન મુકે છે તેવી રીતે તે મજુરીના જથ્થા ઉપર પણ મુકે છે. યુનાઇટેડ કિંગડમમાં મનુષ્યની સંખ્યા મર્યાદિત છે તેમ ત્યાં જમીનનો જથ્થો પણ મર્યાદિત છે. અને એમાંના એથી પણ ઘણી મર્યાદિત સંખ્યાનાં માણસો કોઈ ખાસ પ્રકારનાં કામ માટે મજુર તરીકે કામ આવે છે, તેમ યુનાઇટેડ કિંગડમમાંની મર્યાદિત જમીનમાંનો એથી પણ ઘણો મર્યાદિત ભાગ જ માત્ર જેઓ અમુક સ્થળે રહેવાનું ઇચ્છતા હોય તેમને માટે કામ આવે છે. પણ જમીન ઉપર કર નાખવાની ઇચ્છા રાખનારાઓ ખચિત એવી તકરાર નહિ લેશે કે કોઈ વ્યક્તિની મજુરીની કિંમત લોકોએ ઠરાવી આપી છે અને તેથી સંપૂર્ણ રીતે અથવા કંઇક ભાગે તે મજુરીની કિંમત પોતાના ખપમાં લેવાનો તેમને ઇનસાફની રાહે હક્ક મળે છે. છતાં જો તેઓ એવી તકરાર લેવાને તૈયાર હોય કે

મર્યાદિત જથ્થા ઉપર માંગની અસર થતાં જમીનની કિંમત વધે છે, તે કારણે સમાજનો એ કિંમત ઉપર ખાસ હક્ક રહે છે, તો તેઓએ એમ પણ પ્રતિપાદન કરવું જોઇએ કે મજુરીની કિંમત ઉપર પણ એવી જ અસર થતાં તે કિંમત ઉપર સમાજને તેવો જ હક્ક મળે છે. વળી માંગ અને મર્યાદિત જથ્થાની અસર સર્વત્ર થતી હોવાથી તેઓએ એવી તકરાર ઉઠાવવી જોઇએ કે આપલે થઈ શકે એવી સઘળી કિંમત લોકોએ વધારેલી હોવાથી સંપૂર્ણ રીતે અથવા કંઇક ભાગે સમાજે જ તેને કામમાં લેવી જોઇએ. પણ સર્વત્ર લાગુ પડી શકે એવો દાવો જમીન ઉપર કર નાખવાની ઇચ્છા રાખનારાઓ ચોક્કસ રીતે આગળ આણતા નથી. તેઓ જમીનની કિંમત ઉપર ખાસ દાવો કરે છે અને એ ખાસ દાવો પાયા વિનાનો છે.

કદાચ સત્ય દૃષ્ટાંતનો વિચાર કરતાં આ બાબત વધારે ખુલાસો કરી શકાશે. એમ કહેવાય છે કે ગોલ્ડર્સ ગ્રીન આગળની જમીનની કિંમત થોડા સમય થયાં ઘણી વધી છે. એમ થવાનું કારણ એટલું જ છે કે જમીનની અંદરની નવી રેલ્વે શરૂ થવાથી જેઓને લંડનમાં કામ પ્રસંગે જવાનું હોય તેઓ માટે ગોલ્ડર્સ ગ્રીનનું સ્થળ રહેવા કાજે સગવડભર્યું થયું છે. હકીકત શી બની છે તે આપણે બારીકાઇથી તપાસીએ. એ ખુલ્લું છે કે ઘણી ભારે સંખ્યાના લોકો ગોલ્ડર્સ ગ્રીનમાં જમીન ભાડે રાખવા અથવા ખરીદવા આતુર હોવાથી ત્યાં જમીનની કિંમત એકદમ વધી ગઇ છે. ત્યાં થવી જોઇએ તેના કરતાં વધારે ભારે માંગ થઇ છે. ચોક્કસપણે આ માંગ જમીનની અંદરની રેલ્વેએ ઉત્પન્ન કરી નથી, પણ તે મારફત એ કાર્યસાધક થઈ છે. જમીનની અંદરની રેલ્વે હસ્તીમાં આવી તે અગાઉ બેશક ઘણા લોકો ગોલ્ડર્સ ગ્રીન જેવું સ્થળ રહેવાનાં મકાનો બાંધવા સારૂ મેળવવા આતુર હતા, પણ રેલ્વે હસ્તીમાં આવી ત્યાં સુધી ગોલ્ડર્સ ગ્રીનની જમીન માટે કાંઇ વિશેશ માંગ થઇ નહિ, કારણ ત્યાં જવા આવવાના માર્ગો જોઇએ તેવા સગવડભર્યા નહોતા. જમીનની અંદરની રેલ્વેને લઈ ગોલ્ડર્સ ગ્રીન

જેવી જગાએ રહેવા માંગતા લોકોને પોતાની ઇચ્છા ફળીભૂત કરવાનું બની શક્યું. એમ કહી શકાય કે જમીનની અંદરની રેલ્વેએ ગોલ્ડર્સ ગ્રીન પર જવા આવવાનું સુલભ કરી આપ્યું. પણ એ રેલ્વે મારફત ગોલ્ડર્સ ગ્રીન ઉપર જવા આવવાની ઇચ્છા રાખનારાઓને જે સગવડો જોઇતી હતી તે મળી એમ કહેવું વધારે ચોક્કસ અને યથાર્થ ગણાય. આ લોકોને આ પ્રમાણે સગવડો કરી આપવાનું પરિણામ એ આવ્યું કે ગોલ્ડર્સ ગ્રીનમાં રહેવાની ઇચ્છા રાખનારાઓને પોતાની ઇચ્છા ફળીભૂત કરવાનું બની શક્યું, અને તેથી ત્યાંની જમીન માટે ઘણી વધારે કાર્યસાધક માંગ તેઓએ ઉત્પન્ન કરી. આ કારણને લઈ જમીનની કિંમત વધતી ગઇ.

હવે જો ગોલ્ડર્સ ગ્રીનની જમીનની કિંમત સમાજે વધારી આપી છે એવો દાવો સમાજ તરફથી કરવામાં આવે તો, એ દાવો એમાંની એક રીતે મુકી શકાય. એમ કહી શકાય કે વધેલી કિંમત લોકો તરફની માંગના પરિણામ રૂપે હતી, અને જેઓની તરફથી માંગ થતી હતી તેમનું અને નહિ કે જમીનના માલિકનું આ કામ હોવાથી એ કિંમતના માલિક માંગ વધારનારાઓ અને નહિ કે જમીનના માલિક થવા જોઇએ. પણ એ હકીકતમાં રાજ્ય તરફથી નહિ પણ જેઓ હાલમાં ગોલ્ડર્સ ગ્રીનમાં રહે છે તેમની તરફથી એ માટેનો દાવો આગળ લાવવો જોઇએ. અને એજ પ્રમાણે આગળ વિચાર ચલાવીએ તો આપણે આગ્રહપૂર્વક જણાવી શકીએ કે દરેક વસ્તુની કિંમત તે વસ્તુનો માલિક ન હોય એવાની માલિકીની હોય છે. કારણ કિંમત બીલકુલ જ માંગ ઉપર આધાર રાખતી હોવાથી, અને ઘણુંખરૂં તે વસ્તુનો માલિક પોતાની વસ્તુની માંગણી કરે નહિ પણ બીજો સખસ કરતો હોવાથી, હમેશાં માલિક કરતાં બીજો કોઇ સખસ જ વસ્તુની કિંમત ઉત્પન્ન કરે છે અને તેથી એ તેની માલિકીની ગણાવવા દેવી જોઇએ નહિ. આ પરિણામક સિદ્ધાંતો ચોકખી રીતે મૂર્ખાઈ ભરેલાં છે. બીજું કંઈક વિશેષ સત્યતાથી એમ પ્રતિપાદન થઇ શકે

કે જમીનની અંદરની રેલ્વેએ કિંમત વધારી છે, અને તેથી તેના માલિક જેઓએ રેલ્વે બનાવી હોય તેઓ અને કંઇક અંશે જે રાજ્યે તે બાંધવામાં મદદ કરી હોય તે થવાં જોઇએ. એમ છતાં એ તો સ્પષ્ટ છે કે જમીનની અંદરની રેલ્વે બાંધવામાં રાજ્યે ઘણો ગૌણ ભાગ લીધો છે. રાજ્યે જે કંઇ કર્યું તે એજ છે કે જ્યાં થઇને રેલ્વે જવાની હતી ત્યાં મિલકતના લાગતાવળગતા માલિકોને પોતાની મિલકત વાજબી શરતોએ સોંપી દેવાની ફરજ પાડવાની પોતાની સત્તા મારફત તેણે રેલ્વેના અધિકારીઓને મદદ આપી હતી. ગોલ્ડર્સ ગ્રીનની જમીનની કિંમતમાં થએલા સઘળા વધારા માટે અથવા તેમાંના મોટા ભાગ માટે પણ દાવો કરવા આ ઘણી અપૂર્ણ સેવા લાગે છે. તેથી જો એમ તકરાર લઇ શકાય કે ગોલ્ડર્સ ગ્રીનની કિંમતનો વધારો કરનાર જમીનની અંદરની રેલ્વે છે, અને એ વધેલી કિંમત એ રેલ્વેની શરૂઆત કરનારની માલિકીની થવી જોઇએ તો રેલ્વેના જે શેરહોલ્ડરો ( ભાગીદારો ) તથા તેની ખીલવણી કરનારાઓની મુડી તથા સાહસિક વૃત્તિને લઇને અને જેના કારીગરોની મજુરીને લઇને રેલ્વે બંધાઈ હોય તે સઘળા શેરહોલ્ડરો તથા ખીલવણી કરનારાઓની માલિકીની મુખ્યત્વે કરીને ગણાવવી જોઇએ. પણ વિશેષમાં, આગળનાં સિદ્ધાંતની માફક આ બાબતમાં આપણને માલમ પડે છે કે જમીનની અંદરની રેલ્વે માટે તથા એ ઉપર મુસાફરી કરવાની ઇચ્છા રાખનારાઓ માટે અને પરોક્ષ રીતે ગોલ્ડર્સ ગ્રીનમાંની જમીનના માલિકો માટે રાજ્ય જે કંઇ કરે છે તેવું તેના તરફથી સઘળા પ્રકારનાં સાહસ તથા સઘળી જાતના વેપારીઓ તથા સઘળી પંક્તિના ધનાઢ્યો માટે થતું આવ્યું છે. રાજ્ય તરફનાં કર્તવ્યનો અભાવ હોય તો સૌથી સાદા હુન્નર ઉદ્યોગો સિવાય બીજાં કોઈ કામો ચલાવી શકાય નહિ. રસ્તાઓ તથા દીવા તથા પાણી પુરૂં પાડવાની વ્યવસ્થા વિના મોટાં શહેરોમાંનું જીવન અશક્ય થઇ પડે. રાજ્યનાં કર્તવ્ય તરીકે માલ લાવવા લઈ જવાનાં જે

સાધનો પુરાં પાડવામાં આવ્યાં છે તે ન હોય તો, જાહેર રાજમાર્ગો ઉપર આવજા કરતા લોકો તરફથી ચલાવવામાં આવતા સઘળા વેપાર ધંધામાં અડચણ આવે, અને મજુર જેટલે સુધી ચાલતો જાઆવ કરી શકે તેટલામાંજ જે રોજી મળે તે મેળવવાની તેને ફરજ પડતી હોવાથી તેને રોજી કવચિત મળે અને મુસારો પણ ઘણો ઓછો મળે. જો રાજ્ય માલ લાવવા લઇ જવાના કામમાં મદદ કરી પોતાની મોટી ફરજ બજાવે છે તો જીંદગીની તથા માલ મિલકતની સહીસલામતી માટે તજવીજ રાખી તે એથી પણ ભારે ફરજ બજાવે છે. કાયદા મારફત કરારો અમલમાં મુકાય છે; પોલિસની મહેનતને લઇને ગુન્હા ઉપર પ્રતિબંધ મુકાય છે અને અવ્યવસ્થા દાબી દેવાય છે. એટલે માણસો પોતપોતાને કામે જઈ શકે છે; ભારે સાહસિક કામો તથા જોખમો ખેડાય છે; લગભગ ધારી પણ ન શકાય એટલે સુધી રોકેલાં ધનમાંથી આવતો ફાયદો વચ્ચે જાય એવી આંટની પદ્ધતિ ખીલી આવે છે અને ટકે છે. આ સઘળું રાજ્ય તરફથી મળતાં રક્ષણ ઉપર આધાર રાખે છે. રાજ્યની પ્રવૃત્તિ વિના હસ્તીમાં આવી ન શકી હોય એવી સઘળી દોલત ખેંચી લેવામાં આવે તો આખી વસ્તી ભયંકર દરિદ્રતામાં સપડાઇ જશે; જ્યાં ત્યાં કંગાલિયત અને સંકટ ફેલાશે અને આપણા વિસ્તૃત સુધારાને સ્થાને જંગલીપણું આવી ઉભું રહેશે. આ કારણને લઇને ગોલ્ડર્સ ગ્રીન જવા માટે જમીનની અંદરની રેલ્વે બાંધવા ઉત્તેજન આપવામાં રાજ્યે કંઇ ખાસ કામ કર્યું નથી; એતો એની પ્રજાની પ્રવૃત્તિ તથા ઇચ્છા ઉશ્કેરવામાં સગવડ કરી આપવાની પોતાની સાધારણ ફરજ અદા કરે છે. એ પ્રત્યક્ષ રીતે કિમત ઉત્પન્ન કરતું નથી, પણ જેવી રીતે એ હજારો માર્ગે આર્થિક શકિતઓ અમલમાં મુકવાના રસ્તા ખુલ્લા કરી આપે છે અને તેમ કરી દોલત વધારવામાં મદદ કરે છે, તેમ એ કિમત ઉત્પન્ન કરે એવી માંગની શકિત ખીલવવા સરળતા કરી આપે છે. બીજા કશા કરતાં માત્ર રેલ્વે બાંધવાથી

ગોલ્ડર્સ ગ્રીનમાંની જમીનની કિંમત ઉપર રાજ્ય તરફના કોઈ ખાસ અને વિશિષ્ટ હક્ક ટકાવવા કંઇ કારણ મળતું નથી.

આથી ખુલ્લું જણાય છે કે ઉપયોગ કરનારા અથવા સુવ્યવસ્થિત સમાજ તરીકે લોકો તરફથી જે દાવો કરવામાં આવે છે કે જમીનની કિંમત તેઓએ ઉત્પન્ન કરેલી હોવાથી અને બીજી કોઇ બાબતમાં વાજબી રીતે જે ભાગ લેવાનો તેઓ તરફથી દાવો કરવામાં આવે તેનાથી જુદો જ ભાગ લેવાને તેઓ હક્કદાર હોવાથી જમીનની કિંમત અથવા તે કિંમતમાંનો કોઇ ખાસ વધારો પોતાને માટે લઇ લેવાને તેઓ હક્કદાર છે તે ચોખ્ખો ભ્રમ છે. આશ્ચર્યકારક બીના એ છે કે આ વિચાર ઘણા લોકોના મન ઉપર મજબૂત રીતે ઠસી બેઠો છે. પણ કેટલીકવાર લોકો જે ધરાવતા હોય તે માટે તેઓ લાયક હોય છે, કારણ કે તેઓએ તે કમાણી કરી મેળવ્યું હોય છે; અને કેટલીકવાર તે માટે તેઓ લાયક હોતા નથી, કારણ તેઓની લાયકાત સાથે કંઇ સંબંધ હોયા વિના તેઓએ તે મેળવ્યું હોય છે, એવા ભૂલભરેલા વિચારોની આપણે થોડાં પાનાં પછાડી ચર્ચા કરી ગયા છીએ તેનાથી તેઓ કદાચ આડે માર્ગે દોરવાયા હોય. સ્વાભાવિક રીતે આ અભિપ્રાયાનુસાર, મોટાં શહેરોની પાડોસમાંની જમીનની વધેલી કિંમતમાંથી મળતો નફો એ લાયકાત વિના મળેલી દોલતનો આશ્ચર્યચકિત દાખલો છે. પણ જો એક વખત એટલું યોગ્ય રીતે માનવામાં આવે કે જે શકિતઓ વડે દોલત ઉત્પન્ન થાય છે તે કોઈ પણ વખતે નૈતિક હોતી નથી, તેવી રીતે અને આપણી માલિકીની કોઇ વસ્તુ, પછી તે જમીન હોય અથવા નાણું હોય અથવા બીજું કંઇ હોય, તે બીજાને આપવાથી મળતો નફો બિન–ઉપાર્જિત છે, અને જે નફો મહેનત ઉપર આધાર રાખે છે તે લાયકાતના પ્રમાણમાં હોતો નથી, તો 'બિન–ઉપાર્જિત વધારો' (unearned increment) એ સંજ્ઞા મારફત દર્શાવવામાં આવતો સઘળો ભાવ જડમૂળથી તુટી પડી નિર્મૂળ થાય છે. સઘળી મિલકત એકજ નૈતિક ધોરણ ઉપર મુકવામાં

આવેલી જણાય છે, એટલે કે, તે સઘળી અન્યાય કર્યા વિના એટલે, કપટ અથવા જોર જુલમ વિના મેળવવામાં આવી હોય, પરંતુ લાયકાતને લઇને મેળવવામાં ન આવેલી હોય તો માલિકનો તે ઉપરનો હક્ક તેના સદ્દગુણો ઉપર અવલંબી રહે છે. જમીન ઉપરના ખાસ કરનું તેમજ એને મળતા આવતા બીજા કોઇ ખાસ કરનું સમર્થન કરી શકાયું નથીઃ કારણ જ્યાં સમાજ અને મિલકત વચ્ચેના સંબંધમાં કંઇ પણ તફાવત હોતો નથી ત્યાં એવા કરોને લઇને એવા તફાવત હસ્તી ભોગવતા હોય એમ માની લેવામાં આવે છે.

એવો વાંધો લઈ શકાય કે આ સઘળી તકરાર વસ્તુસ્થિતિ ખોટા પાયા ઉપર રચાએલી હોવાથી તેને સુધારવા માટે રાજ્યે કાંઇપણ પ્રયત્ન નહિ કરવા એના જેવી છે. અગર જો એમ કહી શકાય કે, આપણે મેળવેલી વસ્તુઓની જે કિંમત અદલબદલ કરવા માટે કે નાણામાં ઠરી હોય તે, સર્વ રીતે માંગ અને છત ઉપર જ આધાર રાખે છે અને તે માટે નૈતિક આધાર કંઈ હોતો નથી, છતાં અદલબદલ કરવા માટેની કિંમત તથા જે હરીફાઇવાળી પદ્ધતિએ તેને ઉત્પન્ન કરી હોય એ બન્ને સાથે છોડી દેવા માટે અને કિંમતની ભાવના નૈતિક હોવાને કારણે વધારે સારી ગણાય તે સ્વીકારવા માટે આ એક વધુ કારણ છે. ખરેખરો પ્રકાર ગમે તે બને છતાં જોરજુલમથી, અવગુણથી, બેવકુફાઇથી મેળવેલા ફાયદાને જેઓ કોઇને નુકસાન ન થાય એવી રીતે પણ કંઇ મહેનત વગર પોતાની માલિકીની વસ્તુઓ બીજાઓને ભાડે આપે છે તેઓએ મેળવેલા ફાયદા કરતાં ભિન્ન ગણવો જોઇએ. તેમ વળી આવા નિર્દોષ પણ આળસુ માણસોના ફાયદાને સ્વાર્થ-ત્યાગ તથા મહેનત કરી ઉદ્યોગ હુન્નરમાં પડેલાઓના ફાયદા સાથે એક પંક્તિ ઉપર મુકવો જોઇએ નહિ. એ ખરૂં હોય કે હરીફાઇની પદ્ધતિ અસ્તિત્વમાં હોય ત્યાં સુધી માંગ અને છત પોતપોતાનું કામ કર્યા જશે, અને દોલત લાયકાત ઉપર આધાર રાખશે નહિ, છતાં એ કારણે કાયદા ઘડનારે અને કર ઉઘરાવનારે બદલો આપવાનું

કંઇ ઉંચું ધોરણ લક્ષમાં રાખવું જોઇએ નહિ એમ બને નહિ. ખાસ કરીને કરો નાખવામાં રાજ્યે સમાજના જુદા જુદા વર્ગોની ખરી લાયકાત ધ્યાનમાં રાખવી જોઇએ, અને જે બોજો ગમે ત્યાં પણ નાખવાનો હોય તે સમાજની ઓછામાં ઓછી મમતા માટે જેઓ લાયક હોય તેઓ ઉપર નાખવો જોઇએ.

આ રાજ્યનાં કર્તવ્યની ઘણી મનોરંજક ભાવના હોય એમ જણાય, પણ ખરૂં જોતાં આથી રાજ્યને પોતાની શક્તિની બહાર હોય એવું કામ કરવા તરફ દોરવા જેવું થાય છે. આ કામ માટે જરૂરનું હોય તેવું જ્ઞાન રાજ્યને નથી તેમ તે મેળવી શકે એમ નથી, કારણ દેશમાંની સઘળી મિલકતોનું મૂળ તપાસવાનું તથા જે રીતે તે મેળવવામાં આવી હોય તે રીત કેટલે દરજ્જે મદદ માટે લાયક છે કે નહિ તે નક્કી કરવાનું બીલકુલ અશકય છે. માટે રાજ્યે મિલકતની જાતોનું વિદ્યમાન વર્ગીકરણ સ્વીકારવું જોઇએ. જુદી જુદી જાતની મિલકત વચ્ચે જોઇએ તેવો તફાવત કાઢવાના કામ માટે જે જાતોનો ઉપયોગ કરવો પડે તે જાતો લાયકાતની દૃષ્ટિએ પાડવામાં આવી નથી અને કોઇ રીતે તેને મળતી આવતી નથી. 'ઉપાર્જિત' અને બિન 'ઉપાર્જિત' મિલકતની ચર્ચાના સંબંધમાં આ બાબત આગળ સ્પષ્ટ કરવામાં આવી છે. બીજા દાખલાઓમાં પણ એ ખરૂં છે. દાખલા તરીકે, નાણાં ધીરવાં એ દોલત મેળવવા માટેનાં સાધનોના જે વિભાગો પાડી શકાય તેમાંનો એક વિભાગ છે. પણ નાણાં ધીરનારાઓ લાયકાતમાં એક બીજાથી બેસુમારપણે જુદા પડે છે. કોઈ શ્રૉફ સર્વ રીતે નિર્દોષ તથા ઘણો ઉપયોગી ધંધો ચલાવીને નાણાંની ધીરધાર કરી ધન મેળવે છે, તેવીજ રીતે બીજો વ્યાજખાઉ જબરદસ્ત શરતે નાણું ઉછીનું લેવા મૂર્ખા લોકોને લલચાવે છે અને બોલી પાળવાની તેમની અશક્તિ છતાં દયાહીન થઇ તેમના ઉપર લાભ મેળવે છે તે પણ નફો કમાય છે. વળી એકાદો કારખાનાવાળો પોતાના મજુરોને સારો રોજ આપતાં તથા તેમની સાથેના કરારની દરેક વિગત પ્રમાણે માત્ર

ધનસાફની રીતે નહિ પણ દયાની દૃષ્ટિએ વર્તતા છતાં પોતાનો નફો કરે જાય છે. કાયદાનુસાર પાડેલા વર્ગીકરણમાંથી જુદો પડી નહિ જાય એવો બીજો કારખાનાવાળો પોતાના મજુરો પાસેથી સખતમાં સખત શરત કરાવે છે, અને તેમની સામા કાયદા પ્રમાણે જે હક્કો એને ઉપલબ્ધ થતા હોય તે મુજબ સંપૂર્ણ રીતે કામ લેવામાં ઘાતકી ગણાય એટલી સુધી તે જાય છે. એજ પ્રમાણે જમીનના માલિકો, જે કરારો અન્વયે તેઓ પોતાની જમીન બીજાઓને ગણોતે આપે છે તે કરારો કરવામાં તથા તે પ્રમાણે અમલ કરાવવામાં લગભગ અસંખ્ય રીતે એક બીજાથી જુદા પડે છે. એટલા માટે લાયકાત પ્રમાણે કર નાખવો અશક્ય થાય, અને જો લોકો એક વેળા પોતાના મનમાં ઠસી બેઠેલી ભાવના કાઢી નાખે કે જે આર્થિક શક્તિઓ અદલબદલ કરવાની કિંમત ઉત્પન્ન કરે છે તે શક્તિઓમાં નૈતિક ભેદો જણાય છે અને તે કારણે જુદા જુદા કરો નાખી શકાય છે તો એવો કર નાખવાનું અશક્ય છે એમ સર્વ કોઈ સ્વીકારશે. જેવી રીતે આગળ બતાવી ગયા છીએ તેમ 'ઉપાર્જિત' અને 'બિન-ઉપાર્જિત' દોલતના વર્ગોનાં ધોરણ લાયકાત પ્રમાણે કર નાખવા માટે સપ્રમાણ જણાતાં નથી તેવી જ રીતે જમીનના માલીકો અથવા મજુર રાખનારા અથવા નાણાં ધીરનારાના વર્ગોનું ધોરણ એ કામ માટે સપ્રમાણ જણાશે નહિ. અસ્તાવ્યસ્ત વિચાર કરનારાઓની જ નજરે લાયકાત પ્રમાણે કર નાખવાનું શક્ય દેખાય.

રાજ્યે સદાચારને ટેકો આપવો અને દુરાચારને કંઈ પણ પ્રકારની મદદ નહિ આપવી એ કહેવું ઘણું મનોરંજક લાગે છે છતાં ખરેખર વાજબી રીતે એવી ફરજ તેના ઉપર નાખી શકાય એમ નથી. દુર્ગુણ અને ગુન્હા વચ્ચેના ફરક મારફત આપણને સ્મરણ કરાવવામાં આવે છે કે અનુભવને લઇ રાજ્યનીતિની બાબતમાં ટીકાકારનું કામ ન કરવા તે શીખ્યું છે. છતાં નીતિને લગતી સામાન્ય તપાસ ચલાવવાની તથા લાયકોને પારિતોષિક આપવાની અને નાલાયકોને શિક્ષા કરવાની

રાજ્યની ફરજ હોય તો કર નાખી એમ કરવા કરતાં, સદ્‌ગુણ અથવા દુર્ગુણના પ્રમાણમાં ફાયદો વહેંચી આપી તથા દંડની સજા કરી તેમ કરવું વધારે સારૂં થઇ પડત. આવાં કામ માટે કરનો ઉપયોગ કરવો એ વહીવટમાં અરાજકતાનું ભયંકર તત્વ દાખલ કરવા બરાબર છે. એક માણસ કે વર્ગ પાસેથી કર મારફત જેટલી મોટી રકમ લઇ શકાય તેટલી ઓછી રકમ બીજા માણસો કે વર્ગો પાસેથી લેવાની જરૂર રહે છે. એ કારણે લાયકાત પ્રમાણે કરનું ધોરણ રાખતાં જેઓની સ્થિતિ જુદી હોય તેમના ઉપર રાષ્ટ્રનો બોજો વધારે નાખવા માટે દરેક જણ નૈતિક દૃષ્ટિએ જણાતી કંઈ ભૂલ અથવા ખોડ માટે તેમની તપાસ ચલાવવા અને તેમને ગુન્હેગાર ઠરાવવા લલચાશે. ગુન્હો ગણાય એવાં કામ માટેની શિક્ષાને રાજ્યની તીજોરી માટે આવક કરી આપનારૂં સાધન બનાવવામાં કેવું જોખમ રહેલું છે તે બાબત બોધ લેવા લાયક હકીકત લૉર્ડ મેકૉલેએ પોતાના ઇતિહાસ ઉપરના લેખમાં આપી છે. રાજા ત્રીજા વિલિયમના અમલમાં સરકારી નોકરીમાંનો ડનકોમ્બ નામનો ઘણો ધનાઢ્ય માણસ સરકારી નાણું ઉચાપત કરવા માટે ગુન્હેગાર ઠર્યો હતો. નાણાં પ્રકરણને લગતી બાબતોની તપાસ દરમિયાન આમ સભાનું લક્ષ એના અનિયમિતપણા તરફ દોરાયું. ડનકોમ્બ પણ આમ સભાનો સભ્ય હતો, એટલે એ બાબત તેના કાન ઉપર આવતાં જ એનું મગજ ફરી ગયું અને ફસામણમાં આવતાં એણે એવી અવિચારી કબુલાતો કરી દીધી, કે પરિણામે ઠગાઈ માટે તથા ખોટી સહી કરવા બાબત સોગન ઉપર ખોટી સાક્ષી પુરવા માટે એ ગુન્હેગાર ગણાયો. તે સમયના કાયદા પ્રમાણે એનાં કૃત્ય માટે તે ખરેખર ગુન્હેગાર ઠરે કે કેમ એ શકભર્યું હતું, અને તેથી તેના ઉપર ફરિયાદ નહિ માંડવાનો ઠરાવ થયો; પણ આટલી અઢળક દોલતવાળો માણસ બેશરમ રીતે અપ્રમાણિક નીકળે એ જોતાં આમ સભાનો ગુસ્સો પુષ્કળ ઉશ્કેરાયો. એની પાસેથી એની મિલકતનો ત્રીજો ભાગ છીનવી લઇ રાજ્યની તીજોરીને તબદીલ કરી આપવાના

હેતુથી દંડ અને શિક્ષા કરવાને લગતો ખાસ મુસદ્દો (Bill of Pains and Penalties) પાર્લામેન્ટમાં દાખલ કરવામાં આવ્યો. પશ્ચાદ્દર્શી કાયદા મારફત કોઇને શિક્ષા ન કરવાનો જે સિદ્ધાંત સામાન્ય રીતે ન્યાય છણવા માટે આવશ્યક ગણાતો તે સિદ્ધાંતનું આથી ઉલ્લંઘન થયું હતું. જ્યારે ડનકોમ્બે ગુન્હો કર્યો ત્યારે એને ખબર નહોતી કે એવા ગુન્હા માટે એ કેવી શિક્ષાને પાત્ર થાય, છતાં એને શિક્ષા કરવામાં આવવાની હતી. કાયદા પ્રમાણે જે કૃત્ય માટે એ ગુન્હેગાર ઠરી શકે નહિ તે કૃત્ય કરવા માટે રાજ્ય તરફથી એને શિક્ષા થવાની હતી. મેકૉલે જણાવે છે તેમ ડનકોમ્બ પાસેથી લેવામાં આવનારી મિલકતનો જે ઉપયોગ થવાનો હતો તે કારણે પણ આ મુસદ્દો ખાસ રીતે ભયંકર નીવડે એમ હતું. રકમ એટલી ભારે હતી કે પ્રજા તે વર્ષના કરના બોજામાંથી ઘણે મોટે ભાગે મુક્ત રહેતે.

" એની મિલકત ચાર લાખ પૌંડ કરતાં ઘણી વધારે હોવાનું માનવામાં આવતું હતું. એ મિલકતનો બે તૃત્યાંશ ભાગ ઇંગ્લંડમાં જમીનનો કર જે ધોરણે આકારવામાં આવે છે તે ધોરણે રાજ્યને લાગા પેટે મળતા દરેક પૌંડે આંસરે સાત પેન્સ બરાબર થવા જાય છે. એટલે જો એ મિલકતનો બે તૃત્યાંશ ભાગ રાજ્યની તીજોરીમાં લાવવામાં આવે તો જમીન ઉપરનો જે કરનો બોજો ઇંગ્લંડમાં મુખ્ય સત્તા ભોગવનાર વર્ગને સૌથી દુઃખદાયક લાગે છે તે કર સને ૧૬૯૯માં ત્રણ શિલિંગ ઉપરથી બે શિલિંગ અને પાંચ પેન્સ સુધી ઘટાડી શકાતે. આમની સભામાંના વાર્ષિક હજાર પૌંડની આવકવાળા દરેક સ્કવાયરને પોતાના ખરચ માટે ત્રીસ પૌંડ વધારે મળતે; અને એથી બાર માસ નાણાંની તંગી ભોગવવા કરતાં તેને ખરચમાં રાહત મળતે. જો મુસદ્દો પસાર થયો હોત અને રાજ્યના સામાન્ય લોકો તથા ખેડુત સમસ્તને માલમ પડ્યું હોત કે કોઇ અનહદ વ્યાજખાઉ અથવા લફંગાની ગેરવર્તણુક માટે, નૈતિક દૃષ્ટિએ યોગ્ય ગણાય એટલી રકમનો દંડ કોઇ પશ્ચાદ્દર્શી કાયદા અન્વયે

તેના ઉપર નાખી પોતે એવા કરમાંથી આવકારદાયક રીતે છુટકારો મેળવી શકે એમ છે તો આવા સાદા અને સર્વ રીતે અનુકૂળ સાધનનો તેઓએ તરત જ ઉપયોગ કર્યો ન હોત એમ માનવું અશક્ય છે. દરેક જમાનામાં એવા ધનાઢ્ય માણસો મળવા સહેલ છે કે જેઓએ કરેલાં અનિષ્ટ કામો માટે કાયદો કંઇપણ સજા અથવા પુરતી સજા ઠરાવતો નથી. એવાં માણસોની મિલકતને જાહેર સેવાના કામ માટે તરત જ ઉપયોગમાં લઇ શકાય એવા ભંડોળ તરીકે ગણી શકાત. જેટલી વાર રાજાને અસાધારણ ભારે રકમ આપવાની જરૂર જણાય તેટલી વાર સાધન સામગ્રી સમિતિ ( Comittee of Ways and Means ) લોકપ્રિય નહિ હોય એવા કોઇ ભંડોળવાળાને લૂટવાની શોધમાં ફરતે. એવી રીતે એક વખત ભૂખ છીપતાં ભૂખ વધતી જતે. ગમે તે માણસ ઉપર તોહમત મુકવાનાં કામને વધાવી લેવામાં આવતે. ગપાટા અને વહેમ પડતી વાતોનો પુરાવા તરીકે સ્વીકાર થતે. જેવી રીતે કોઇ યાહુદીની દોલત ઇંગ્લંડના પ્લેન્ટાજીનેટ વંશના રાજાઓના અમલ દરમિયાન સહીસલામત નહોતી, અને કોઈ ખ્રિસ્તીની દોલત યુરોપી તુર્કીના પાશાના અમલ દરમિયાન સહીસલામત રહે નહિ, તેવી જ રીતે ઇંગ્લંડના શેર બજાર ( Royal Exchange ) ના તવંગર સોનાવાળાઓની દોલત સહીસલામત રહેત નહિ. આમ થતાં પૈસાવાળાઓ પોતાની મુડી એવા રૂપમાં રોકવા પ્રયત્ન કરતે કે તેમાં તે ગુપ્ત રીતે પડી રહે અને ત્યાંથી સપાટાબંધ ખસેડી શકાય. લાંબો સમય પસાર થાય તે પહેલાં એમ માલમ પડતે કે નાણાં ઉભાં કરવાનાં સઘળાં સાધનોમાં લુટફાટથી સૌથી ઓછો અવેજ મળે છે, અને જો લોકોએ ડનકોમ્બ પાસેથી એના લાખ પૌંડ પચાસ ટકાને વ્યાજે લીધા હોત તો તે પેટે એમને જે આપવું પડત તેના કરતાં ઘણી ભારે રકમ તેઓએ આપી છે." ( પ્રકરણ ૩૨ મું ).

કર આપનારની લાયકાતના પ્રમાણમાં કર નાખવાનું ધોરણ

ડનકોમ્બ સામે ચલાવવામાં આવેલાં કામ સાથે કેટલેક ભાગે મળતું આવે છે. પરિણામે એ ધોરણ દંડ અને શિક્ષાની પદ્ધતિનું રૂપ પકડે છે. જે કૃત્યો અથવા વ્યવહાર અનીતિભર્યો અથવા નિંદ્ય હોવા છતાં કદી પણ ગુન્હા તરીકે ગણવામાં આવ્યાં ન હોય તેવાં કૃત્યો અથવા વ્યવહાર માટે વ્યક્તિઓ ઉપર આવા દંડો નાખવામાં આવે, અને પાછળથી શિક્ષા કરવામાં રહેલા અન્યાયથી આ કરો કલંકિત થાય. એવાં ધોરણમાંથી મેકૉલોએ સચોટ રીતે વર્ણવેલી વિશેષ બદી એવી ઉપસ્થિત થાય કે દંડ તરીકે જે કરો ઉઘરાવતાં ઘણા મોટા ભાગના કર આપનારાઓને પોતાને રાહત મળે તે કરોનું સમર્થન કરવા માટે ગેરવર્તણુકના દાખલાઓ શોધી કાઢવામાં તેમનું હિત સમાએલું રહે. પોતાનામાં સદ્‌ગુણનો અભાવ હોવાને કારણે નાલાયક ગણાતા ધનાઢ્ય લોકોના માથાં ઉપર રાષ્ટ્રના બોજામાંનો જેટલો બને તેટલો મોટો ભાગ નાખવા તજવીજ થાય એવી નાણાં પ્રકરણની નીતિનો સ્વીકાર કરવાથી અને ૧૬૯૮ માં આમની સભામાં મેકૉલેએ ઘણી સખત રીતે વખોડી કાઢેલી ભૂલ ઘણા થોડા કારણોને લઇને મોટા પ્રમાણમાં હમેશ માટે કાયમ થતે. છતાં આવી નીતિ અશક્ય કહી શકાય એમ નથી. અત્યાર પહેલાં આપણે રાજનીતિજ્ઞ પુરૂષોને ભૂલ માટે શિક્ષા કરવા કરો નાંખતા જોતા નહિ હોઇએ, પણ ગમે તેમ કરોનું એવા કારણે સમર્થન કરતા જોઇએ છીએ કે તે કરો મારફત લોકોમાં અળખામણી થાય એવી ગેરવર્તણુક ચલાવવા માટે ગુન્હેગાર ઠરેલા માણસોને આડકત્રી રીતે શિક્ષા થાય છે. પરવાનાથી ચાલતા ખોરાકીના ધંધા ઉપર ટુંક સમય ઉપર જે કરો નાખવામાં આવ્યા છે તે એ ધંધો ચલાવનારાઓ લોકોના દુર્ગુણમાંથી નફો કરતા હોવાને કારણે એમની સામા ઉશ્કેરાએલી સખત લાગણીને જોરે કંઇક અંશે સૂચવવામાં આવ્યા તેની ના પાડી શકાશે નહિ. અને લાઇમહાઉસમાં મી. લૉઇડ જ્યૉર્જે કરેલાં પ્રખ્યાત ભાષણમાં કોઈ જમીનના માલિક ઉપર ધમકીથી નાણાં કઢાવવાનું તોહમત મુકી પોતે જમીન ઉપર મુકવા ધારેલા

કરોનો બચાવ કર્યો હતો. અહીં ડનકોમ્બને દંડ કરવાનો પ્રયત્ન કરનાર આમની સભાનાં લક્ષ્ય બિંદુની ઘણા નજદીક આપણે આવી પહોંચતા હોઇએ એમ લાગે છે. ભવિષ્યમાં થનારા નફાનો પાંચમો ભાગ કર તરીકે ઉઘરાવવો એમ ઠરાવનારા સામાન્ય કાયદા તથા કોઈ શખ્સની સઘળી મિલકતમાંથી તેનો બેતૃત્યાંશ ભાગ દંડ તરીકે લેવાનો ઠરાવ કરનાર મુસદ્દા વચ્ચે ઘણો ભારે તફાવત છે એ નિઃસંશય છે. પરંતુ કાયદા પ્રમાણે કોઇ પણ તોહમત માટે ગુન્હેગાર નહિ ઠર્યા હોય એવા માણસોને સજા કરવાની અને એ સજામાંથી મળતો બદલો સમાજના લાભ માટે ઉપયોગમાં લેવાની મુખ્ય ખોડ આ બન્ને દાખલાઓમાં સામાન્ય છે. કોઇ વર્ગ ઉપર ખાસ કરીને કર નાખવો એ તેને સજા કરવા બરાબર છે; ગુન્હા માટે હોય તે સિવાય કોઈને સજા કરવી અન્યાય છે; અને લાભ મેળવવા સારૂ અન્યાય કરવો અપ્રમાણિક છે. આ બાબત ભાગ્યે જ શક રહેશે કે જો પાર્લામેન્ટ આગળ વધી કર આપનારાઓની કરનો બોજો સહન કરવાની શક્તિનો નહિ પણ સજા કરવા લાયકના તેમના અવગુણનો વિચાર કરવા માંડે તો છેવટે નાણું ઉભાં કરવાનાં સઘળાં સાધનોમાં સૌથી ઓછી આવક કરી આપનાર સાધન લૂટ છે એવાં મેકૉલેનાં વચનની સત્યતા તેને જણાયા વિના રહેશે નહિ.

આથી ખાનગી મિલકત ધારણ કરવાના હક્કના તથા ખાસ કરીને કર ઉઘરાવવાના અધિકારની બાબતમાં રાજ્યના મિલ્કત સાથેના સંબંધના આધારભૂત ગણાતા સિદ્ધાંતની તપાસ ઉપરથી આપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે મિલકતની આર્થિક કિંમત ઉપાર્જિત હોય અથવા બિન-ઉપાર્જિત હોય એ સિદ્ધાંત ઉપર અથવા વધતા ઓછા પ્રમાણમાં લાયકાતને લઈ તે મેળવવામાં આવી છે એવા સામાન્ય સિદ્ધાંત ઉપર, રાજ્યને માટે ન્યાયની રીતે એક પ્રકારની મિલકતને અન્ય પ્રકારની મિલકતથી પારખવાનું અશક્ય છે. સઘળી

મિલકતને રાજ્યને હાથે એકસરખો ન્યાય મેળવવાનો હક્ક છે, અને કરની બાબતમાં તેમજ રાજ્યના બીજા વ્યવહારની બાબતમાં મિલકતના કોઇ બે ધારણ કરનારા વચ્ચે વાજબી રીતે કંઇ તફાવત કાઢી શકાય નહિ. પણ આથી જે સિદ્ધાંત અન્વયે રાજ્ય મિલકત ધારણ કરવાના કોઈ હક્કની આડે આવી શકે, તેમજ જે સિદ્ધાંતો અન્વયે કરનો બોજો તેણે વહેંચવો જોઇએ તે સિદ્ધાંતોનો વિચાર કરવામાં કંઇ હરકત આવે એમ નથી. મિલકતના સંબંધમાં દખલ કરવાના કામમાં રાજ્યને શું માર્ગદર્શક થાય તેની રૂપરેખા આપવા કરતાં વિશેષ આ પુસ્તકમાં આપવાનું મુશ્કેલ છે. સૌથી અગત્યનો સિદ્ધાંત એ છે કે જેવી રીતે રાજ્ય વ્યક્તિઓ તરફ વર્તે તેવી રીતે તેણે વર્ગો તરફ વર્તવું જોઇએ, અને કોઇ સમાજ તરફથી કોઇ વર્ગ પાસે કંઇ સરત કરાવવાની ન હોય પણ એક વ્યક્તિ તરફથી બીજી વ્યક્તિ પાસે કંઇ સરત કરાવવાની હોય તો પ્રમાણિક માણસના અંતઃકરણની સ્ફુરણા મુજબ જે સરતનું સમર્થન કરવાનું અશક્ય જણાય તેવી કોઇ સરત તેણે કરાવવી નહિ. અસાધારણ બાબત હોવાથી તે સર્વની જાણમાં આવે એ ઇષ્ટ છે કે ઉદારમતવાદી રાજદ્વારી તથા જાહેર પુરૂષો સ્પષ્ટ અને પ્રશંસનીય રીતે એ તકરાર સ્વીકારે છે કે પરરાજ્યોના સંબંધની રાષ્ટ્રની પ્રવૃત્તિનો વિચાર ખ્રિસ્તી ધર્મની નીતિનાં સિદ્ધાંત અનુસાર થઇ શકે એમ નથી, પણ 'રાજકારણ' ની દૃષ્ટિએ તે સમજાવી શકાય. છતાં તેઓ એટલું જોઈ શકતા દેખાતા નથી કે નાગરીકોના ખાનગી હક્કોનું ઉલ્લંઘન કરે એવી કર નાખવાની અથવા કાયદા ઘડવાની રાષ્ટ્રની પ્રવૃત્તિના સંબંધમાં પણ લગભગ એવાં જ કારણોની મદદ લઇ શકાય. જે માણસ પોતાનાં અંતઃકરણની સ્ફુરણા પ્રમાણે પોલેંડના ભાગલા પાડવામાં અથવા સિલેશીઆ ખાલસા કરવામાં આગળ કરવામાં આવેલાં 'રાજકારણ'ને ધિક્કારી કાઢે છે તેણે રાજ્યની મહેસુલની જરૂરીઆતનાં બહાનાં અથવા સામાજિક સુધારણાની આવશ્યક્તાને કારણે એક અથવા બીજે રૂપે અમુક

વર્ગના નાગરીકોની મિલકત અન્ય વર્ગના નાગરિકોને તબદીલ કરી આપવાની સૂચના સ્વીકારવા પહેલાં બે વખત વિચાર કરવો જોઇએ. જો એક દાખલામાં 'રાજકારણ' ને લગતી યોગ્ય કે અયોગ્ય તકરાર આગળ આણી શકાય તો તેવી જ તકરાર બીજા દાખલામાં પણ લઇ શકાય.

છતાં આના જવાબમાં એમ પ્રતિપાદન થઇ શકે કે, ગમે તેમ રાજ્યના ખર્ચની જોગવાઇ કરવી જોઇએ, અને કેટલાક લોકો ઉપર કર નાખવો જોઇએ, અને સૌથી યોગ્ય રીતે જેઓ બિનહરકતે ખમી શકે તેના ઉપર કર નાખવામાં હરકત નથી. આ સિદ્ધાંત આવી રીતે દર્શાવતાં સઘળું સત્ય અને યથાર્થ જણાય છે. પણ બે વિષયમાં સાવચેતી લેવાની છે એ ધ્યાન રાખવું જોઈએ. પ્રથમ એમ સાબિત થવું જોઇએ કે જે ખરચને લઇને અમુક કર નાખવાની જરૂર જણાય તે ખરચ વાજબી રીતે કર્યો છે એમ ઠરાવવા જોઇએ તેવાં સબળ કારણો છે. ખરચની જોગવાઇ કરવા માટે જે કરો નાખવા પડે તે કરોને બાજુએ રાખી ખરચનો કદી પણ વિચાર કરવો જોઇએ નહિ. પરદેશીઓના હુમલા સામે દેશનો બચાવ કરવા માટેના ખરચનો, અથવા ન્યાય, પોલિસ, સાર્વજનિક આરોગ્ય અને બીજાં સામાન્ય ઉપયોગનાં ખાતાંના મોકુફ ન રાખી શકાય એવા વહીવટ માટેના ખર્ચનો,– નિશ્ચિત અર્થમાં રાષ્ટ્રનાં અસ્તિત્વ માટે આવશ્યક ગણાય એવા ખરચનો– બોજો જ્યાં જ્યાં કમીમાં કમી ભોગે ઉપાડી શકાય એમ હોય ત્યાં ત્યાં નાખવામાં હરકત નથી. પરંતુ આખી સમાજના લાભ માટે નહિ પણ ખાસ વર્ગનાં માણસોની ગમે તેવી ખરી જરૂરીઆતો પુરી પાડવા માટે જે ખરચ કરવામાં આવે છે, એટલે જે માટે જોઇતું નાણું રાજ્યની તીજોરીમાંથી ખરૂં જોતાં આપી દેવામાં આવે છે તે ખરચ આખી સમાજ પાસેથી ઉઘરાવવામાં આવતા કર મારફત અદા કરવો જોઈએ. જો આ નિયમ પાળવામાં ન આવે તો એ ખુલ્લું છે કે સામાજિક સુધારણા માટે જુદાં કાઢી

આપેલાં નાણાંનો અને તવંગર વર્ગ પાસેથી ઉઘરાવવામાં આવેલા કરનો જે વ્યય કરવામાં આવે છે તે ખરૂં જોતાં એક વર્ગના લોકો પાસેથી મિલકત લઇને બીજા વર્ગના લોકોને તબદીલ કરી આપવામાં આવે તેના જેવો છે. છડે ચોક કરવાથી જે કૃત્યનો બચાવ થઇ શકે નહિ તે ઘણાં નજીવાં બહાના હેઠળ કરવું પડે એના જેવું આ કૃત્ય છે. કોઇ પણ એવા મુસદ્દાનું સમર્થન નહિ કરશે કે જેની રૂએ દશ લાખ પૌંડ જેટલી મિલકત ધરાવનારા દરેક જણ પાસેથી તેની અડધી મિલકત છીનવી લેવાનું અને એવી રીતે એકઠો કરેલો ભંડોળ જે ધંધામાં દર અઠવાડિયે ત્રીસ શિલિંગથી ઓછો મુસારો મળતો હોય તે ધંધામાં પડેલાં માણસોને પેન્શનના રૂપમાં વહેંચી આપવાનું ઠરાવવામાં આવે. વાજબી રીતે આ કૃત્ય થોડાક ધનાઢ્ય માણસોની મિલકત જપ્ત કરવાનાં અને ઘણા ગરીબ લોકોને તે આપી દેવાનાં કૃત્ય જેવું કહી શકાય. પરંતુ ગરીબ લોકોના લાભ માટેની સામાજિક સુધારણાની જે કોઇ યોજના સારૂ સંપૂર્ણ રીતે અથવા કદાચ મુખ્યત્વેકરીને તવંગર લોકોના ગજવામાંથી કઢાવેલાં નાણાં વાપરવામાં આવે તે યોજના કંઇક અંશે જ માત્ર ઉપલા કૃત્યથી જુદી પડે છે. ચોક્કસ વર્ગનાં માણસોના લાભ માટે કરવામાં આવેલો ખરચ પ્રમાણિક રીતે કરવામાં આવેલો છે એમ બતાવવું હોય તો એટલું આવશ્યક છે કે રાષ્ટ્રના હિસાબમાં તેને આખી સમાજનાં હિત માટે કરવામાં આવેલા ખરચથી જુદો રાખવો, અને આવા વિશિષ્ટ કામ માટેના ખરચને પુગી વળવા જે કરો નાખવામાં આવે તે એવા હોવા જોઇએ કે નાગરિકોના આખા સમૂહ ઉપર તેનો બોજો પડે. આવો પૂર્વોપાય લેવામાં ન આવે તો પરોપકાર તરત જ ચોરી ગણાશે.

ખરચના સંબંધની આ આવશ્યક ગોઠવણ ઉપરાંત રાજ્યના ખરચ માટે દરેક વ્યક્તિને પોતાની મિલકતનો જે ભાગ આપવાની ફરજ પાડવામાં આવે તેની કંઈ હદ બાંધવાનું જરૂરનું છે. કર

નાખવાનું કૃત્ય મિલકત ખાલસા કરવાનાં કૃત્યથી માત્ર કંઇક અંશે જ જુદું પડે છે. આવકવેરો પૌંડે એક શિલિંગ ઉપરથી પૌંડે દશ શિલિંગ ઉપર લઇ જાઓ, એટલે કરને પાત્ર થતાં સઘળાં માણસોની અડધી આવક તમે ખુંચવી લો છો; વળી પૌંડે વીસ શિલિંગ સુધી તેને ચઢાવો એટલે તમે તેમની પાસેનું સઘળું છીનવી લો છો. મુશ્કેલી એટલી જ છે કે કયાં હદ બાંધવી અને કહેવું કે, 'અહીં કરનો છેડો આવે છે અને હવે જપતી શરૂ થાય છે.' આવી હદને અભાવે કર નાખવાના વિશુદ્ધ સિદ્ધાંતોને અન્યાયની હદ સુધી ખેંચી લઈ જવામાં આવે. દરેક કર ભરનારાને સરખો ભોગ આપવો પડે એવી રીતે કરો નાખવા જોઇએ એ વિશુદ્ધ સિદ્ધાંત જણાય. સત્ય લાગે એવી તકરાર મારફત આ સિદ્ધાંતનો એવો ઉપયોગ કરવામાં આવે કે આખી વસ્તીની સરેરાશ આવક કરતાં જે લોકોની આવક ઓછી હોય તેમના ઉપર કંઈ કર નાખવા કરતાં જેમની આવક એ સરેરાશથી બમણા કરતાં વધારે હોય તેમની અડધી આવક લઇ લેવાનું વાજબી ગણાય. વિશેષમાં એમ જણાવવામાં આવે કે જેમના ઉપર કર નાખવામાં આવ્યો હતો તેમની સ્થિતિ હજી પણ જેમને કરમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા તેમના કરતાં સારી હતી, અને તે કારણે જેમના ઉપર કર નાખવામાં આવ્યો હતો તેમને જે રકમ આપવાની ફરજ પડી હતી તે, જેમને કરમાંથી બચાવી લેવામાં આવ્યા હતા તેમના ઉપર જે ઓછામાં ઓછો કર નાખવામાં આવે તેની રકમ જેટલી ભારે નહોતી. પણ એ સ્પષ્ટ છે કે કોઈ માણસની અડધી આવક ખુંચવી લેવી એ તેના ઉપર કર નાખવા બરાબર ન થતાં તેના ઉપર ઘણો ભારે દંડ નાખવા બરાબર થાય છે. ઘણાં માણસો આવો કર ભરવા કરતાં લાંબો સમય કેદ ભોગવવાનું પસંદ કરશે. આ સ્થિતિમાં ખુલ્લી રીતે કર મારફત માણસની મિલકત વધારેમાં વધારે કેટલી લેવાય તેની હદ બંધાવવી જોઇએ કે જેથી સૌથી ધનાઢ્ય કર ભરનારાઓના સંબંધમાં એ

હદ ઓળંગી જવાય નહિ. આવી હદને અભાવે કર વધતાં વધતાં લૂંટનું સ્થાન લે છે.

પણ કરની હદ ક્યાં બાંધવી જોઇએ ? મારા ધારવા પ્રમાણે આપણા પૂર્વજોએ આ મુશ્કેલીનો વિચાર કર્યો હતો; પણ તેઓએ આવી કંઈ હદ ન બાંધતાં સિદ્ધાંત ઠરાવ્યો. તેઓ જ્યારે એવો આગ્રહ કરતા હતા કે કર ભરનારાઓનો જે વર્ગ અમુક કર ભરે તે વર્ગની સંમતિ વિના તે કર નાખવો જોઇએ નહિ ત્યારે તેઓ સારી પેઠે સમજતા હતા કે જો આમ કરવામાં નહિ આવે તો કર લોકોની મિલકત જપત કરવાનાં સાધનરૂપ થઈ પડે. આમની સભા પ્રથમ હસ્તીમાં આવી ત્યારે સમાજનું બંધારણ મુકાબલે સારૂં હતું. લોકોના બે મુખ્ય ભાગો ઉપર જ એટલે જેઓની દોલતનો આધાર જમીન ઉપર હતો, અને જેઓ શહેરોમાં વેપાર ધંધો ચલાવી ધન મેળવતા હતા, તેમની ઉપર જ કરો નાખી શકાતા. એથી કરીને સાયમન ડી મોન્ટફોર્ટ તથા પહેલા એડવર્ડ રાજાની પ્રતિનિધિત્વ-વાળી રાજપદ્ધતિ અનુસાર જમીન ધારણ કરનાર તથા વેપારી વર્ગો તરફથી કબૂલાત આપવા તેમના પ્રતિનિધિઓને પાર્લામેન્ટમાં મોકલવામાં આવતા હતા. પ્રથમ વર્ગ જિલ્લાના નાઈટ બહાદૂરોની મારફત અને બીજો વર્ગ શહેરોના નાગરિકોની મારફત એ પ્રતિનિધિ મોકલતા. આ સંમતિથી લોકોને જુલમ સામા રક્ષણ મળતું. વ્યક્તિઓ ઉપર દબાણ ચલાવવામાં આવે, પણ અમુક વર્ગનાં માણસો ઉપર તેમ થઇ શકે નહિ. કારણ જ્યારે સ્વાર્થી અથવા હુજતખોર વ્યક્તિ વાજબી કર આપવા સામે વિરોધ કરે, ત્યારે કોઈ વર્ગનાં માણસો ગંભીર કારણને લઇને એટલે જે નીતિ પ્રમાણે અમલ કરવા સારૂ ખરચ કરવાની જરૂર પડે તે નીતિને કારણે, અથવા ( આપણા હમણાનાં કામ માટે ) કરની રકમ સહન ન કરી શકાય એવી ભારે હોવાને કારણે, પોતાની સંમતિ આપવાની ના પાડે. આ પ્રમાણે મિલકત જપત કરવા સામે અસરકારક રક્ષણ મળતું; કોઇપણ વર્ગનાં માણસો પોતાની મિલકત જપત કરવા દેવાનું

કબૂલ કરે. કર કયાં સુધી મુકવો અને તેની હદ કયાં બાંધવી કે તે કુદાવી શકાય નહિ તે બાબતના પ્રશ્નનો નિકાલ 'પ્રતિનિધિત્વ વિના કર નહિ' એ સૂત્રવડે કરવામાં આવ્યો હતો.

આ પૂજ્ય ગણાતાં સૂત્રનો હજી પણ પ્રશંસા સાથે ઉલ્લેખ થાય છે, અને સ્વતંત્રતાના આધારભૂત સિદ્ધાંત તરીકે એની મદદ લેવાય છે. પણ એવા ખરા અર્થમાં એનો અસરકારક રીતે અમલ થાય છે કે નહિ તે માટે શક રહે છે. દાખલા તરીકે, જમીનના માલિકોની સંમતિ વિના જમીન ઉપર જે કરો હમણા નાખવામાં આવ્યા છે તેની સામા આ માલિકો ઘણો સખતમાં સખત વિરોધ દર્શાવ્યા વિના રહ્યા નથી; અને જે વર્ગોમાં માણસોની ઘણી મોટી સંખ્યા હોય અને તેઓ સઘળા ગરીબ હોય તે વર્ગોએ જે વર્ગમાં માણસોની સંખ્યા ઓછી હોય અને તેઓ સઘળા તવંગર હોય તેમના ઉપર કરો નાખવા એ નાણાં પ્રકરણને લગતાં વિવેચનમાં સર્વ રીતે કાયદે-સર ગણાય છે. છતાં 'પ્રતિનિધિત્વ વિના કર નહિ' એ સિદ્ધાંત ઉપરનાં સૂત્ર સાથે કેવી રીતે બંધબેસતો થાય છે, એ સમજવું મુશ્કેલ છે. જો આપણે એ સિદ્ધાંતનો એવો અર્થ કાઢીએ કે દરેક વર્ગે પોતા ઉપર પડતા કર માટે સંમતિ આપવી તો પછી એ બન્નેનો મેળ ખચિત જ આવતો નથી. અને જો આપણે એ સિદ્ધાંતનો અર્થ એવો કરીએ નહિ તો પછી નાખવા ધારેલા કરો માટે જિલ્લાના નાઇટો તથા શહેરોના પ્રતિનિધિઓ પોતાની સંમતિ આપે એટલા સારૂ એ બન્નેને આમંત્રણ કરવાનું પહેલા એડવર્ડ રાજાએ શા કારણે ઉચિત ધાર્યું હશે તે સમજવું સહેલું નથી. એણે શા કારણને લઇને આમની સભા ભેગી કરી હશે ? વધુમતિ ધરાવતા પણ પ્રમાણમાં ઓછા તવંગર લોકોએ લઘુમતિ ધરાવતા પણ વધારે ધનાઢ્ય લોકો ઉપર કર નાંખવો એ હમણા જેટલું અન્યાયી છે તેના કરતાં અમીરવર્ગે આમવર્ગ ઉપર કર નાખવો એ વધારે અન્યાયી નહોતું. જો કંઈ અન્યાય હોય તો બન્ને પ્રસંગમાં સરખો છે; એનો આધાર

કર ભરનારાઓની સંમતિની ગેરહાજરી ઉપર રહે છે. પણ કર ભરનારાઓની સંમતિ હોવી જોઇએ એ સિદ્ધાંતને તેરમા અથવા ચૌદમા સૈકામાં જેટલે દરજજે ખેંચી જવામાં આવ્યો હોત તેટલે દરજજે તેને લઇ જવા માટે, અંગ્રેજ પ્રજાની સ્વતંત્રતા માટેની લડતની શરૂઆતમાં તેના રક્ષણ માટે જે સિદ્ધાંતો ખડા થયા હતા તેનાથી આપણે કદાચ ઘણા દૂર નીકળી ગયા છીએ. એમ છતાં, દરેક વર્ગ ઉપર નાખવામાં આવતા કરો માટે તેમની સંમતિથી જુલમ સામે જે સંપૂર્ણ રક્ષણ મળે તે મેળવવાનું અશક્ય માની આપણે જો એ સિદ્ધાંતને બાજુએ મુકી દઇએ તો આપણે બચાવને માટે બીજું એવું કંઇ સાધન શોધી કાઢવું જોઇએ કે જેને લઇને કર જપતીનું રૂપ લે ત્યાં સુધી તેને વધાર્યા જવાના ભારે ભયમાંથી આપણો બચાવ થાય. રાજદ્વારી કાર્યક્રમ ઘડવો એ આ પુસ્તકના વિષયની બહાર જવા જેવું થાય. જો ખાનગી મિલકતને પારકાના હુમલામાંથી બચાવવી હોય તો કર અને જપતી વચ્ચે જે આવશ્યક તફાવત રહે છે તેની પ્રત્યે અહીં ધ્યાન ખેંચવું બસ થશે.

આ પ્રતિબંધોને આધીન રહી, કર ભરનારાની કરનો બોજો ખમવાની શક્તિના પ્રમાણમાં કર નાખવો જોઇએ એ નિયમિત સિદ્ધાંત સંરક્ષણવાદીઓ તેમ જ ઉદારમતવાદીઓ સ્વીકારે તો તેમાં કંઇ અડચણ આવે એમ નથી. સમાજના એક ભાગના લાભ માટે ખરચવા સારૂ તેના બીજા ભાગ ઉપર કર નાખવામાં આવે ત્યારે અથવા તે એટલો ભારે હોય કે દંડની રકમ કરતાં તે કોઇરીતે ભિન્ન છે એમ યથાર્થ રીતે દર્શાવી શકાય નહિ ત્યારે જ માત્ર કર ખાનગી મિલકતના હક્ક ઉપર તરાપ મારવા માંડે છે. આ સિવાય કરના સંબંધમાં બીજા ઘણા પ્રશ્નો ઉપસ્થિત થાય છે, પણ તેને ખાનગી મિલકતના હક્ક સાથે અથવા તેને લગતી ન્યાયપૂર્વક વ્યવસ્થા કરવાની માંગણી સાથે કંઇ સંબંધ નથી. એ ન્યાયને લગતા સવાલો હોવા કરતાં ખરૂં જોતાં રાજનીતિને લગતા સવાલો છે. સંરક્ષણવાદે ધનાઢ્ય લોકોની લડત લડવી જોઇએ નહિ, અને તેના સૌથી ઉચ્ચ આશય પ્રમાણે તે તેમ

કરતો નથી, પણ અન્યાયી અમલ સામા મિલકતનું રક્ષણ કરવાનું કામ તેણે ઉપાડી લેવું જોઇએ. એમ કરવાનું કારણ એટલું જ છે કે, મિલકત એ સામાન્ય ભલાં માટે જરૂરની સંસ્થા છે, તે ઉપરાંત બીજાં મનુષ્ય પ્રાણીઓની માફક તેના માલિકોને બિનજરૂરી નુકસાન સામે પોતાનું રક્ષણ મેળવવાનો અધિકાર છે. ન્યાય અને છેવટની જરૂરીઆતના માર્ગ હમેશાં પાસે પાસે હોય છે, અને સામાજિક સુધારા માટેની પ્રવૃત્તિઓ ડહાપણથી કોઇને થતાં નુકસાન ઉપરથી રચી શકાય એ વિચાર અનીતિમાન જ હોવા છતાં ઓછા ભૂલભર્યા નથી. પણ આ સામાન્ય પ્રશ્ન બીજા પ્રકરણમાં વધારે સારી રીતે ચર્ચી શકાશે.



# પ્રકરણ ૯ મું.

---

## રાજ્ય અને વ્યક્તિ.

અસલના કાળમાં એવો સવાલ થતો કે 'ઘુવડ ઇંડામાંથી ઉપજ્યું કે ઇંડું ઘુવડમાંથી ?' પહેલું શું, જેમાંથી સંપૂર્ણ શરીર રચના ખીલી નીકળે છે તે અપરિપક્વ ગર્ભ અથવા જેમાંથી અપરિપક્વ ગર્ભ ઉત્પન્ન થાય છે તે શરીર રચના ? એને મળતો આવતો કંઇક સવાલ રાજ્ય અને વ્યક્તિના સંબંધમાં કરી શકાય. જેવી રીતે માણસો પોતાને રહેવા સારૂ ઘર બાંધે, અથવા ઈશ્વર ભક્તિ કરવા દહેરૂં બાંધે, તેવી રીતે પોતાની મતલબ સાધવા માટે તેઓએ રાજ્ય રચ્યું હોય એમ આપણે માનવાનું છે. જો એમ હોય તો આપણને એ મુશ્કેલી નડે છે કે આપણે ઓળખીએ છીએ તે વ્યક્તિ મોટે ભાગે રાજ્યની પેદાશ છે. એની સઘળી દોલત જ નહિ, પણ એની જાત માટે વધારે ઉપયોગમાં આવે એવી ઘણી ખરી વસ્તુઓ પણ રાજ્યની પ્રવૃત્તિ ઉપર આધાર રાખે છે. રાજ્ય અને તેના ઉપર આધાર રાખનાર વસ્તુ એ ઉપરથી સંસ્કૃતિ તથા જંગલીપણા વચ્ચેનો તફાવત વ્યક્ત થાય છે. એથી રાજ્ય વિના શરીરની તંદુરસ્તીને તદ્દન જ ભિન્ન પરિસ્થિતિ પ્રમાણે દોરવવી પડે અને બુદ્ધિની ખીલવણી ભાગ્યે જ થાય. લોકોના મોટા ભાગે તથા તેમના પૂર્વજોએ ઘણા જમાના સુધી જે સંસ્કૃતિમય જીવન ગાળ્યું છે તેને લઇને જંગલી અવસ્થામાં અથવા રાષ્ટ્રની પ્રગતિના શરૂઆતના તબક્કાની સ્થિતિમાં પાછા ફરવાથી જે માથાકુટ અને સંકટો આવે તે ખમવા માટે હવે તેઓ કદાચ પહેલાં જેટલા સશક્ત રહ્યા નથી. સુખનું ધોરણ એટલું ઉચું ગયું છે કે પહેલાં જે વસ્તુઓ સુખને માટે સગવડ ભરી અથવા કદાચ મોજશોખ

માટે ઉપયોગી ગણાતી તે હવે જીવન અને તંદુરસ્તી માટે આવશ્યક અને તે વિના ચાલે નહિ એવી વસ્તુઓ થઇ પડી છે. સેકસન અમીર જે સ્થિતિમાં રહેતો હતો તે સ્થિતિમાં સખતમાં સખત મહેનત કરનાર મજુર પણ હમણા રહી શકતો નથી. અને માણસો અગાઉ જેવા કદાવર અને જોરાવર રહ્યા નથી, એટલું જ નહિ પણ જીવનની પરિસ્થિતિને માટે તેઓને ગુંચવણ ભરી અને કૃત્રિમ ઘટના ઉપર આધાર રાખવો પડે છે. ટુંક સમય ઉપર રેલ્વે કામદારોએ પાડેલી હડતાળ જેવા બનાવ ઉપરથી આપણી ખાતરી થાય છે કે સંસ્કૃતિવાળા માણસનું જીવન આવશ્યક રીતે કેટલું કૃત્રિમ થઈ પડ્યું છે. રાજ્યના રક્ષણ અને દેખરેખ હેઠળ જે સઘળું ખીલી નીકળ્યું છે તેમાંથી વ્યવહાર માટેનાં ઉચ્ચ કોટિની વ્યવસ્થાવાળાં સાધનો માત્ર અલ્પ છે. છતાં જો ટુંક સમય માટે પણ વ્યવહારનાં એ સાધનોમાં ભંગાણ પડે, તો વસ્તીનો ઘણો મોટો ભાગ ખરેખરો ભૂખમરો વેઠવાનાં સંકટમાં સપડાઇ જાય, અને વેપાર ધંધાને જે અડચણ તથા નુકસાન થાય તેની ગણતરી થાય એમ નથી, એટલું જ નહિ પણ તે વિચારશક્તિથી આપણે ધારી પણ શકીએ નહિ. વળી જે આર્થિક સાધનો ઉપર મનુષ્ય જીવનનો આધાર રહેલો હોય છે તેના ઉપર જ રાજ્ય તથા તેની ઉન્નતિપ્રેરક પ્રવૃત્તિ પોતાની પ્રબળ અસર ઉપજાવે છે એમ નથી. સંસ્કૃતિની પરિસ્થિતિથી મોટે ભાગે મનનું બંધારણ રચાય છે અને તે દોરાય છે. સંસ્કૃતિની ખીલવણી નહિ થઇ હોય અને તે અપૂર્ણ સ્થિતિમાં હોય તેવા કોઇ અસંસ્કૃત જમાનામાં મુકાએલા આપણે પોતાને ધારી શકીએ તો આપણને માલમ પડશે કે પરિસ્થિતિની સ્થૂલતાને લઇ મનુષ્ય સ્વભાવમાં એવી કર્કશતા તથા અશ્લીલતા દાખલ થાય છે કે એ સઘળું આપણી પ્રકૃતિને લગભગ અસહ્ય જણાય. નિઃસંશય આ સઘળાંની અસર નિર્મૂળ કરનારાં અને મોજશોખની સ્થિતિમાં અદશ્ય

થવા માંડતાં બળ તથા સદ્ગુણનાં કેટલાંક તત્ત્વો મળી આવશે. પણ અનુભવ ઉપરથી આ બાબતની ના પાડી શકાશે નહિ, કે સંસ્કૃતિથી ઉપલબ્ધ થતી સહીસલામતી તથા રમ્યતાની ઘણી ઉંડી અસર સાધારણ મનુષ્ય સ્વભાવ ઉપર થએલી છે. અને તેથી રાજ્યની પ્રવૃત્તિને લઇને મનુષ્ય જાતિના આંતરભાવમાં પણ ફેરફાર થએલો છે એમ ખરેખર કહી શકાય. છતાં આ સામાન્ય પ્રમાણને પણ એક અગત્યનો અપવાદ રાખવો જોઇએ. એ ખરૂં છે કે જો આપણે ઉચ્ચ કોટિના વ્યક્તિગત ચારિત્ર્યનો વિચાર કરીએ અને તે પણ અસંસ્કૃત પરિસ્થિતિમાં, તો જે વસ્તુ ઉત્પન્ન કરવામાં રાજ્ય કંઈ ભાગ લેતું નથી તેવી કોઇ વસ્તુ તથા માણસ જાતના ચારિત્ર્યમાંનાં કોઇ અલૌકિક તત્વ આપણી આગળ ખડાં થતાં જોઇએ છીએ. એ તત્ત્વથી સૌથી ઓછામાં ઓછા અનુકૂળ સંજોગોમાં સઘળા દુન્યવી પ્રતિબંધો ફુદાવી જઇ, જેવી રીતે સૌથી સંપૂર્ણ સંસ્કૃતિ બને છે તેમ, જગલીમાં જંગલી અવસ્થામાં સાધુ પુરૂષની દેદીપ્યમાન વિભૂતિ સધાય છે. મનુષ્ય સ્વભાવની માનસિક અથવા શારીરિક સ્થિતિ કરતાં આધ્યાત્મિક સ્થિતિ સાથે વધારે સંબંધ ધરાવતા આ અપવાદ લક્ષમાં રાખી એમ કહેવામાં હરકત નથી કે મનુષ્ય જાતિનાં ભલાંનો આધાર એટલા મોટા પ્રમાણમાં રાજ્યની પ્રવૃત્તિ ઉપર રહે છે કે રાજ્ય વ્યક્તિ બનાવે છે એવા નિર્ણય ઉપર કોઇ પણ આવી શકે.

એમ છતાં આથી ઉલટો સિદ્ધાંત વધારે પ્રત્યક્ષ હોવા છતાં ઓછો સત્ય નથી. એ ખુલ્લું છે કે ઐતિહાસિક દૃષ્ટિએ વ્યક્તિ રાજ્યની પહેલાં આવે છે. અને તેણે પોતાની જરૂરીઆતો માટે ધીમે ધીમે રાજ્યની ખીલવણી કરી. એ પણ વળી ખુલ્લું છે કે આજે પણ જે માણસો રાજતંત્ર ચલાવે છે તેઓ બુદ્ધિપૂર્વક તેની કરેલી વ્યવસ્થા પ્રમાણે અમલ કર્યા જાય છે. એટલું જ નહિ પણ અજાણતાં પોતાનાં ચારિત્ર્યની અસરથી સમાજની આસપાસનાં માનસિક અને નૈતિક વાતાવરણ ઘડે છે. જો રાજ્યને આપણે મનુષ્ય જાતિની જરૂરીઆતો

પુરી પાડનારાં અથવા માણસનાં ચારિત્ર્યની ખીલવણી કરવા માટેની અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવા માટેનાં સાધન તરીકે ગણીએ તો ટુંકમાં જે વ્યક્તિઓનું તે બનેલું છે તેના સમૂહરૂપે તે છે. અને ખરેખર દરેક જમાનામાં નહિ પણ પ્રતિવર્ષે અને કદાચ મહિને મહિને વ્યક્તિગત સદ્‌ગુણ, આત્મસંયમ અને જોખમદારીના પ્રદેશમાં બદલાતું જતું જે ધોરણ ચાલે છે તેને અનુસરી સમષ્ટિનું સામાજિક જીવન બદલાયા કરે છે.

અત્યાર સુધી, આપણે એક બીજાથી ઉલટાં નહિ તો પણ જુદી જુદી દિશામાં જતાં અનુત્તર પ્રમાણોનું એક સરખી રીતે સમર્થન કરતા હોઈએ એમ લાગે છે. પણ જો આપણે આ વિષયનો નિરાળી મનોવૃત્તિથી અને મુખ્યત્ત્વે કરીને રાજદ્વારી સિદ્ધાંતોનો નિર્ણય કરવાના જ હેતુથી વિચાર કરીએ તો આપણે સખત કસોટી કરાવે એવી વ્યવહારિક પણ અગત્યની સમાલોચના ઉપર ઉતરી પડીએ છીએ. આપણે આગળ જોઈ ગયા છીએ તેમ ઘણી બાબતોમાં જે પ્રમાણે રાજ્ય વ્યક્તિમાંથી ઉદ્‌ભવે છે તે જ પ્રમાણે રાજ્યમાંથી વ્યક્તિ ઉદ્‌ભવે છે. વ્યક્તિની તંદુરસ્તી અને શક્તિ, એની માનસિક દૃષ્ટિ, અને એનાં ચારિત્ર્યનો જે ભાગ પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે તે સુદ્ધાં રાજ્યે જે કંઈ કર્યું હોય તેની અસર હેઠળ આવી જાય છે. પણ મનુષ્ય સ્વભાવમાં રહેલું આધ્યાત્મિક જીવનનું સ્થાન રાજ્ય પ્રકરણની બહાર જાય છે. અને કેટલીક વેળા આ જીવનમાં આસપાસની સઘળી પરિસ્થિતિથી સ્વતંત્ર થવાની શક્તિ રહેલી હોય છે. મન અને શરીરની લગભગ દરેક પ્રવૃત્તિમાં સંસ્કૃતિને લઇને ફેર પડી ગયો છે; પણ જેમ સૌથી વિશેષ સુધરેલી પરિસ્થિતિમાં સદ્‌ગુણ અને પવિત્રતાના દાખલા માલમ પડે છે, તેમ રાજ્યની અસર ન પહોંચી હોય એવા સંજોગોમાં પણ તે જણાય છે. હમણા પોતાની દોલત, પોતાના નિર્વાહ તથા માનસિક વાતાવરણ માટે રાજ્ય જે કરે છે અને તેણે જે કર્યું છે તે ઉપર આધાર રાખનાર લંડનના ઘણા થોડા જ નાગરિકો

જંગલમાં રહેનારા અને તીડ તથા જંગલી મધ ઉપર ગુજરાન ચલાવનારા સેન્ટ જોન ધી બાપ્ટિસ્ટના કરતાં સારા અથવા તેના જેવા મળી આવે છે. આપણે અગાઉ જણાવી ગયા છીએ તેમ ખ્રિસ્તી ધર્મ પાળનારાનું આધ્યાત્મિક જીવન આવશ્યક રીતે વ્યક્તિગત છે, અને જો કે તે જીવનની અસર રાજદ્વારી તથા સામાજિક પ્રવૃત્તિમાં જણાય છે, છતાં તે માત્ર વ્યક્તિગત આત્મામાં વિદ્યમાન હોય છે અને ઇશ્વરાનુરાગી શક્તિને આધીન રહે છે. એથી કરીને જ્યારે આપણે કોઈ નૈતિક ધોરણ અનુસાર રાજકીય પ્રવૃત્તિનો વિચાર કરીએ છીએ, કે જેમ કરવાની આપણી ફરજ છે, ત્યારે રાજ્યને વ્યક્તિના નિયમ પ્રમાણે ચાલવું પડે છે. જે નૈતિક ધર્મના અંકુશ હેઠળ વ્યક્તિઓ રહે છે તે ધર્મ પ્રમાણે કામ કરતી વ્યક્તિઓના સમૂહ તરીકે રાજ્યને આપણે ગણવાની ફરજ પડે છે. રાજપ્રકરણમાં વ્યક્તિઓએ પોતાના સાધારણ ધર્મને બાજુએ રાખી બીજા નૈતિક નિયમો પ્રમાણે કામ કરવું એવો અર્થ રાજકારણનો થતો હોય તો આપણે દેશના અથવા પરરાજ્યોનાં કામકાજોના સંબંધમાં રાજકારણનો અસ્વીકાર કરવાની જરૂર પડે છે. આપણને માલમ પડે છે કે નીતિને લગતા સઘળા સવાલોનો અને તેથી આગળ વધી રાજપ્રકરણને લગતાં સઘળાં મૂળ સિદ્ધાંતો સુદ્ધાંનો નિર્ણય વ્યક્તિની ફરજને ઉદ્દેશીને કરવો જોઇએ. નીતિ એ વ્યક્તિગત બાબત છે, અને તેથી રાજ્ય કરતાં વ્યક્તિ અગ્ર સ્થાન ભોગવે છે. સારી રીતે પ્રચલિત કથનનો ઉપયોગ આ સંબંધમાં કરીએ તો આપણે એમ કહી શકીએ કે, વ્યક્તિ એ સૂર્ય છે અને રાજ્ય ચંદ્ર છે અને તે સૂર્ય પાસેથી મેળવેલા તેજથી પ્રકાશે છે.

વ્યક્તિઓને લાગુ પડતા નીતિના નિયમ પ્રમાણે રાજ્યની પ્રવૃત્તિનો વિચાર કરવો જોઇએ એ સિદ્ધાંત આપણને એથી આગળ લઈ જશે. આ ઉપરથી એવું પ્રમાણ નીકળે છે કે રાજ્યમાંની કોઇપણ વ્યક્તિ કોઇને અન્યાય ન કરી શકે તેમ રાજ્ય પણ કરી શકે નહિ. પણ એવું અનુમાન કરવું ન જોઇએ કે રાજ્યની વ્યક્તિ

તરફની ફરજો સર્વ બાબતોમાં એક વ્યક્તિની બીજી વ્યક્તિ પ્રત્યેની ફરજોના જેવી જ છે. આનું કારણ વ્યક્તિ ઘણી બાબતોમાં રાજ્યની ઋણી છે એ નથી. કારણ રાજ્ય તેમ જ વ્યક્તિ અનિષ્ટ કરવાનો હક્ક પ્રાપ્ત કરી શકતું નથી. લાંબા કાળ સુધી કોઇનું ભલું કરીને તેને નુકસાન કરવા માટેનો પરવાનો કોઈ માણસ મેળવી શકે નહિ. દાખલા તરીકે, પિતાએ પોતાના પુત્રને ઘણાં વર્ષો સુધી ઉછેર્યો અને કેળવણી આપી તે કારણે તેને મારી નાખવાનો અથવા તો તેને હેરાન કરવાનો પિતાને અધિકાર નથી. નીતિમાં કંઈ વિનિમયનો પ્રશ્ન આવતો જ નથી. નીતિની એવી સેવિંગ્સ બૅન્ક નથી કે જેમાં કોઇ માણસ પોતાનો કૃપારૂપી ભંડોળ એકઠો કર્યા કરે અને પોતાને અનુકૂળ આવે ત્યારે તેના પ્રમાણમાં તે અન્યાય કર્યો જાય. રાજ્યની તેમ જ એકાદી વ્યક્તિની નીતિની દૃષ્ટિએ ગણાતી ફરજો એકબીજાથી પારખવા માટેનું ખરૂં પ્રમાણ એ છે કે રાજ્ય બીજાઓનું હિત જોઇ કામ કરે છે, ત્યારે વ્યક્તિ પોતાના જ હિત ઉપર ધ્યાન રાખે છે. રાજ્ય આખી સમાજનાં હિતના ટ્રસ્ટી તરીકેનું સ્થાન ભોગવે છે, ત્યારે વ્યક્તિ પોતે એકલાને માટે જ કામ કરે છે. આથી કહેવામાં આવે છે તે સત્ય જ છે કે રાજ્યે સામાન્ય ભલાં ઉપર લક્ષ રાખવું જોઇએ, અને એ સામાન્ય ભલાંનાં ધોરણ ઉપર એની રાજનીતિનો જનસમાજે વિચાર કરવો જોઇએ. પરંતુ આ સિદ્ધાંત અપવાદ વિના સ્વીકારાય એવો નથી. બીજાઓનાં ભલાં માટે કામ કરતા ટ્રસ્ટી તરીકે રાજ્ય કોઈ વ્યક્તિનાં અથવા લઘુમતિનાં હિતનો વિચાર કરવા કરતાં આખી સમાજનાં ભલાનો વિચાર કરવાનું વધુ પસંદ કરે અને તેણે તેમ કરવું જ જોઇએ. પણ કોઈ પ્રમાણિક ટ્રસ્ટી કરે તેના કરતાં રાજ્યે જેઓને માટે તે કામ કરતુ હોય તેમના હિતમા વધારે અન્યાય કરવો જોઇએ નહિ. અંતિમ દાખલો લઇએ. ધારો કે એવું પ્રતિપાદન કરવામાં આવે કે માણસ ઉપર શાનળા કાઢવાનો પ્રયોગ કરવાથી વૈદક જ્ઞાનમાં ઘણો વધારો થશે તો પણ એથી સમાજના ભલામાં ગમે તેટલો

મોટો લાભ થાય છતાં એ વિચારે પોતાના એક નાગરિકને શીતળા કાઢવાના રાજ્યના કામનું સમર્થન થઇ શકશે નહિ. જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તે ગુન્હેગાર હોય તો પણ આવી સૂચનાથી આપણે ત્રાસી ઉઠીએ તો તે જો નિર્દોષ માણસ હોય તો આપણે એથી વિશેષ કમકમાટ ઉપજે. અને એ જ પ્રમાણે સમાજને ગમે તેટલો ફાયદો થતો હોય છતાં રાજ્ય વાજબી રીતે કોઇ નિર્દોષ માણસને મારી નાખી શકે નહિ અથવા તેને કેદ કરી શકે નહિ અથવા તેને દંડ કરી શકે નહિ. સમાજનાં હિતમાં નિર્દોષને સજા કરવી એ અન્યાય છે અને તેનું સમર્થન થઇ શકે એમ નથી. જો રાજ્ય કોઈ નિર્દોષ માણસને સજા કરી શકે નહિ તો ખરેખર જે સજા ગણાય તેનું રૂપાંતર કરી બીજે નામે તે એવા માણસને શિક્ષા કરી શકે નહિ. દંડને કર કહેવામાં આવે અથવા મિલકતની ફરી ગોઠવણ કહેવામાં આવે તે કારણે તે અન્યાયી થતો અટકતો નથી. એ હાનિ રૂપે તો છે; અને જે સાદા સિદ્ધાંત પ્રમાણે રાજ્યે ચાલવું જોઇએ તે એટલો જ છે કે કોઇ નિર્દોષ માણસને હાનિ કરવી એ અનીતિવાન છે. એટલા માટે જ્યારે એમ કહેવામાં આવે કે રાજ્યે સામાન્ય ભલાં ઉપર નજર રાખી વર્તવું જોઇએ, તો એ કથનને એટલો અપવાદ હોવો જોઇએ કે કોઇપણ કારણે રાજ્યની પ્રવૃત્તિ અનીતિવાન હોવી ન જોઇએ, અને નિર્દોષ લોકોને નુકસાન કરવું એ અનીતિવાન છે.

ન્યાયની ભૂલભરેલી ભાવનાને લઇને રાજ્ય તરફથી કરવામાં આવેલા ફાયદાના પ્રમાણમાં તે નુકસાન કરી શકે એવા પ્રમાણ વિનાના સિદ્ધાંત સ્વીકારવાની કેટલાક વિચારશીલ પુરૂષોએ ભૂલ કરી હોય એ બનવાજોગ છે. ન્યાયનો આધાર સમાનતાનાં તત્વ ઉપર રહેતો હોય એવી રીતે વારંવાર તેની વ્યાખ્યા કરવામાં આવે છે. જે અનેક ચિન્હો વડે પરંપરાથી ન્યાયનું આલેખન કરવામાં આવે છે તેમાંના તુલનાની ભાવનાને એ ગુણનાં મૂળતત્વ તરીકે ગણવામાં આવે છે;

અને ન્યાય અન્યાયના પ્રસંગો મુખ્યત્વે કરીને જાણે અધિકારો વચ્ચે અથવા હક્કો વચ્ચે તુલના કરવાની બાબતો હોય તેમ તેની ચર્ચા થાય છે. પણ ખરી હકીકત એમ નથી. વારંવાર અસમાનતાનું લક્ષણ અન્યાય પકડી કાઢવા માટે ઉપયોગી થઇ પડે છે, પણ તે કદી અન્યાયનાં આવશ્યક તત્વ તરીકે લેખાતું નથી. અસમાનતા અન્યાય ગણાય એવા સંજોગો ઉપલબ્ધ થાય. આમ રમતગમતની બાબતમાં બને છે, કારણ જે રૂઢિ પ્રમાણે રમતો રમાય છે તે એ જ છે કે નિયમો સઘળા રમનારાઓને એકસરખા લાગુ પાડવા. આથી કોઇ રમનારાને અન્યાય કરવામાં આવે તો તેનો જે હક્ક હોવાની ખાતરી આપવામાં આવી હોય છે તે હક્ક તેની પાસેથી ખુંચવી લેવાય છે: વિશ્વાસનો ભંગ થાય છે. એજ પ્રમાણે અદાલતોમાં ન્યાયનો અમલ કરવામાં એક સરખા ન હોય એવા વ્યવહારથી અન્યાયનું સૂચન થાય છે. કારણ ન્યાયનો અમલ કરવા માટે એક જ વાજબી પદ્ધતિ ઠરેલી હોવાથી જો જુદા જુદા માણસોની બાબતમાં તેનો અમલ જુદી જુદી રીતે કરવામાં આવે તો કેટલાક પ્રસંગોમાં તેનો અમલ ભૂલભરેલો થાય, કોઇને નુકસાન કરવામાં આવે અથવા તેનો હક્ક ભોગવવા દેવામાં આવે નહિ. જો અ અને **બ** ના સંબંધમાં કાયદાનો અમલ જુદી રીતે કરવામાં આવે તો બન્નેને યોગ્ય ન્યાય થએલો કહી શકાય નહિ. શુદ્ધ રીતે તો ન્યાયની આ કસોટીને વ્યવહારની સમાનતાના કરતાં વધારે સારી રીતે વ્યવહારનું સામ્ય કહી શકીએ; કારણ ઉદ્દેશ એ છે કે ન્યાયનો અમલ કરવાના બે યોગ્ય માર્ગ હોઇ શકે નહિ, અને જો એમાં તફાવત પડે તો તે ઉપરથી એમાંના એક માણસ પ્રત્યે અન્યાય થતો જણાય છે. પણ આ અને એવા બીજા દાખલાઓમાં અસમાનતાને અન્યાયનાં ચિન્હ તરીકે ગણવાનું સગવડભર્યું થયું છે, છતાં અન્યાયનાં મૂળતત્વની વ્યાખ્યા બીજી રીતે કરવી જોઇએ. અન્યાયમાં ગેરવાજબી નુકસાન કરવાનો અથવા અધિકારપૂર્વક મળતો લાભ અટકાવવાનો સમાસ થાય છે. લાભનો બદલો લાભથી વાળવો એ ન્યાયનું કર્તવ્ય નથી પણ કૃતજ્ઞતાનું

કર્તવ્ય છે; અને લાભનો આવો બદલો વાળવાની ના પાડવી એ અપ્રમાણિક નહિ પણ દયાહીન લેખાય. આથી વ્યક્તિ અને રાજ્ય વચ્ચેની અરસપરસ પ્રવૃત્તિનું માપ લઇ સરવૈયું કાઢવું તથા રાજ્ય વ્યક્તિને જેટલું આપે છે તેટલું તેની પાસેથી તેણે ન્યાયની રીતે મેળવવું, અથવા સઘળી વ્યક્તિઓ પાસેથી એકસરખું મેળવવું જોઇએ એવો અંદાજ કરવો એ ન્યાયનાં લક્ષણ બાબત ભૂલાવો ખાવા જેવું છે. તેમ જ ન્યાયની રીતે એવું આવશ્યક નથી કે દરેક વ્યક્તિએ રાજ્ય માટે જે કંઇ કર્યું હોય તેના પ્રમાણમાં તેણે રાજ્ય પાસેથી બદલો મેળવવો જોઇએ. ન્યાય એટલું જ કહે છે કે કોઇને નુકસાન કરવું નહિ અથવા છેતરવું નહિ. ખરેખર એટલું સુભાગ્ય છે કે ન્યાય એવો આગ્રહ ધરતો નથી કે રાજ્ય અને વ્યક્તિ વચ્ચે લાભોનો સરખો વિનિમય થવો જોઇએ, અથવા રાજ્યે સઘળાઓ પ્રત્યે એકસરખું ધોરણ રાખવું અને સઘળાઓ પાસેથી એકસરખો બદલો લેવો. કારણ વ્યવહારમાં આવી સમાનતા જાળવવાનું કામ માણસની બુદ્ધિમતાથી દૂર છે. રાજ્યની ફરજ તો એના કરતાં ઘણી સાદી છે. એ ફરજ એવી છે કે અન્ય વ્યક્તિઓ તરફની પોતાની ફરજ ધ્યાનમાં રાખી રાજ્યે દરેક વ્યક્તિનું પોતાનાથી બને તેટલું ભલું કરવું, અને કોઇના ઉપર પણ બિનજરૂરી નુકસાન લાધવાથી ચોક્કસ રીતે પરહેજ રહેવું. બીજી રીતે કહીએ તો, રાજ્યે આખા સમાજનાં ભલાં માટે તથા એ સમાજનું અંગભૂત હોય તેવી દરેક વ્યક્તિનાં ભલાં માટે જોગવાઇ કરવી જોઇએ, પણ એમાં ભાવ એવો હોવો જોઇએ કે, ગુન્હા માટે શિક્ષા કરવાની હોય તે સિવાય, કોઇને નુકસાન કરી અન્યાય કરવાનું જોખમ તેણે કદી ખેડવું નહિ.

કોઇ વિશિષ્ટ અર્થમાં રાજ્યના અધિકાર નિશ્ચિત કરવા સંરક્ષણવાદનાં સિદ્ધાંતો ક્યાં સુધી તસ્દી લે છે તેની તપાસ લેવા તરફ આપણે વળીએ. વારંવાર એમ માનવામાં આવે છે કે સંરક્ષણવાદ તથા સમાજસત્તાવાદ પ્રત્યક્ષ રીતે એક બીજાના વિરોધી છે. પરંતુ એ સર્વ રીતે સત્ય નથી. રાજ્યની પ્રવૃત્તિ તથા અધિકારને અનુકૂળ

આવે એવી ટોરીવાદની પરંપરાનો વારસો અર્વાચીન સંરક્ષણવાદને મળેલો છે. ખરૂં જોતાં સમાજસત્તાવાદને ટોરીવાદની પુનઃપ્રવૃત્તિ ગણી મી. હરબર્ટ સ્પેન્સરે તેના ઉપર ટીકા કર્યાં હતા; તેને એ 'નવો ટોરી-વાદ' કહેતો. તે એટલે સુધી ખરો હતો કે ટોરીવાદ અધિકારના પક્ષમાં ખડો હતો, અને વ્હિગ પક્ષવાળાઓએ અને તેમનાથી પણ વધારે પ્રમાણમાં ઓગણીસમી સદીનાં વચગાળાનાં પચાસ વર્ષ દરમિયાન ઉદારમતવાદીઓએ રાજ્ય તરફથી વચ્ચે પડવામાં રહેલા જોખમ ઉપર તથા વ્યક્તિ માટે સ્વતંત્રતાની આવશ્યક્તા ઉપર ભાર મુક્યો હતો. મધ્યસ્થ રાજતંત્ર તેમ જ સ્કવાયર અને પારસનના સ્થાનિક અધિકાર, શરૂઆતના સમયમાં, આપણે જેને હમણા લગી 'માબાપ રાજઅમલ' કહેતા તેને મળતાં આવતાં હતાં, અને હરીફાઈની અબા-ધિત પ્રવૃત્તિ તરફ અથવા રાજતંત્રે દરેક બાબતમાં તટસ્થ રહેવાના સિદ્ધાંત તરફ તેમની સહાનુભૂતિ નહોતી. સત્તાધિકારીએ સંકટનું નિવારણ કરવું; તેણે વેપાર ઉપર અંકુશ રાખી તેનું નિયમન કરવું; તેણે મોજશોખ ઉપર પ્રતિબંધ મુકવો; તેણે દુર્ગુણોનો અટકાવ કરવો; તેણે ધાર્મિક સત્યાર્થ ટકાવી રાખવો:—આ સિદ્ધાંતોને અંગ્રેજ પ્રજાના પૂર્વજોએ, અને ખાસ કરીને તેમનામાંના જેઓ ટોરી વિચારના હતા તેમણે ઉપયુક્ત માની સ્વીકાર્યાં હતા. ઓગણીસમી સદીમાં જ્યારે ઉદારમતવાદે જાતિસ્વતંત્રતાના સિદ્ધાંતને બને તેટલી હદ સુધી અમલમાં મુકયો ત્યારે સંરક્ષણવાદીઓએ રાજ્યના અંકુશ તથા સત્તાનો બચાવ કર્યો અને કેટલાક દાખલાઓમાં તેને વધારી દૃઢ કર્યો. રાજપ્રકરણમાં આ ઝઘડાઓ અત્યારે પણ એવો અગત્યનો ભાગ ભજવે છે કે રાજનીતિને લગતા બે મોટા પ્રદેશની બાબતમાં રાજ્યની ફરજ પ્રત્યે સંરક્ષણવાદે કેવી વલણ અખત્યાર કરી હતી તે વિષે ખાસ વિવેચન કરીએ તો તે અસ્થાને ગણાશે નહિ. એ બે પ્રદેશો સંકટનું નિવારણ તથા વેપારનું નિયમન કરવાને લગતા છે, અને 'સામાજિક સુધારો' તથા 'તારીફની સુધારણા'

( Tariff Reform )એ સંજ્ઞા હેઠળ આપણે વધારે સારી રીતે એનાથી પ્રચલિત થયા છીએ.

સંકટના નિવારણની બાબતમાં રાજ્યની શી ફરજ છે ? રાજદ્વારી ચર્ચામાં આનાથી વધારે મુશ્કેલ પ્રશ્ન ભાગ્યે જ ઉઠાવી શકાય; અને જે સામાન્ય સિદ્ધાંતો ઉપર એનો જવાબ રચી શકાય તે સિદ્ધાંતોનો કોઈ પણ રાજદ્વારી પક્ષે વિચાર કર્યો નથી એમ કહેવું વધારે પડતું નથી. ઐતિહાસિક દૃષ્ટિએ એવો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો હતો કે દરેક માણસને ભુખમરાથી અથવા ઉઘાડામાં પડી રહેવાથી મરતાં બચાવવો જોઇએ, પણ એથી ઉલટું રાજ્યે આળસુ પડી રહેતા હોય એવા કોઇ સખસને નિર્વાહ ચલાવવામાં મદદ કરવી નહિ. ગરીબ લોકો સંબંધીનો કાયદો ( Poor Law ) બાંધનારા રાણી ઇલિઝાબેથના પ્રખ્યાત નિબંધ અન્વયે આ નીતિ ઠરી હતી. ગમે તેમ ગરીબ લોકો સંબંધીનો કાયદો ટોરી પક્ષ મારફત,હસ્તીમાં આવ્યો હતો એવો દાવો કરવો અયોગ્ય ગણાશે નહિ. ધાર્મિક ભાવનાને લઇને એ કાયદો નિર્માણ થયો હતો, અને સંપ્રદાય ઉપરના હુમલામાંથી ઉદ્ભવેલી મુશ્કેલીના નિવારણ રૂપે તે હતો. રાજા હેનરી આઠમાના અમલ દરમિયાન ધાર્મિક મઠો તોડી પાડવામાં આવ્યાથી તથા પરિણામે મઠો તરફથી ગરીબોનાં સંકટનું નિવારણ થતું અટકી પડવાથી જે દુઃખ ફેલાયું તેને લઇને આ કાયદો હસ્તીમાં આવ્યો. સંપ્રદાયને ધર્માદા લેખે મળતાં નાણાંમાંથી જે કામ અગાઉ કરવામાં આવતું તે ગરીબ લોકો સંબંધી કાયદા અન્વયે રાજ્યે ઉપાડી લીધું, અને એમ કરવામાં સંપ્રદાયના ધાર્મિક ઉપદેશનાં નૈતિક પ્રાબલ્યને તે આધીન થયું હતું.

ઉપર ટપકે એટલું યાદ રાખવું જોઇએ કે દારિદ્રતા ટાળવા માટેની ટયુડર રાજાઓની રાજનીતિને અંગે ગરીબ લોકો સંબંધી કાયદો ઘડાયો હતો. રાજનીતિનો વધારે કઠોર ભાગ આજીવિકાનાં સાધન વિના રખડતાઓના સંબંધના કાયદાઓ (Vagrancy Laws)માં છે; અને એ કાયદાઓ આપણા વિચાર પ્રમાણે ભીષણ અને ઘાતકી હતા. કોઇને

પણ આળસુ પડી રહેવા દેવામાં આવતા નહિ, અને રખડેલપણા માટે પ્રથમ શિક્ષા તરીકે ઘાતકી રીતે ચાબખાનો માર મારવામાં આવતો અને છેવટે મરણ નીપજતું. કોઈ પણ રીતે લોકપ્રિય થયો નહોતો એવા પ્રકારના સમષ્ટિવાદ ઉપરથી આપણે આ યોજનાને સમષ્ટિવાદને લગતી હોવાનું ખચિત જ કહી શકીએ. કામ કરવાનો દરેક માણસનો જે હક્ક હતો તે પ્રમાણે અમલ થતો એટલું જ નહિ પણ તેની કામ કરવાની ફરજનો પણ અમલ થતો. આળસુ અને ગુન્હેગાર લોકો પાસે સજા દાખલ કામ કરાવવા માટે સ્થાપવામાં આવેલી ઉદ્યોગશાળા તેના નામ પ્રમાણે એવી સંસ્થા હતી કે ત્યાં માણસોને કામ કરવાની ફરજ પાડવામાં આવતી. અહીં નિરાધાર અવસ્થામાં પડેલાઓને રક્ષણ મળતું, તેમ કામ વિનાના માણસને કામ મળતું; કારણ આ માણસ માટે એમ માનવામાં આવતું કે એ એના કમનસીબને લીધે કામ વિનાનો હોવા કરતાં વધારે પ્રમાણમાં એના આળસને લીધે એ કામ વિના રઝળતો હતો. પીડિત માણસોને રાષ્ટ્ર તરફથી મદદ કરવાની તથા જેઓને આળસુ ધારવામાં આવતા તેઓના તરફ રાષ્ટ્ર તરફથી સખત થવાની આ મિશ્રિત પદ્ધતિ આપણા સમય સુધી ચાલુ ઉતરી આવી છે, પણ વચગાળામાં તેમાં ઘણા ફેરફારો થયા છે, તેમ જ ઘણી બાબતોમાં તેની સખતાઇ નરમ પડી છે. આ પદ્ધતિ કયા સિદ્ધાંતો ઉપર રચાઇ છે તે નક્કી કરવા માટે આપણે તેની બારીક તપાસ લેવાની જરૂર છે.

એમાં કંઇ શક જ નથી કે મૂળમાં ગરીબ લોકોનાં સંકટ નિવારવાનું કામ ખ્રિસ્તી ધર્મ પ્રમાણેની પરોપકારબુદ્ધિ ઉપર, અને નહિ કે ન્યાય મેળવવા માટેના કોઇ માની લીધેલા હક્ક ઉપર રચાયું હતું. રાજ્યે ભુખે મરતાંઓને ખવાડવાનું હતું કેમકે ખ્રિસ્તી ધર્મ પ્રમાણે એ તેની ફરજ હતી. આપણે એટલું તો ખાતરીથી કહી શકીએ કે ન્યાયની રીતે આવાં માણસોને રાજ્ય તરફથી ટેકો મેળવવાનો હક્ક હતો એવો કોઇ વિચાર રાણી ઇલિઝાબેથને તેમજ એની પાર્લામેન્ટને

આવ્યો હશે નહિ. તેઓ ખ્રિસ્તી તરીકે દાન કરવા માટે જ ઇંતેજાર હતાં. પરંતુ હવે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે ગરીબ લોકો સંબંધી કાયદાનું સમર્થન કરી તેને ટકાવી રાખવો જોઇએ, કારણ માત્ર પરોપકાર વૃત્તિને લઇને નહિ પણ ન્યાયની દૃષ્ટિએ રાજ્યના નાગરિકોને ભુખે મરવા ન દેવા જોઇએ. એમાંથી વિશાળ અગત્યતાનો વિનોદી પ્રશ્ન ઉઠે છે. કારણ જો આપણે એનો ઉત્તર સ્પષ્ટ રીતે વાળી શકીએ તો, આપણને માલમ પડશે કે એ સૂત્રની મદદ વડે બીજા ઘણા સામાજિક પ્રશ્નોનો ઉકેલ કરી શકાશે.

ન્યાયની દૃષ્ટિએ રચાએલો દાવો ખચિતજ આકર્ષક છે. આગ્રહપૂર્વક એમ જણાવવામાં વાંધો નથી કે કોઇ પ્રમાણિક માણસ નિષ્કલંક જીંદગી ગાળતો હોય, પોતાની બુદ્ધિ પ્રમાણે તથા મળતી તકનો લાભ લઇ મહેનત મજુરી કરતો હોય, તો તેને તેની કંઇપણ ભૂલ વિના માત્ર તેના કમભાગ્યને લઇને તદ્દન નિરાધાર અવસ્થામાં પડી જઈ સબડવા, તેમ બીજાઓ તરફની મદદને અભાવે, ભૂખે મરવા દેવો જોઈએ. આ ઉપરથી એવો પ્રશ્ન પુછી શકાય કે એને એના નસીબમાં હોય તે ભોગવવા દેવું અને જે સમાજમાં એ રહેતો હતો અને જેને એના સદ્‌ગુણી તથા મહેનતુ જીવનથી ફાયદો મળતો હતો તેણે એને માટે કંઇપણ કરવું નહિ એ શું ન્યાયપૂર્વક કહેવાશે. એને એનું ભોગવ્યું ભોગવવા દેવું એ સહન ન થઇ શકે એવું ઘાતકીપણું લાગે, સમાજને લાંછન લાગે એવો અન્યાય ગણાય, ઇશ્વરી કાયદા મુજબ ભારે ગુન્હો થાય, એ સર્વ રીતે ખરૂં છે. પણ આ ઘાતકીપણું ખરી રીતે અન્યાય ગણી શકાય કે કેમ એ શક પડતી બાબત થાય. જે ક્રુર રાજ્ય કોઇ માણસને ભુખે મરવા દે છે તે પ્રત્યક્ષ રીતે તેને હાનિ કરતું નથી. સવાલ માત્ર એટલો જ છે કે જે મેળવવાનો એનો અધિકાર છે તે રાજ્ય એને મળતું અટકાવે છે ? મારા વિચાર પ્રમાણે એમ સાબિત કરવું મુસ્કેલ છે. ( ધારેલા દાખલામાં ) માણસને ભુખે મરતો બચાવવા રાજ્યે કદી પણ સીધી કે આડકતરી

રીતે કરાર કર્યો નથી. એ કંઇ પણ વચનનો ભંગ કરતું નથી. કારણ તેને કંઇ પણ વચન આપવામાં આવ્યું નથી. એની પ્રત્યે રાજ્યની કંઈ ફરજ નથી, સિવાય કે આપણે એવો સિદ્ધાંત સ્વીકારીએ કે કરાર કે સરત વિના સેવા કરવામાં આવી હોય છતાં તે કરવામાં આવી છે એટલા ઉપરથી જ તે માટે કંઇ બદલો મેળવવાનો હક્ક બંધાય છે. જે માણસે સેવાનો બદલો વાળવા માટે કદી વચન આપ્યું ન હોય તે સેવાનો ન્યાયની રીતે બદલો આપવા તે બંધાએલો છે એમ શું આપણે કહી શકીએ ? હું ધારૂં છું કદી નહિ. પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે વચન આપવામાં આવ્યું હોય એ સિવાય ગમે તેવી ભારેમાં ભારે સેવા બજાવવા માટે બદલો મેળવવાનો દાવો કોઇ પણ ન્યાયાધીશી અસંશય સ્વીકારી શકશે નહિ. એક માણસ બીજાની જીંદગી બચાવે છતાં પણ એણે જે કંઇ કર્યું હોય તે માટે નાનામાં નાની બક્ષિસ કાયદાના અમલ મારફત એ મેળવી શકશે નહિ. કાયદાની દૃષ્ટિએ ન્યાયને માટે એવું જરૂરનું નથી કે એક માણસે બીજા તરફ કૃતજ્ઞ થવું જોઇએ અથવા એક માણસે બીજા તરફ પરોપકારી થવું જોઇએ; એને માટે એટલું જ જરૂરનું છે કે એક માણસે બીજાને આપેલું વચન પાળવું જોઇએ. વચનનો ભંગ કરવો એ અન્યાય છે. કોઇને નુકસાન કરવું એ અન્યાય છે, પણ જે ઉપકાર કરવા માટે સરત કરવામાં ન આવી હોય તે ઉપકાર કરવામાં નિષ્ફળ જવું એ અન્યાય નથી, અને તેથી કૃતઘ્નતા માટે કાયદો કંઇ બદલો મેળવી આપતો નથી. રાજ્ય અને ભુખે મરતા માણસ વચ્ચેના સંબંધને આજ નિયમ લાગુ પાડીએ તો સ્પષ્ટ જણાય છે કે એ માણસે સમાજ પ્રત્યે જે સેવા કરી હોય તે ઉપરથી ન્યાયની દૃષ્ટિએ મદદ મેળવવા તેને કંઇ હક્ક મળતો નથી. ઉપર જણાવ્યા પ્રમાણે, સમાનતાની, એટલે ભલું કર્યું હોય તે પ્રમાણમાં યોગ્ય બદલો મેળવવાની, ભાવના ચોક્કસ રૂઢ સંજોગોમાં, દાખલા તરીકે રમત રમવામાં, ન્યાયની કલ્પનાનો માત્ર ભાગ છે. જ્યાં રૂઢિનો અભાવ હોય

છે, એટલે જ્યાં કંઈ વચનનું સૂચન થતું નથી, ત્યાં લાયક અથવા દુઃખી માણસને મદદ કરવામાં બતાવાતી બેદરકારી ગમે તેવી ઘાતકી અથવા કૃતઘ્ન લેખાય છતાં તે અન્યાયી નથી હોતી.

તકરારમાં આ નિર્ણય દૃઢ દેખાય, પણ કેટલાંક મુશ્કેલ પરિણામો એની સાથે સંબંધ ધરાવે છે તેની ના પાડી શકાશે નહિ. એમાંથી એવું પરિણામ તરી આવે છે કે ગરીબ લોકો સંબંધી કાયદા અન્વયે જે મદદ આપવામાં આવે છે તે ન્યાય પ્રમાણે આપવાની મદદ નથી, માટે બીજાં કોઇ કારણની મદદ લઈ તેનો બચાવ કરવો જોઇએ અથવા મદદ આપવાનું છોડી દેવું જોઇએ. દરેક જણને લાગે છે કે મદદ આપવાનું છોડી દેવું એ નૈતિક દૃષ્ટિએ અસહ્ય થઈ પડે. તો પછી એનું સમર્થન કેમ થઇ શકે ? જો આપણે એમ કહીએ કે ગરીબોને મદદ કરવી એ રાષ્ટ્ર તરફથી દાન કરવા બરાબર છે તો બે મુશ્કેલીઓ આપણી સામા ખડી થાય છે. પહેલી મુશ્કેલી એ છે કે દાન ફરજીઆત હોવું ન જોઇએ, અને તેનાં સ્વરૂપ ઉપર લક્ષ રાખીએ તો તે એવું હોઇ શકે જ નહિ. અને બીજી મુશ્કેલી એ છે કે, ફક્ત નિરાધાર માણસોને જ મદદ આપવાનું રાખી અન્ય પ્રકારનાં સંકટોનું નિવારણ કરવા ના પાડવી એ કેમ બની શકે, કારણ દાન કરવાની વૃત્તિ આપણને એનાથી આગળ લઈ જાય છે. આ વાંધાઓનો એવો જવાબ આપી શકાય કે રાજ્ય તરફથી ગરીબોને જે મદદ આપવામાં આવે છે તે ખચિત જ દયાભાવથી આપવામાં આવે છે. એ તો નિઃસંશય છે કે જો સમાજ દાન કરવાની ફરજમાંથી પોતાને મુક્ત માનતી હોય તો ગરીબ લોકો સંબંધી કાયદો કદી પસાર થયો નહોત, અથવા જો તે પસાર થયો હોત તો તેનો કદી નીભાવ થયો નહોત. એ કાયદો અત્યાર સુધી નીભાવવામાં આવ્યો છે અને કદાચ હજી પણ નીભાવાય છે તેનું કારણ એટલું જ છે કે સમાજ એવી કૃપાળુ છે કે તેનાથી એ કાયદો છોડી દેવાતો નથી. દયાને લઇને મદદ કરવાની સમાજને ફરજ પાડવાનો આપણે કેવી રીતે બચાવ

કરી શકીએ, મનુષ્ય પ્રાણી ઉપર દાન કરવા સારૂ દબાણ કરવું એ શું નૈતિક દૃષ્ટિએ મૂર્ખાઇ ભરેલું નથી ?

પાછલાં પ્રકરણોમાં ધર્મને રાજ તરફથી સ્વીકારવાના સંબંધમાં જે કહેવામાં આવ્યું છે તે સ્મરણમાં આણી આપણે આ સવાલનો જવાબ આપીએ. એ બાબતમાં એમ જણાવવામાં આવ્યું હતું કે દરેક જણ એક જ ધાર્મિક અભિપ્રાય ધરાવતું હતું ત્યાંસુધી ધર્મને રાજ તરફથી સ્વીકારવાના સંબંધમાં કંઇ મુશ્કેલી ઉઠે એમ હતું નહિ. પ્રજામાં જ્યાંસુધી ધાર્મિક વિચારની સામ્યતા રહી ત્યાંસુધી રાજ તરફથી ધર્મનો સ્વીકાર કરવા બાબતની વધારે જુની અને ચુસ્ત ભાવના (કદાચ અનુચિત માની શકાય) છતાં અયોગ્ય નહોતી. દાખલા તરીકે, જ્યાંસુધી જાહેર ભક્તિમાંથી ગેરહાજર રહેવા માટેનું કારણ અંતઃકરણપૂર્વક ભિન્ન મત ધરાવવાનું ન હોઇ માત્ર આળસ અથવા બેદરકારી હોય, તો દરેક જણને જાહેર ભક્તિમાં હાજરી આપવાની ફરજ પાડવામાં આવે તો સ્વાભાવિક રીતે તેમાં કંઇ જુલમ કરવામાં આવતો નથી. પણ હમણાના વખતમાં, ધાર્મિક વિચારની સામ્યતા નથી છતાં ખ્રિસ્તી ધર્મ પ્રમાણેનાં નીતિનાં કેટલાંક સિદ્ધાંતોની બાબતમાં પ્રજા એકમત છે. સર્વત્ર સ્વીકારાએલાં આ સિદ્ધાંતમાંનો એક સિદ્ધાંત અત્યંત દારિદ્રતા તથા નિર્ધનતાનાં સંકટનું નિવારણ કરવા બાબતનો છે. ઇંગ્લંડમાં એક જ ધાર્મિક સંપ્રદાયના અનુયાયીઓની બનેલી સમાજ કે ખ્રિસ્તી ધર્મ માનનારી સમાજ વસતી નથી, પણ ગરીબોને મદદ કરવાની નૈતિક ફરજ એકમતે સ્વીકારનારી સમાજ વસે છે. માટે જે લોકો તેમના ઉપર દબાણ કર્યા વિના ગરીબોને લગતો લાગો આપવામાં નિષ્ફળ જાય તે લોકો પ્રત્યે બતાવવામાં આવતી બચાવ ન થઇ શકે એવી બેદરકારી દૂર કરવી અને—જેમ કરવાનું દરેક જણ ન્યાયયુક્ત હોવાનું સ્વીકારે છે—તે પ્રમાણે તેમને અમલ કરવાની ફરજ પાડવી એમાં કંઇ સહન ન થઈ શકે એવું નથી. એ ખરૂં છે કે જેઓને ગરીબ લોકોને લગતો લાગો આપવાની ફરજ પડે છે માટે જ

તેઓ આપે છે તેમાં તેઓ કંઇ દાન કરતા નથી. સર્વત્ર સ્વીકારાએલાં નૈતિક ધોરણ કરતાં નીચા ઉતરેલા કેટલાક માણસો પોતે આપવી જોઇતી મદદની રકમ આપવા નાખુશ હોય તેટલાં કારણે પ્રજાને તેના સામાજિક સ્વરૂપમાં તેની પરોપકારી વૃત્તિ પ્રમાણે અમલ કરવામાં યોગ્ય રીતે અડચણ નાખી શકાય નહિ. ગરીબોને લગતો લાગો આપવામાં અંતઃકરણપૂર્વક ભિન્ન મત હોય, પ્રજામાંથી નૈતિક અભિપ્રાયની સામ્યતા જતી રહી હોય, તો આ પ્રમાણથી ગરીબોને લગતો લાગો ઉઘરાવવાનું યથાર્થ છે એમ સાબિત થઇ શકે નહિ. પરંતુ જ્યાંસુધી ગરીબોને મદદ કરવાની નૈતિક ફરજ સ્વીકારવામાં પ્રજા એકમત હોય ત્યાંસુધી, ફરજનાં જે ધોરણથી કેટલાકો અંતઃકરણ-પૂર્વક જુદા પડતા ન હોય છતાં તે પ્રમાણે વર્તવાને તેઓ આનાકાની કરતા હોય તોપણ, જેવી રીતે તે જાહેર રાજનીતિની કોઈ યોજના અમલમાં મુકવાનો અધિકાર ધરાવે છે તેવી રીતે તેના સર્વ નાગરિકોએ પસંદ કરેલાં દાન કરવાનાં કાર્ય પ્રમાણે ચાલવાને તે મુખત્યાર છે.

ગરીબોને મદદ કરવાનું યોગ્ય હોવાથી, અને તેથી રાષ્ટ્રના બચાવ માટેના અથવા એવા કોઈ પ્રકારના જાહેર ઉપયોગી કામને એ મળતું આવતું હોવાથી તેનો વધારે સારી રીતે બચાવ થઇ શકે. નિર્ધનતાનાં સંકટનું નિવારણ ન કરવાનું ઘાતકી ન ગણાય તો મૂર્ખાઈ ભર્યું તો ખચિત ગણાય. પ્રજાના એક ભાગને નિરાશ થવા દેવો એ ગુન્હા તથા બળાત્કારને ઉત્તેજન આપવા, કાયદાની સત્તા નબળી પાડવા તથા સામાજિક વ્યવસ્થાને છિન્નભિન્ન કરવાનું જોખમ ખેડવા જેવું છે. વિચારશક્તિ અનુસાર આ ઘણું મજબૂત પ્રમાણ છે; પણ એની નબળાઇ એટલી જ છે કે એ પ્રમાણ ઉપર ગરીબ લોકો સંબંધી કાયદાનું ખરી રીતે સમર્થન થતું નથી. જે કોઇ આ બાબત ધ્યાનપૂર્વક વિચાર કરશે તેને નિઃસંશય માલૂમ પડશે કે ગરીબ લોકો સંબંધી કાયદાની સંસ્થાને ખરેખર રાષ્ટ્ર તરફથી દાન કરવાની નિયમિત પદ્ધતિ

તરીકે દયાળુ વૃત્તિને લઈ અનુમોદન અપાય છે. વૃદ્ધાવસ્થાને લઇને પેન્શન આપવા બાબતના નિયમ ( Old Age Pensions Act )માં તથા રાષ્ટ્ર તરફથી વિમો ( National Insurance ) ઉતારવા બાબતના નિયમમાં દુઃખી માણસોને રાજ્ય તરફથી મદદ આપવામાં જે ભારે વધારો કરવામાં આવ્યો છે તેનો પણ એ બાબતમાં અન્ય વિચારણા ઉપર વધારે ભરોસો મુકવામાં ન આવે તો, એ જ રીતે બચાવ થઇ શકે. ચતુરાઇથી એવી તકરાર લઇ શકાય કે મોતાજ પણ લાયક માણસોને તેમની વૃદ્ધાવસ્થામાં અથવા માંદગી દરમિયાન અથવા અપંગાવસ્થામાં મદદ આપવા સારૂ રાજ્ય ઉપર ન્યાયની રીતે કંઇ દાવો આગળ કરી શકાય નહિ, છતાં કૃતજ્ઞતા માટેનો દાવો વાજબી રીતે કરી શકાય; પરંતુ આ તકરારથી સંપૂર્ણ રીતે ખાતરી થાય એમ નથી. આગળ જણાવ્યા પ્રમાણે, પોતાના મિત્રની જીંદગી બચાવી તે કારણે કોઇ પોતાના મિત્ર પાસેથી ન્યાયની રીતે લાભ મેળવવા હકદાર થતો નથી, પણ ઉપકારની દૃષ્ટિએ તેને એવો હક્ક પ્રાપ્ત થાય છે. બદલો વાળવામાં બેદરકારી બતાવવાથી કોઇને કંઇ નુકસાન થતું નથી, પણ જે માણસ તરફથી આટલો મોટો લાભ મળ્યો હોય તેને મદદ કરવાની ના પાડવી એ ભારે અનુપકાર થાય. એ જ પ્રમાણે જો રાજ્ય લાયક તથા નિર્ધન સ્ત્રીપુરૂષોને તેમનાં ઘડપણમાં પેન્શન વિના અથવા તેમની અપંગાવસ્થામાં મદદ વિના સબડયા કરવા દે તો તે તેમની તરફ અનુપકારી થયું કહેવાય. ઉપકાર શુદ્ધ રીતે દાન અથવા ન્યાય એ બેમાંનાં એકને પણ મળતો આવે એમ નથી. પણ કેટલીક બાબતમાં એ બન્નેનાં લક્ષણ તેમાં આવે છે. આપણે 'ઉપકારનો ભાર આપણે માથે ચઢયા 'નું કહીએ છીએ અને એવાં બીજાં વચનો વાપરીએ છીએ; પણ ખરેખર એ સઘળાં વચનો અલંકારી છે, કારણ ન્યાયની આવશ્યક ભાવના પ્રમાણે જે ચોક્કસ તત્વો રહેવાં જોઇએ તે ઉપકારની ભાવનામાં જણાતાં નથી, તેમ જ દેવું આપવાનું જાણી જોઈ મોકુફ રાખવું એ ચોરી કરવી અથવા અપ્રમાણિક થવા

બરાબર છે એ વિચાર પણ તેમાં આવતો નથી. ઉલટું જે અર્થમાં દયા પ્રેમને મળતી આવે છે તે જ અર્થમાં ઉપકાર પણ પ્રેમને મળતો આવે છે; અને ઉપકાર કંઈ દાન નથી, છતાં એ બન્ને એકબીજા સાથે ભેળાઇ જાય છે, અને વ્યવહારમાં ઘણું ખરૂં એકબીજાથી પરખાઇ આવતાં નથી.

આથી જેઓ દુઃખમાં પડેલાં હોય તેમને મદદ કરવાની રાજ્યની ફરજ રાષ્ટ્ર તરફથી દાન કરવાને લગતી અથવા ઉપકાર કરવાને લગતી અથવા જરૂરીઆતને લગતી બાબત લેખી શકાય. અને આ ત્રણે પ્રમાણોમાંનાં કોઇપણ પ્રમાણને આધારે આ રાજનીતિને ટેકો આપવાની સંરક્ષણવાદ આનાકાની કરતો નથી. જેઓ પોતાના દેશનું ભલું ઇચ્છે છે તેઓ સઘળા સામાન્ય રીતે ઉપકાર કરવાની વૃત્તિથી તેમ જ જરૂરીઆતને કારણે ખેંચાય છે, અને ટોરીવાદની ધાર્મિક પરંપરાનો વારસો જે પક્ષને મળેલો છે તેને દાનને લગતું પ્રમાણ કંઇ ઓછું દોરવી જતું નથી. જો આ બાબતો ઉપરથી એવો સિદ્ધાંત બાંધવાની તક સાધવામાં આવે કે, દરેક માણસે રાજ્ય પ્રત્યે જે સેવા બજાવી હોય તેના પ્રમાણમાં રાજ્ય ઉપર તેનો હક્ક છે તો અન્ય મત ધરાવનારા પક્ષો સાથે સંરક્ષણવાદ અથડામણમાં આવે છે. ઉપકારની દૃષ્ટિએ જ આવો હક્ક આગળ કરવામાં આવતો હોય તો પ્રમાણ યોગ્ય છે કે નહિ તે બાબત પ્રશ્ન રહેતો જ નથી. પણ ન્યાયની દૃષ્ટિએ હક્ક બંધાતો હોય, અને તે પ્રમાણે તેનો સ્વીકાર થતો હોય, તો તરત જ એવો પાયો રચી શકાય કે તે ઉપર રાજ્યના સમષ્ટિવાદની આખી વ્યવસ્થાની ઇમારત ખડી કરી શકાય. કારણ એટલું સ્પષ્ટ છે કે જો પ્રશ્ન ન્યાયને લગતો હોય તો જેઓ રાજ્યમદદ મેળવવા માટે દાવો કરે છે તેમનાં સંકટ અપ્રાસંગિક થાય છે. લહેણદાર ગરીબ માણસ હોય અને તેનાં માગતાં નાણાંની તેને જરૂર હોય તેટલા કારણથી તે લહેણદાર મટતો નથી. જેવી રીતે કરોડાધિપતિને લૂટવો એ અન્યાય છે, તેવી જ રીતે ગરીબને લૂટવો પણ અન્યાય છે. સંકટને લઇને

કંઇ વિશિષ્ટ હક્ક પ્રાપ્ત થતો હોય એમ ન્યાય સ્વીકારતો નથી. તો પછી જો આપણે ઘડપણને લઇને પેન્શન મેળવનારાઓએ બજાવેલી સેવા માટે વાજબી રીતે તેમને જે મળવું જોઇએ તે પેટે વૃદ્ધાવસ્થાનું પેન્શન આપતા હોઇએ તો સૌથી તવંગરથી ગરીબ, સઘળા વૃદ્ધ માણસો ને આપણે એ પેન્શન આપવું જોઇએ. માંદગી સામે વિમો ઉતરાવનારાઓએ બજાવેલી સેવા ધ્યાનમાં લેતાં રાજ્ય તરફથી મદદ મેળવવાનો તેમને હક્ક છે એ કારણે રાજ્ય તેમને મદદ આપતું હોય, તો પછી આપણે વાર્ષિક ૧૬૦ પૌંડથી ઓછી આવકવાળાઓને જ મદદ આપવાની હદ બાંધવી જોઇએ નહિ, પણ દરેક જણને એ મદદ આપવી જોઇએ. આ નિર્ણય આપણને પ્રતિકૂળ જણાય તો આપણે શા માટે મદદ આપવામાં આનાકાની કરીએ તે સારૂ નવું કારણ શોધવું જોઇએ. તવંગર લોકોએ અત્યાર પહેલાં જે જે સેવા કરી હોય તેનો બદલો રાજ્યનાં રક્ષણ તથા રાજ્યની મદદ વડે જે દોલતનો તેઓ ઉપભોગ કરે છે તે મારફત તેમને મળે છે એ સિદ્ધાંત મારફત આપણને આવું કારણ ઉપલબ્ધ થાય છે. જો રાજ્ય ઉપર તેમનું કંઇ લહેણું પડતું ન હોય તો તે એટલાજ કારણે કે તેણે પોતાનું દેવું અત્યાર પહેલાનું અદા કરી દીધું હતું. જો તેમને તેમનું માગતું મળ્યું હોય તો ઘણાને તો એમના હક્ક કરતાં વધારે મળ્યું છે. ખરેખર આવીજ સ્થિતિ હમેશાં ચાલુ રહે છે. મિલકતને માટે એમ કહેવામાં આવે છે કે તે આવશ્યક રીતે રાજ્યની માલિકીની છે, પણ આસક્તિને લીધે અથવા બેદરકારીથી વ્યક્તિ સમાજને માટે જે કંઇ કરે છે તેના અનહદ બદલા તરીકે તેને વ્યકિતના કબજામાં જવા દેવામાં આવી છે. આ પછી છેલ્લાં પદ ઉપર અવાય છે, અને અહીં કરની અને મિલકતની ફરી રચનાની યોજનાની અગમચેતી થાય છે કે જેથી એવા ધ્યેય ઉપર પહોંચાય કે દરેક માણસની સેવાના બદલામાં તે જે ભોગવવાને લાયક હોય તે તેને મળે પણ વિશેષ નહિ.

આ તર્ક રચનામાં ત્રણ ચુકો જણાય છે. પ્રથમ, વ્યક્તિએ રાજ્ય

પ્રત્યે જે સેવા બજાવી હોય તેનો પુરેપુરો બદલો ન્યાયની દૃષ્ટિએ રાજ્ય વાળવા બંધાયલું છે એ ખોટું છે. બીજું, વ્યક્તિને રાજ્ય તરફથી જે મળ્યું હોય તેનો પુરેપુરો બદલો ન્યાયની દૃષ્ટિએ વ્યક્તિ વાળવા બંધાયલી છે એમ ધારવું પણ એટલુંજ ભૂલભરેલું છે. જુદાં જુદાં માણસો માટે હિસાબ રાખવામાં આવતો હોય અને દરેકને તેણે બીજાને માટે ઉપકારનું જે કામ કર્યું તેના પ્રમાણમાં તેને બદલો મળવો જોઇએ એવી ન્યાયની ખોટી ભાવના ઉપર આ બન્ને ભૂલો રચાઇ છે. આગળ જણાવ્યા પ્રમાણે અસમાનતાથી અન્યાયનું સૂચન થાય છે પણ તેથી અન્યાય સાબિત થતો નથી; અને રાજ્યનાં કર્તવ્યને લઇને આ અસમાનતા થતી હોય એમ પુરવાર થાય અને નુકસાનનાં પરિણામ રૂપે તે રહી ગઇ હોય તો આવે પ્રસંગે અસમાનતા અન્યાયનાં ખરા કારણ તરીકે લેખી શકાય. આથી એમ ધારવું કે વ્યક્તિઓ ઓછા વધતા પ્રમાણમાં સમૃદ્ધિવાન હોય તે ઉપરથી એવું જણાય છે કે રાજ્યે કોઇપણ ઠેકાણે અન્યાય કર્યો હશે, તો એ એમજ ધારવા બરાબર છે કે રાજ્યના કંઇ નુકસાનકારક કર્તવ્ય વિના કંઇ બીજી રીતે આ અસમાનતાનો ખુલાસો આપી શકાય એમ નથી. પણ ખરેખર એ તો જગજાહેર છે કે મનુષ્ય સ્વભાવમાં તથા જુદાં જુદાં મનુષ્ય પ્રાણીઓને પ્રારબ્ધ પ્રમાણે મળતી તકોમાં જે અગાધ અસમાનતા છે તેથી દોલતની વહેંચણીમાં પરિણામે જે અસમાનતા વ્યક્ત થાય છે તેનો યોગ્ય ખુલાસો મળી રહે છે. વ્યક્તિનો રાજ્ય સામે ન્યાય મેળવવાનો દાવો અથવા રાજ્યે વ્યક્તિને જે લાભો કર્યા હોય તે માટેનો રાજ્યનો વ્યક્તિ ઉપરનો દાવો એટલા કારણથી તુટી જાય છે કે લાભ મેળવવા માટે બદલો વાળવાનું વચન આપવામાં આવ્યું ન હોય તેવો બદલો વાળવાની કંઈ ફરજ નથી, અને રાજ્યની બાંહેધરી હેઠળ કેટલાંક માણસો બીજાઓના કરતાં વિશેષ સમૃદ્ધ થયાં છે એ કારણે કંઈ અન્યાય થયો છે એમ સાબિત થઇ શકતું નથી, અથવા સકારણ તેનું સૂચન પણ થઈ શકતું નથી. ત્રીજા વાંધાથી વ્યા-

વહારિક દૃષ્ટિએ વિચારનું એવું ઢીલાપણું જાહેર થાય છે. રાજ્ય અને વ્યક્તિએ એક બીજાને કરેલા ફાયદા સમાન હોવા જોઇએ એવો આગળ કરવામાં આવતો હક્ક સાબિત થઈ શકે તો પણ વ્યવહારમાં તે પ્રમાણે સંતોષકારક રીતે અમલ કરવો બીલકુલ અશકય જણાશે. હરીફાઈવાળાં બજારનાં ધોરણ સિવાય બીજી રીતે સેવા અને લાભોની અરસપરસ કિમત આંકવાનું તદ્દન જ અશકય છે, અને એ ધોરણ, આગળ જણાવ્યા પ્રમાણે, કંઇ નૈતિક વિચારો પ્રમાણે ચાલતું નથી. સમષ્ટિવાદના હિમાયતીઓ આ મુશ્કેલી ઘણી અપૂર્ણ રીતે સમજતા હોય એમ લાગે છે. તેઓ હરીફાઇ નાબુદ કરવાનો અને સાથે સાથે, અલબત હરીફાઇથી વિનિમયમાં જે કિમત ઠરે છે તેનો પણ નાશ કરવાનો વિચાર કરે છે. એ ઉપરાંત દરેક જણે કરેલી સેવાના પ્રમાણમાં તેનો બદલો આપવા તેઓ ઇચ્છા રાખે છે. આ અશકય બાબતને શકય કરવા પ્રયત્ન કરવા જેવું છે. હરીફાઇ અદૃશ્ય થાય એટલે કિમતનું વિદ્યમાન ધોરણ વધુ વખત ટકી રહેશે નહિ. સમષ્ટિવાદ પ્રમાણે ચાલતાં રાજ્યમાં દરેક માણસને શું આપવું તે નક્કી કરવા બીજાં સાધનોનો ઉપયોગ કરવો પડશે. પણ સેવાની ખરી કિમત આંકવાનું કામ મનુષ્ય શક્તિથી બીલકુલ દૂર છે. પ્રત્યક્ષ રીતે સેવાને માટે પારિતોષિક આપવામાં આવશે, પણ ખરૂં જોતાં તે લાગવગ તથા રાજદ્વારી દબાણને લઇને અપાશે એ નિઃસંશય છે. આથી રાજ્ય અને વ્યક્તિ વચ્ચે અરસપરસ અપાએલા લાભો તથા કરવામાં આવેલી સેવાઓનો સમતોલ હિસાબ ગોઠવવા યત્ન કરવાનું તથા ઠરાવવાનું ન્યાયી નથી તેમ વ્યાવહારિક પણ નથી. એ અગત્યનું છે કે સંકટમાં ગીરફતાર થએલાઓ માટેના નિવારણ સારૂ ડહાપણ ભરી તથા દયાળુ યોજનાઓને ટેકો આપવામાં સંરક્ષણવાદીઓએ છેતરાઇ જઈ ન્યાયના જે દાવાનો ખોટાં તર્કની મદદ વડે નુકસાનકારક ભુલો ટકાવવામાં ઉપયોગ થાય તે દાવા માટેનાં અસાર પણ સત્ય લાગતાં અને ખેંચાણકારક પ્રમાણો સ્વીકારવાં નહિ.

વ્યક્તિઓની દોલત વધારે પ્રમાણમાં લગભગ એકસરખી થઇ શકે અથવા દોલતની એ વહેંચણીનો માત્ર એકજ ભાગ સમાજને લાભકારક થઇ શકે તેવી રીતે સમાજની ભવ્ય રચના ફરી કરવાનું જેમ ન્યાયને માટે જરૂરનું નથી તેમ ઉચિત પણ નથી એ દર્શાવવું અસ્થાને જણાશે નહિ. ગરીબ લોકોને તાલેવંત બનાવવા એ નિઃસંશય ઉચિત છે; પણ ધનાઢ્ય લોકોને ગરીબ બનાવવા, એવો વિચિત્ર અભિપ્રાય પણ ફેલાયેલો જણાય છે. મારા મત પ્રમાણે આ વિચારશ્રેણી ભૂલ ભરેલી છે. નક્કી એટલુંતો ઘણું ઇચ્છવા જોગ છે કે ગરીબ લોકોને વધારે પૈસાવાળા બનાવવા; નિર્ધનતાને અશક્ય બનાવવી; અને દરેક કુટુંબમાં તેના નિર્વાહ માટે પુરતું હોય એટલુંજ બસ નથી, પણ નાદુરસ્ત તબિયત વેળાએ સુખશાંતિ મળી શકે, યોગ્ય તહેવારોના દિવસો આનંદમાં પસાર થઇ શકે તથા માત્ર મહેનત મજુરી કરવા સિવાયના જીંદગીના અન્ય આશયો પાર પડી શકે તે માટે પણ પુરતાં સાધન હોવાં જોઇએ. પણ જ્યારે ફ્રાન્સના રાજા હેનરી ચોથાની પેઠે દરેક જણ એવી ઇચ્છા ધરાવે કે દરેક ખેડુતને લહેજતદાર અને સ્વાદિષ્ટ ભોજન મળ્યા કરે, અને વખતના વહેવા સાથે નિર્ધનતાનું જોર કમી થાય અને તે ભાગ્યેજ દેખા દે, ત્યારે વધારે તવંગર લોકોને તેજ વખતે સમાજમાંથી ધીમે ધીમે કમી કરવા એ તેના જેટલું સત્ય મને લાગતું નથી. એથી ઉલટું મધ્યમસર તવંગર હોય એવા લોકો કરતાં ભારે ધનાઢ્ય લોકો સમાજનાં હિત માટે આવશ્યક છે. વાર્ષિક ૫૦૦ પૌંડની આવકવાળો માણસ દરવર્ષે ૧,૦૦,૦૦૦ પૌંડ કમાનાર કરતાં વધારે સારો નાગરિક છે એ ભાવનાનું અનુભવ ઉપરથી વાજબી રીતે સમર્થન થઇ શકતું નથી. જીવનમાં સુખ વિલાસની બાબતમાં બન્નેમાં ભાગ્યેજ કંઇ તફાવત પડે છે. વસ્તીના ઘણા મોટા ભાગ માટે સ્વીકારાએલા જીવનનાં ધોરણ અનુસાર બન્ને જણા સુખવિલાસમાં રહે છે. પણ ઓછી દોલતવાળા માણસ કરતાં ઘણી વધારે દોલતવાળા માણસને વારંવાર ઘણી વખત એવું ભાન થાય છે કે તેણે પોતાની દોલત

પોતાને જ માટે નહિ પણ બીજાઓને માટે પણ વાપરવી જોઇએ. એના ધનાઢ્યપણાની અસર એની કલ્પના શક્તિ ઉપર થાય છે. ધનને લઈ બીજાઓની સેવા કરવાની જે તક એને મળે છે તેથી સ્વાભાવિક આકાંક્ષા તથા અહંકાર ઉત્તેજિત થાય છે. વખાણ અને ઠપકાને લઈને જાહેર અભિપ્રાયથી એ ઉદાર થવાને પ્રેરાય છે. સર્વ દિશાએથી એની તરફ આંગળી બતાવણું થયા વિના સદંતર સ્વાર્થપણે એ પોતાનું જીવન ગાળી શકે નહિ. જો કોઇ ધાર્મિક અથવા ધર્માદા કામ માટે એ પોતાની દોલત ભરપટ્ટે કાઢી આપે છે તો પોતાની શક્તિની ભવ્યતા તથા સાધનની વિપુલતા જોઇ એ આનંદ પામે છે. સૌથી ઉચ્ચ આશયો બાજુએ રાખીએ તો પણ બિનસ્વાર્થ, ખરચ કરવામાં એને સર્વ તરફથી ઉત્તેજન મળે એમ છે. જીવન વ્યવસાય તરીકે ઉદાર વૃત્તિ પ્રમાણે એને દોરવી જવા માટે દરેક વસ્તુ અનુકૂળ છે. પણ વર્ષે ૫૦૦૦ પૌંડ કમાનાર માણસને તેના ખરચમાં પરોપકારી તથા જાહેર જુસ્સાવાળો થવા તેના સદ્‌ગુણ સિવાય બીજું કંઇ ખેંચી જતું નથી. મોજશોખમાં જ પોતાની સઘળી આવકનો વ્યય કરવાનું તે પસંદ કરે તો ઘણા નાના મંડળની બહાર એની ઉદરપરાયણતા કોઇના જાણમાં આવતી નથી તેમ તેની કોઇ દરકાર કરતું નથી. એથી ઉલટું જો એ પરોપકારી થવા પ્રયત્ન કરે તો સરખામણીમાં નાના અને ધ્યાન ન ખેંચાય એવા પ્રમાણમાં જ તે તેમ કરી શકે. એની બક્ષિસનું પરિણામ ઘણું થોડું આવે છે, અને ભાગ્યે જ કોઇ તે જાણવા આતુર થાય છે. આ પ્રમાણે તે જે કંઇ કરે છે તેથી એને અંતઃકરણની નિર્વૃત્તિ મળે અને કદાચ થોડા મિત્રો તરફથી શાંત ધન્યવાદ મળે. પણ જાહેર વર્તમાનપત્રમાં એની પ્રશંસા થાય નહિ તેમ એને કંઇ કીર્તિ પણ પ્રાપ્ત થાય નહિ. સમાજની દૃષ્ટિએ વિચાર કરતાં એ તો નિર્વિવાદ જણાય છે કે સાધારણ રીતે પૈસાવાળા વર્ગ કરતાં કરોડાધિપતિ પાસેથી ઘણું વધારે મેળવવામાં આવે છે. ખરેખર પરોપકારી પુરૂષે પોતાની દોલતનો સદ્‌ઉપયોગ કરવો જોઇએ એ ભાવના યુરોપના

બીજા કોઇ પણ દેશ કરતાં ઇંગ્લંડમાં વધારે દૃઢ છે તે કદાચ ઉચ્ચ પદવી ભોગવનારા વિશાળ જમીન ધારણ કરનારાઓના દાખલાના અનુકરણમાંથી ઉદ્‌ભવી હોય. એ ભાવના આ ધનાઢ્ય લોકોમાં ઉત્પન્ન થઇ હતી, અને તેમની મારફત વધારે તવંગર થતા જતા વર્ગમાં ફેલાઇ જે સઘળાઓ પોતાની દોલતને લઇને કોઇ રીતે સામાજિક મંડળના કેન્દ્રરૂપે બને છે તેમનામાં ઉતરે છે. પણ જો કેટલાક સમાજ સુધારકોનો આશય પાર પાડવામાં આવે અને કોઇને વર્ષે ૫૦૦૦ પૌંડથી વધારે આવક હોય નહિ, તો કદાચ આ પરંપરા નિર્મૂળ થાય. આમ છતાં પણ ભોગ વિલાસી વર્ગ રહેશે. કદાચ હમણાના કરતાં વધારે વસ્તીવાળો અને વિશેષ વિલાસી વર્ગ હસ્તી ભોગવશે. પણ એ વિલાસી વર્ગ વધુ વખત પરોપકારી રહેશે નહિ, અને સૌથી ઉચ્ચ આશયને લઈને અને અંતઃકરણપૂર્વક ધાર્મિક વૃત્તિવાળા મનુષ્ય જાતિનાં ઘણાં થોડાં માણસોમાં જ માત્ર એ વર્ગ દાન કરનાર ગણાશે; બાકીનો મોટો ભાગ તો એ વૃત્તિથી અલિપ્ત જ રહેશે. બીજાઓના ઉપયોગ માટે દોલત રાખવામાં આવે છે એવી ભાવના માત્ર ધર્મનિષ્ટ ખ્રિસ્તીઓમાં ઉત્કૃષ્ટ મંત્ર તરીકે રહેશે. સારી સ્થિતિના લોકોનો મોટો ભાગ પોતાનો પૈસો પોતાને માટે ખુલ્લી રીતે ખરચ્યો જશે.

દરેક વ્યક્તિને કેટલી દોલત એકઠી કરવા દેવી એનું નિયમન કરવા રાજ્યે પ્રત્યક્ષ રીતે દખલ કરવાથી અન્યાય થાય એમ લાગે છે, તેમજ એ પ્રવૃત્તિ ડહાપણ રહિત છે; પણ વ્યક્તિઓની આવક ઉપર અંકુશ મુકવાના હેતુથી નહિ પણ આખી સમાજના સામાન્ય હિતમાં વેપાર અને ઉદ્યોગની વ્યવસ્થા કરવા-રાજ્ય વચમાં પડયું છે અને વધારે વચમાં પડવા માટે વારંવાર તેને ઉશ્કેરવામાં આવ્યું છે. આ હેતુ પાર પાડવા સારૂ ખાણ ખોદવાના અને બીજા જોખમકારક ધંધામાં અકસ્માતો બનતા અટકાવવા, સાર્વજનિક તંદુરસ્તીના હિતમાં કારખાના તથા ઉદ્યોગશાળાનું નિયમન કરવા, છોકરાંઓને, અને કંઇક ઓછી સખતાઇથી, સ્ત્રીઓને કામે લગાડવા બાબત

અંકુશ મુકવા અથવા સદંતર તેનો અટકાવ કરવા મહાશ્રમથી વિગતવાર કાયદાઓ પસાર કરવામાં આવ્યા છે. થોડાજ સમય ઉપર ખાણમાં કામ કરનારાઓ પુખ્ત ઉમરનાં માણસો હોવા છતાં વધારે પડતા માનવામાં આવતા મજુરીના કલાકોમાંથી તેમનું રક્ષણ કરવા, તથા કેટલાક વધારે મહેનતવાળા ધંધામાં આપવામાં આવતો મુસારો, મુસારો નક્કી કરનાર મંડળના અંકુશ હેઠળ ઠરાવવો જોઇએ એમ નિર્દિષ્ટ કરનારા પ્રયોગો યોજાયા છે. સ્પષ્ટ રીતે કહીએ તો રાજ્યની આ મધ્યસ્થતાનો બે સિદ્ધાંતો મારફત બચાવ થઇ શકે. પ્રથમ તો એ કે એમાંથી જે પરિણામો નિપજ્યાં છે તે ઇચ્છવા યોગ્ય છે; અને બીજું વિશિષ્ટ પ્રસંગના સંજોગોને લઇને પ્રત્યક્ષ રીતે જે માણસોને લાગતું વળગતું હોય તેમની સ્વેચ્છાચારી પ્રવૃત્તિ મારફત આ હેતુઓ પાર પાડી શકે નહિ. આ કારણો યુક્તિસિદ્ધ જણાય છે. પણ તેમાં રહેલી સંદિગ્ધતા હેઠળ ભય ઢંકાએલો છે. ઇચ્છવા યોગ્ય વસ્તુ એટલે શું ? રાજમંડળને અમુક કાયદો ઇચ્છવા યોગ્ય લાગે પણ જે ઉદ્યોગનું એ કાયદા મારફત નિયમન થતું હોય તેમાં પડેલા કારીગરો તેને એવો ધારે નહિ. અથવા સઘળા નહિ તો થોડા કારીગરો એ કાયદો યોગ્ય ધારે. ખરેખર આજ પ્રમાણે આઠ કલાકના મુસદ્દા ( Eight Hours Bill )ના સંબંધમાં બન્યું છે. અને જો એમ પ્રતિપાદન કરવામાં આવે કે અમુક ઉદ્યોગ સાથે સંબંધ ધરાવનારા કેટલાકોજ ઇચ્છવાયોગ્ય ધારે તે રીતે રાજ્યે તે ઉદ્યોગને નિયમન કરવું જોઇએ અને નહિ કે તેમાં પડેલા સઘળાઓના વિચાર પ્રમાણે તેણે ચાલવું જોઇએ, તો એમાંથી નવી તકરાર ઉપસ્થિત થાય છે. જેવી રીતે સ્ત્રીઓ તથા છોકરાંઓ હમેશાં, અને કેટલાક ધંધામાં પડેલા પુરૂષો કદાચ, પોતાનું રક્ષણ કરી શકતાં નથી તેવી રીતે જેઓ પોતાનું રક્ષણ કરી શકતા ન હોય તેવાઓનું રક્ષણ કરવા જ નહિ પણ પોતાનાં હિતનો વિચાર કરવા સંપૂર્ણ રીતે સશક્ત હોય તેવા પુખ્ત ઉમરે પહોંચેલાં મનુષ્ય પ્રાણીઓને તેમનો ધંધો અમુક રીતે જ

ચલાવવાની ફરજ પાડવા રાજ્યે વચમાં પડવાનું હોય તો કાયદા ઘડવાનું કામ ઘણું જુલમી થઇ પડે એ ખુલ્લું છે. બીજો ભય એ છે કે કેટલીક વાર એ ખરૂં પડે છે કે ગરીબ માણસો તવંગર સાથે સોદા કરવામાં પોતાનું રક્ષણ કરી શકતા નથી તો પણ સંભાળપૂર્વક વિચાર કર્યા વિના એમ ધારી લેવું ન જોઇએ કે સ્વેચ્છાપૂર્વક તેમનો બચાવ કરવા માટેનો માર્ગ જડતો નથી, અને રાજ્યની સત્તાની મદદ લેવાની તેમને ફરજ પડે છે. વારંવાર એમ બને કે એકસંપી કરીને અથવા બીજી રીતે કારીગરો પોતાના સોદામાં જણાતી અસમાનતામાંથી નવો માર્ગ કાઢી શકે, અને રાજ્યની મદદ લેવાની તેમને જરૂર રહે નહિ. આવી રીતે કંઇ માર્ગ નીકળે એ વધારે સારૂં છે, કારણ જે વ્યક્તિઓનું રાજ્યતંત્ર બનેલું હોય છે તેમનાં ચારિત્ર્યનાં બળ ઉપર આખરે રાજ્યને આધાર રાખવો પડે છે; અને એ ચારિત્ર્યને મુશ્કેલી તથા સંકટમાંથી માર્ગ કાઢવાના પ્રયત્નથી પુષ્ટિ મળે છે, અને રાજ્યની મદદની આશા રાખવાની ટેવથી તે નબળું પડે છે. જે વિચારો હમણા પ્રચલિત છે તેજ વિચારો જો સાઠ વર્ષ પૂર્વે એટલા જ જોરમાં ફેલાયા હોત તો મજુર સંઘ તથા બધાએ સાથે મળી સોદા કરવાની પદ્ધતિ મારફત કારીગરો માટે જે થયું છે તે જ રાજ્યે કર્યું હોત. એ બે વચ્ચે જે કંઇ તફાવત જણાય તે ખચિત જ કારીગરોને લાભકારક થાત નહિ. મજુર સંઘ કારીગરના પોતાના અંકુશ હેઠળ હોય છે, અને તેની રચના વાળી વળે એવી હોવાથી વખતો વખત જરૂરીઆત પ્રમાણે તેને સંજોગોને બંધબેસતી બનાવી શકાય છે. અમુક ધંધામાં પડેલા કારીગરોની ઇચ્છાને ખચિત જ મળતી ન આવતી અનેક ગુંચવણભરી શક્તિઓ મારફત રાજ્ય ઉપર અંકુશ રહે છે. રાજ્ય કઢંગુ અને જડ યંત્ર છે, તેને ગતિમાં મુકવાનું મુશ્કેલ છે અને તે મહા મહેનતે તથા અણધારી રીતે પોતાનું કામ કરે છે. સહેલાઇથી એમ બની શકતે કે રાજ્યની ગુલામીને દુઃખદ રીતે મળતી આવતી સ્થિતિમાં કારીગરો આવી પડતે, તેઓને દરેક બાબતમાં

અમલદાર વર્ગે ઘડેલા નિયમો પ્રમાણે ચાલવું પડતે અને એમને માટે હુન્નર ઉદ્યોગની સઘળી પરિસ્થિતિ તેઓ ગોઠવેલી હોવાથી તથા એમની પોતાની બુદ્ધિ તથા દૃઢ વિચાર પ્રમાણે કંઈ કરવાનું એમને માટે રહેતું ન હોવાથી એ કામગારો કમજોર પડી જતે.

થોડાજ લોકોને એવો શક લેવાને કારણ રહેશે કે રાજ્યની સત્તાના અમલથી કામગાર વર્ગની સ્થિતિ સુધરી હોત તેના કરતાં મજુર સંઘની સ્વેચ્છાચારી પ્રવૃત્તિથી વધારે સુધરી છે. રાજ્ય અનુકરણ ન કરી શકે એટલી સહેલાઇથી તથા અનુકૂળતાથી મજુર સંઘો વર્ત્યા છે, અને સાથે સાથે તેમણે પોતાના સભ્યોને આત્મસંયમ, સહિષ્ણુતા, નિશ્ચય, તથા અગ્રેસર થવાની શક્તિ કેળવવાનું શિક્ષણ આપ્યું છે. પણ આપણે સમજવું જોઇએ કે સ્વેચ્છાચારી પ્રવૃત્તિથી જે કંઇ કરવામાં આવે છે તે ઘસારા વિના થતું નથી, અને ખેંચતાણ અને અથડામણના કેટલીકવાર લાંબા ગાળા પછીજ શુભ પરિણામ અનુભવાય છે. આપણા બાપદાદાઓને લાગતું કે મજુર સંઘો સુલેહશાંતિનો ભંગ કરનારા હતા. અને નિઃસંશય એ ખરૂં હતું કે તેઓ વારંવાર ગંભીર ચુકો કરતા અને ગેરવાજબી, ઉદ્વેગ કરાવનારૂં અને દુરાગ્રહી વલણ અખત્યાર કરતા. આજ પ્રમાણે વ્યક્તિઓની સ્વેચ્છાચારી પ્રવૃત્તિ પ્રમાણે કામ કરતાં પ્રસંગોપાત બને છે. રાજ્યની વ્યવસ્થા અનુસાર કામ લેવાથી એકી વખતે મધ્યમ પ્રમાણમાં ડહાપણ તથા કાર્યસાધકતાનો તથા ભારે સત્તાના અમલથી પરિણમતી સ્નિગ્ધતાનો લાભ મળે છે. પણ મોટાં રાજ્યનાં કાર્ય સાથે હમેશાં જે ઉગ્ર ગ્રામ્યતા જોડાએલી રહે છે તેથી એવું કાર્ય સ્પષ્ટ અને કુશળ હેતુથી કરવામાં આવે ત્યારેજ તે સિદ્ધ અને ફત્તેહમંદ થાય છે. કાયદાને સંજોગો સાથે બંધબેસતો બનાવી શકાય નહિ; જે બનાવ બને એમ ધારવામાં ન આવતું હોય તે માટે કાયદો બનાવી શકાય નહિ. આથી કોઇ બાબતમાં યોજના નક્કી કરવામાં ખોટા વિચારથી દોરવાઇ જવાયું હોય તો રાજ્યની પ્રવૃત્તિ અટકી પડે છે,

અને આપણે સમાજ સુધારકોને દીલગીરી સાથે કબૂલ કરતા જોઇએ છીએ કે પાર્લામેન્ટના અમુક કાયદાનો હેતુ ગમે તેવો સારો હતો છતાં તે નકામો થઇ પડયો છે. આવી રીતે કાયદો નિર્થક જાય તે માટે એવો ખુલાસો વારંવાર આપવામાં આવે છે કે પ્રસ્તુત સવાલને અંગે રહેલાં કંઇ તત્વનો આગળથી વિચાર કરવામાં આવ્યો નહોતો; કાયદો એક વેળા મંજુર કરવામાં આવે એટલે તેનાં વચન પ્રત્યે દુર્લક્ષ થઇ શકે નહિ, અને તેથી તે પ્રસંગને લગતી હકીકતને અનુકૂળ ન હોવાથી તથા તેને અનુસરવા અશક્ત હોવાથી તે નિર્બળ અને નકામો થાય છે. પણ રાજ્યની પ્રવૃત્તિ સામા એથી પણ વધારે ગંભીર વાંધો એ છે કે મરજી પ્રમાણે યત્ન કરવાથી જે શિક્ષણ મળે છે તે મેળવવા માટે એ પ્રવૃત્તિ કોઇ રીતે અનુકૂળ નથી હોતી. વધારે મુસારો મેળવવા અથવા કામ કરવાનો વખત ઘટાડવા મજુર સંઘમાં જોડાયલા કારીગરો જે મુસારો મેળવવા તથા વખત ઘટાડવા પ્રયત્ન કરે તેમાં તેઓ ફાવી જાય છે એટલુંજ નહિ પણ સાથે સાથે ઘણી કિમતી સામાજિક અને રાજદ્વારી કેળવણી તેમને મળે છે. એક બીજા સાથે રહી કામ કરવાનું તેઓને શીખવું પડે છે; જાહેર અભિપ્રાયને માન આપતાં તેઓને શીખવું પડે છે; બીજાઓનાં હિતની વાજબી રીતે દરકાર રાખતાં તેઓને શીખવું પડે છે. મજુર સંઘોએ વારંવાર ઘણાં ગેરડહાપણ ભર્યાં કામો કર્યાં છે એજ બીના તેઓ કેટલાં ઉપયોગી છે તેનો સૌથી સારો પુરાવો છે;કારણ ડહાપણ વિનાનાં કામો કરવાથી, અથવા ઓછામાં ઓછાં એવાં કામો કરવાની તક મળવાથી માણસ કાર્યસાધક રીતે ડહાપણ મેળવતાં શીખી શકે છે.

પરંતુ આ વિષય ઉપર લંબાણ કરવામાં ભૂલ થાય છે. કારણ રાજ્યની પ્રવૃત્તિમાં જ્યાં સુધી અન્યાય અથવા જુલમનો અંશ જણાતો નથી ત્યાં સુધી એમ કહી ન શકાય કે સંરક્ષણવાદનાં સિદ્ધાંતો તેની વિરૂદ્ધ છે. હમણાં આપણે જેને ' ટારિફ રીફોર્મ ' (Tariff Reform) ટારિફનો સુધારો કહીએ છીએ તે સુધારો કરીને પરદેશ સાથેના તથા વસાહતો સાથેના વેપારમાં રાજ્યે દખલગીરી કરવાના કાર્યક્રમનો

સંરક્ષણવાદી પક્ષે સ્વીકાર કરવાથી આ બીના થોડાં વર્ષ થયાં પ્રત્યક્ષ થઇ છે. આ નીતિ દેશના આયાત વેપારનું એવી રીતે નિયમન કરવા મથે છે કે જેથી ત્રણ હેતુઓ પાર પડે: દેશનો પરદેશ સાથેના વેપારનો થોડો ભાગ વસાહતો તરફ વાળવાથી દરીઆ પારના શહેનશાહતના મુલકોને ફાયદો થાય; બીજું, જે દેશો ટારિફની ગોઠવણમાં ઇંગ્લંડ પ્રત્યે સારા ભાવથી વર્તે અથવા વર્તવા ખુશી હોય તેમને જે સરતોએ પરદેશી વેપારીઓને ઈંગ્લંડના બજારમાં દાખલ કરવામાં આવે તે સરતો અનુસાર લાભ કરી આપી જે દેશો આમ કરવા ખુશી ન હોય તેમનાથી જુદા પાડવા; ત્રીજું, પરદેશીઓની વેપાર સંબંધી સ્પર્ધા ઉપર એવો અંકુશ મુકવો કે જેથી ઈંગ્લંડમાંની માલ ઉત્પન્ન કરવાની પરિસ્થિતિમાં અચાનક તથા અકળામણ કરાવે એવા ફેરફારો થતા અટકે અને ત્યાંનાં બજારની સ્થિરતા ટકી રહે. વેપાર નિયમન કરવાની આ યોજના આયાત કર મારફત અમલમાં આવતી હોવાથી તેનાથી પ્રસંગવશાત રાજ્યની તીજોરી માટે આવક કરી આપવાનો ચોથો હેતુ પાર પાડવા તજવીજ થાય છે. આ રાજનીતિમાં સમાએલાં આર્થિક સિદ્ધાંતોની ચર્ચા કરવી એ આ પુસ્તકના આશયથી દૂર જવા બરાબર થાય. એ રાજનીતિ સંરક્ષણવાદના સાધારણ સિદ્ધાંત સાથે કેવો સંબંધ ધરાવે છે તે દર્શાવવું બસ થશે. ટારિફનો સુધારો એ મુખ્યત્વે કરીને સંરક્ષણવાદમાંના સામ્રાજ્ય પક્ષનું સૂચન કરાવનાર વચન છે. એ તરફ સંરક્ષણવાદીઓ એટલા જ કારણથી ખેંચાય છે કે એથી દરીઆ પારના મુલકોમાં વસતા સ્વદેશ જનોની ઇચ્છા પાર પાડવાની તથા સ્વદેશાભિમાનથી ઉશ્કેરાતી સહાનૂભૂતિથી તથા વેપારી લાભ મળવાની આશાથી તેઓને માતૃભૂમિ સાથે નિકટ સંબંધમાં આણવાની તથા પરદેશોની રક્ષિત ટારિફથી ઈંગ્લંડના વેપારને થએલી હાનિનો બદલો વાળવાની આશા બંધાય છે. બીજું, સત્તાને જોરે વેપારના અનિયમિતપણાનું નિયમન કરવાના, તથા અંકુશ વિનાની હરીફાઇથી ખુલ્લી રીતે જે અસંતોષકારક અસર થતી હોય તેને બદલે

વેપારના પ્રદેશમાં સ્થિરતા અને વ્યવસ્થા આણવાના પ્રયત્ન તરીકે સંરક્ષણવાદમાં રહેલા ટોરી તત્ત્વને આ નીતિ આવકારદાયક લાગે છે. હમણાના સંરક્ષણવાદમાં રહેલા શુદ્ધ સંરક્ષણવાદી તત્વને એ નીતિ ખેંચાણકારક લાગતી નથી. કારણ અનિયંત્રિત વેપારની નીતિનો સ્વીકાર થયા પછી આવેલાં સમૃદ્ધિ અને આબાદીનાં વર્ષો તરફ નજર દોડાવતાં સંરક્ષણવાદી કંઇ પણ ફેરફાર કરવાને ઇંતેજાર જણાતો નથી. તેમ એ કંઈપણ મુશ્કેલી વિના જોઈ શકે છે કે ટારિફની સુધારણામાંથી વધારે ચોક્કસ રીતે રક્ષિત પદ્ધતિ તરફ સહેલાઇથી ઉતરી પડાય છે, અને ઇંગ્લંડમાં વેપાર માટે ઉચ્ચ પ્રકારનું રક્ષણ આપવાની વ્યવસ્થાને મળતી આવતી કોઈ યોજનાથી સમષ્ટિવાદનો માર્ગ સહેલો થાય છે. કેમકે રક્ષિત પદ્ધતિની આંહેધરી હેઠળ અમેરિકા અને જર્મનીની માફક વેપારી સમુદાયો તથા ટ્રસ્ટોની ખીલવણીને પુષ્કળ ઉત્તેજન મળશે અને માલ ઉત્પન્ન કરવાનાં સઘળાં સાધનો ખાનગી સમુદાયો એક હાથ કરે તેના કરતાં તે સઘળાંને રાજ્યના હાથમાં રહેવા દેવાં એ વધારે જોખમકારક અને નુકસાનકારક છે એમ તકરાર ઉઠાવવાનું ઘણું મુશ્કેલ થઇ પડશે. ખચિત એટલું તો ખરૂં છે કે ગમેતેમ ઇંગ્લંડના વતનીઓને હરીફાઇ કરવા દેવી અથવા રાજ્યનો અંકુશ રાખવો એ બેમાંનો એક વ્યવહારિક માર્ગ આપણે માટે ખુલ્લો છે, અને ખાનગી માણસોના કોઇ પણ સમૂહના અથવા રાજ્યથી ઉતરતી પંક્તિની કોઇ સંસ્થાના હિતમાં હરીફાઇ કરવા દેવા સારૂ પ્રતિબંધ મુકવા કરેલો પ્રયત્ન તરત જ અસહ્ય ધારવામાં આવ્યા વિના રહેશે નહિ. આનો જવાબ ટારિફમાં સુધારો કરવા ઇચ્છનારાઓ એમ કહી વાળશે કે આટલું નુકસાન કરી શકે એવી ઉચ્ચ પ્રકારનું રક્ષણ આપવાની વ્યવસ્થાનો સ્વપ્ને પણ તેઓએ ખ્યાલ કર્યો નહોતો. પણ તેઓના માર્ગમાં પડેલી મુશ્કેલી એ છે કે જો ટારિફનું ધોરણ એટલું બધું ઉંચું હોય કે તેથી પરદેશીઓની હરીફાઇ ઉપર અસરકારક રીતે પ્રતિબંધ પડે, તો ટારિફના ઓછાં

પાછળ દેશનાં વેપારીઓના સમુદાય ખચિતજ બંધાય; અને જો ટારિફનું ધોરણ એટલું બધું ઉંચું ન હોય તો સ્વદેશના બજારમાં આણવા ધારેલી સ્થિરતા આવી શકશે નહિ. ટુંકામાં હરીફાઈથી થતાં નુકસાન ખમ્યા વિના તેમાંથી મળતો લાભ લેવાનું સહેલું નથી. જો બજારની સ્થિરતા મેળવવા માટે તમો પરદેશી હરીફાઇને દેશની બહાર રાખો તો સ્વદેશનો વેપારી સમૂદાય બાંધી હજી પણ બજારને વધારે સ્થિર કરવા મથન કરશે; અને છેલ્લે સમાજસત્તાવાદી અસરકારક રીતે એવી તકરાર લેશે કે જો સ્થિરતા મેળવવી એજ તમારો આશય હોય તો રાજ્યે સર્વ પેદા કરવું તથા હરીફાઇને બીલકુલ જ અવકાશ આપવો નહિ એ સૌથી અનુકૂળ પદ્ધતિ છે.

પણ રાજ્યની દખલગીરીનો આ વિશિષ્ટ દાખલો આપણે ડહાપણભર્યો કે મૂર્ખાઇભર્યો માનીએ છતાં આપણા પ્રસ્તુત કારણને માટે એટલું ભાર દઇ જણાવવાનું વધારે અગત્યનું છે કે રાજ્યની દખલગીરીની રાજનીતિ સંરક્ષણવાદથી ભિન્ન નથી. રાજ્ય તથા વ્યક્તિના પોતપોતાના પ્રદેશ ઠરાવવાનાં સંબંધમાં જે પ્રશ્નો ઉઠે છે તેનો ટુંકામાં સંરક્ષણવાદીઓ કંઇ સામાન્ય જવાબ વાળી શકતા નથી. સામાન્ય લક્ષણનું એકજ સિદ્ધાંત બતાવી શકાય. તે એજ છે કે રાજ્યે વ્યક્તિ તરફ અન્યાયથી વર્તવું જોઇએ નહિં, એટલે તેના ઉપર બિન જરૂરી નુકસાન લાધવું જોઇએ નહિ. આ સરત સ્વીકારીએ તો, રાજ્યના અધિકાર વધારવાની કોઇ યોજનાનો સંરક્ષણવાદીઓએ કોઇ સામાન્ય સૂત્રનો ઉલ્લેખ કર્યા વિના માત્ર તેના ગુણદોશ ઉપર જ વિચાર કરવો નહિ, પણ સઘળું તોડી પાડવા તથા તેની ફરી રચના કરવા કરતાં જે કંઇ હસ્તીમાં હોય તેને ખીલવવાનું વધારે પસંદ કરવા બાબત તથા જેની કસોટી કરવામાં ન આવી હોય તે બાબત ડહાપણથી શંકાશીલ રહી વિચાર કરવો. આ કારણોને લઇ સંરક્ષણવાદના સિદ્ધાંત ઉપર રચાએલો સમાજ સુધારો શુદ્ધ વ્યક્તિગત ધોરણે થવાની જરૂર રહેતી નથી. સંરક્ષણવાદ તથા સમષ્ટિવાદ અથવા સંરક્ષણવાદ તથા

ઉદારમતવાદ વચ્ચે અર્થની કંઇ વિપરીતતા નથી. ડહાપણનાં મંત્ર પ્રમાણે ચાલવું તથા અણજાણી વસ્તુ કરતાં જે કંઇ અસ્તિત્વમાં હોય અને જેની કસોટી લેવાઇ હોય તે તરફ પસંદગી બતાવવી એ સિદ્ધાંતોને વળગી રહી સંરક્ષણવાદીઓને રાજ્યની સામાજિક પ્રવૃત્તિને વધાવી લેવામાં કંઇ મુશ્કેલી નડતી નથી. બીજા રાજદ્વારી પક્ષો કરતાં એમનું વલણ મુખ્યત્વે જે બાબતમાં પરખાઈ આવે છે તે એજ છે કે તેઓ દૃઢ રીતે ન્યાયને વળગી રહે છે. આથી સામાજિક વર્ગો અથવા વ્યક્તિઓ જે કંઇ પોતાની માલિકીનું ધરાવતાં હોય તે સઘળું અથવા તેમાંનો મોટો ભાગ તેમની પાસેથી લઇ લઇ તેમને નિર્ધન અવસ્થામાં આણી મુકે એવાં કોઇ પગલાં સામે એ પક્ષ વિરોધ બતાવે છે. એ એટલું તો ખુલ્લું છે કે જે એક માણસ પાસે હોય તે લઇ લેવું અને બીજાને આપવું એ અન્યાય કરવા જેવું છે, પછી પહેલો માણસ ગમે તેટલો તાલેવંત હોય અને બીજો ગરીબ હોય. છતાં ખાસ કરીને મિલકતની આવી ફેરબદલી કરાવનારા કાયદાના પ્રયોગોની હિમાયત કરવામાં આવે છે અથવા તેનો બચાવ કરવામાં આવે છે એ આશ્ચર્યજનક છે. આ બાબતમાં જે દૃઢ અભિપ્રાય લોકોમાં મોટે ભાગે હમણા પ્રચલિત થયો છે કે ધનાઢ્ય લોકોની મિલકતમાંનો કંઇ નહિ તો મોટો ભાગ ખેંચી લીધા વિના નિર્ધનતાનું નિવારણ થઇ શકે નહિ તેને આધારે જ આ હિમાયત કરવામાં આવે છે. આ પ્રમાણે આવા પ્રયોગોની ઉપયોગિતા ખરી અથવા ખોટી રીતે માની લેવામાં આવવાથી, ન્યાયની દૃષ્ટિએ જે સમર્થન કરવામાં આવે છે તેનો ઉત્તર એમ પ્રતિપાદન કરી વાળવામાં આવે છે કે વ્યક્તિઓ પાસે જે કંઇ હોય તેના ભોગવટામાં તેમને કંઈ પણ અડચણ આવવા ન દેવી એવા તેમના હક્કને મળતો જ સંકટ સમયે રાજ્ય પાસેથી મદદ મેળવવાનો તેમનો હક્ક છે. આ ભયંકર ભૂલ છે. તાલેવંત માણસના પ્રારબ્ધમાં હોય તે તેને વિના અડચણે રાજ્યે ભોગવવા દેવાના તેના હક્કના જેવો જ હક્ક ગરીબ માણસને

તેની કમનસીબીમાં રાજ્ય તરફથી મદદ મેળવવાનો છે એમ કંઇ ખરૂં નથી. અગર જો નિર્ધનતા અન્યાયનાં પરિણામ રૂપે છે એ ખરૂં હોય છતાં બીજાની મિલકત જપત કરીને તેનાં સંકટનું નિવારણ કરવું એ વાજબી નથી; કારણ એક અન્યાય દૂર કરવા માટે બીજો અન્યાય કરવા તમને અધિકાર નથી એના કરતાં કોઈ નૈતિક સિદ્ધાંત વધારે સ્પષ્ટ નથી. ખરૂં જોતાં ધનાઢયની મિલકત ગરીબ લોકોને તબદીલ કરી આપી નિર્ધનતાનું નિવારણ કરવું એ સિદ્ધાંત એક બે ખોટાં તર્ક ઉપર રચાયો છે. રાજ્ય અને વ્યક્તિ વચ્ચે પરસ્પર ધર્મ બજાવ્યા જવાના જે સિદ્ધાંતની આપણે આગળ સંપૂર્ણ તપાસ લઇ ગયા છીએ તે સિદ્ધાંત ઉપર ઉપલો વિચાર આધાર રાખે છે અથવા તો તે કોઇને હાનિ ન કરવાના ધર્મ તથા સંકટનું નિવારણ કરવાના ધર્મ વચ્ચે રહેલા તફાવતનો અનાદર કરે છે. આ બે ધર્મમાંનો પહેલો હમેશાં વધારે આવશ્યક છે; દાન કરવા માટે કોઇએ લૂટ ચલાવવાની નથી; ભાંગેલા વહાણના ખલાસીઓ ભુખમરાનું ભારેમાં ભારે સંકટ વેઠતા હોય છતાં તેઓએ પોતાનામાંના એકને મારી ખાઇ જવાનો નથી. આ સ્થિતિમાં ધનાઢયને ગરીબ બનાવવાની તથા ગરીબને તવંગર બનાવવાની નીતિ વ્યાવહારિક રીતે કાર્ય-સાધક હોય છતાં તે પ્રમાણે અમલ કરવાનું ન્યાયી લેખાશે નહિ. પરંતુ, ખરૂં જોતાં, આવા પ્રયોગ પ્રમાણે જેમ કામ થઇ શકે નહિ તેમ તે અનીતિભર્યો થાય. મિલકત જપત થવાની ધાસ્તીને લઈ લોકોને પોતાની દોલત પરદેશ મોકલી આપવાની અથવા છુપાવી રાખવાની ફરજ પડે, અને ભવિષ્યમાં દોલત એકઠી કરવાનું કામ યોગ્ય ગણાય કે નહિ તે બાબત અચોકસ રહેવાથી જે સાહસ તથા શ્રદ્ધાથી વેપાર ધંધો તથા હુન્નર ઉદ્યોગ આબાદ થઇ શકે છે તે સાહસ તથા શ્રદ્ધાને ભારે ધોક્કો બેસે છે.

આ પ્રમાણે બીજા કોઇ પણ રાજદ્વારી પક્ષના જેટલા જ સંરક્ષણવાદીઓ સમાજ સુધારાનાં કામોને અંતઃકરણપૂર્વક અનુમોદન

આપે છે, પણ કેટલાકોના કરતાં તેઓ વધારે સાવચેત તથા શંકાશીલ રહી એમ કરે છે. અલબત્ત આવા સુધારા કરવા માટે ઘડવામાં આવેલા કાયદાના હેતુ બાબત સંરક્ષણવાદીઓ તથા અન્ય પક્ષો વચ્ચે કોઇપણ રીતે ઝઘડો થયો નથી. દુઃખ નિવારણ કરવાની ઇચ્છા સર્વમાં એક સરખી વ્યક્ત થાય છે. સંરક્ષણવાદીઓ આ હેતુમાં ધાર્મિક અનુજ્ઞા રહેલી હોય એમ માને છે, કારણ એની ટોરી માન્યતા જે ધાર્મિક પાયા ઉપર રચાએલી છે તેથી ગરીબોનાં સંકટનું નિવારણ કરવાની સંભાળ લેવાનું એને માટે આવશ્યક છે. પણ જે ધાર્મિક સિદ્ધાંતો પીડિત લોકો તરફ સહાનુભૂતિ દર્શાવવાનું દબાણ કરે છે તે જ સિદ્ધાંતો ન્યાયની સત્તા સર્વોપરિ છે એમ જણાવે છે; અને સંકટમાં આવી પડેલાઓને રાષ્ટ્ર તરફથી મદદ આપવાના કામને અન્યાયનું કલંક ન લાગે એમ કાળજી રાખવાનો આગ્રહ કરવામાં સંરક્ષણવાદ સમાજ સુધારાની બાબતમાં પોતાનું અસાધારણ અને વિશિષ્ટ કામ કર્યું જાય છે.



# પ્રકરણ ૭ મું.

## પરરાજ્યો સાથેનાં તથા સામ્રાજ્યને લગતાં કામો.

ઇંગ્લંડના પરરાજ્યો સાથેનાં તથા સામ્રાજ્યને લગતાં કામોના સંબંધમાં સંરક્ષણવાદ જે વલણ અખત્યાર કરે છે તે ખાસ અગત્યની છે. એમ કહેવામાં હરકત નથી કે બીજા કોઇ રાજદ્વારી પક્ષ કરતાં સંરક્ષણવાદી પક્ષને ટેકો આપવા ઘણા માણસો લલચાય છે તેનું કારણ એટલુંજ છે કે પરરાજ્યો તથા વસાહતોને લગતી બાબતો વિષેના તેના સિદ્ધાંતો ડહાપણ ભરેલા અને સ્વદેશાભિમાનની લાગણીથી પ્રેરાતા તેઓ માને છે. વિશેષમાં આ સિદ્ધાંતો મારફત સંરક્ષણવાદી પક્ષને અસંખ્ય માણસોનો ટેકો મળ્યો એટલું જ નહિ પણ બીજી ઘણી મદદ મળી છે. પરરાજ્યો સાથેનાં તથા સામ્રાજ્યને લગતાં કામોનાં સંબંધની સંરક્ષણવાદી પક્ષની રાજનીતિ ઉદારમતવાદી પક્ષના અગ્રેસરોએ ઘણે મોટે ભાગે સ્વીકારી છે, અને નાણાં પ્રકરણને લગતા ઝઘડાઓ સિવાય પ્રજાનાં પરરાજ્યો સાથેનાં કામકાજો ઉપર હવે ચોકખી પક્ષાપક્ષીની તકરારો થતી નથી. પરંતુ આ બાબતોમાં ઉદારમતવાદ તથા સંરક્ષણ વાદ વચ્ચેના ભૂત કાળના ભિન્નમતની પરંપરા હજી જળવાઇ રહી છે; પોતાના પક્ષના નેતાઓના અભિપ્રાયથી જુદા પડનારા ઉદારમત-વાદી પક્ષના મોટા ભાગનાં મન ઉપર એ પરંપરા હજી અસર કર્યે જાય છે, અને એથી સંરક્ષણવાદી પક્ષને મતાધિકારી મંડળનો ટેકો મેળવવા માટે સબળ કારણ મળે છે.

પરરાજ્યો સાથેની રાજનીતિને લગતી ચર્ચામાં જોઇએ તે કરતાં કંઇક વધુ પ્રમાણમાં ખ્રિસ્તી ધર્મના નીતિવિષયક નિયમોનો આધાર લેવામાં આવે છે. ઉદારમતવાદીઓ ભાર દઇ જણાવે છે કે અન્ય પ્રજાઓના હક્કની અવગણના કરે અને પ્રમાણિક વહીવટની આડે આવે તથા ખ્રિસ્તીઓને કોઇનું પણ લોહી રેડવા તરફ સ્વાભાવિક રીતે જે

કમકમાટ ઉપજે છે તે દૃષ્ટિએ વિપરિત લાગે એવો અનીતિવાન સિદ્ધાંત પરરાજ્યો સાથેના કામકાજમાં કામે લેવાય છે. વળી એમ પ્રતિપાદન કરવામાં આવે છે કે 'રાજ્ય કારણ'નાં ઓઠાં હેઠળ ખ્રિસ્તીઓની નિયમિત નીતિનું ઉલ્લંઘન કરવામાં આવે છે, અને સ્વદેશાભિમાની હેતુઓ બર લાવવા ઘાતકી ઉપાયોનું સમર્થન કરવાનો કાવત્રાંખોર વહીવટ ચાલુ રહે છે.

એ નિઃસંશય ખરૂં છે કે પરરાજ્યો સાથેના સંબંધમાં રાજાઓએ તેમજ રાજનીતિજ્ઞ પુરૂષોએ રાષ્ટ્રીય મનકામ સાધવા વારંવાર નીતિવિષેના નિયમોનો ભંગ કર્યો છે. મહાન ફ્રેડરિક, બીજી કેથેરાઇન, નેપોલીઅન, કેવૉર તથા બિસ્માર્ક (બીજાઓનાં નામો આપવાની જરૂર નથી) એ સઘળાઓએ પોતપોતાનાં દેશોનું હિત આગળ વધારવા સારૂ એવાં કામો કર્યાં છે કે જો તેજ કામો અરસપરસના ખાનગી વ્યવહારમાં કરવામાં આવ્યાં હોય તો તે લજ્જાસ્પદ લાગે. કદાચ આ સઘળામાંથી બિસ્માર્ક સિવાય કોઇ જાતે સદ્ગુણી નહોતું અને સ્વદેશનું કલ્યાણ કરવાની મનકામે તેઓ ખોટું કરવા તરફ દોરાયા હોય એમાં નવાઇ નથી. પ્રત્યક્ષ રીતે સ્વાર્થી જણાય એવો આશય બર લાવવા કરતાં બીજાઓનું ભલું કરવાના હેતુથી ખોટું કામ કરવું એ મનુષ્ય સ્વભાવ માટે ખરેખર ઘણું સહેલું છે. આપણામાં જે કંઇ સદસદ્વિચાર શક્તિ રહેવા પામી હોય તેને લઇને જાતિ લાભ મેળવવા અથવા જાતિ વેર વાળવા માટે કરવામાં આવતા ગુન્હા વિરૂદ્ધ વાંધો ઉઠાવવામાં આવે છે, પણ જ્યારે માણસ બીજાઓનાં હિતમાં, પોતાના દેશ માટે અથવા એવા કોઈ ઉત્કૃષ્ટ તથા પ્રોત્સાહિત ભાવથી દોરાઇ કામ કરતો હોય ત્યારે શરૂઆતથીજ એ સદસદ્વિચાર બહેર મારી જાય છે અને તપાસને અંતે જે સઘળું ધિક્કારી કાઢવા યોગ્ય લાગે તે એમને એમ પસાર થઈ જાય છે. આ માત્ર ઉચ્ચ કોટીના રાજપ્રકરણમાં બને છે એમ નથી, પણ મનુષ્ય જીવનના સઘળા પ્રકારના વ્યવહારમાં એમજ બન્યા કરે છે. ફ્રેન્ચ લોકોમાં કહેતી છે કે કુટુંબના સદ્ગુણી પિતા ગમે તે

કરવા શક્તિમાન છે; અને એ ખરૂં છે કે કપટ અથવા અન્યાયનો માર્ગ સરળ કરવામાં અને સદસદ્વિચાર શક્તિનાં બંધનો ઢીલાં કરવામાં જે ભાગ રાજકારણ ભજવે છે તેજ ભાગ કુટુંબ વાત્સલ્ય ભજવશે. પણ આ સઘળાનું તાત્પર્ય એટલુંજ છે કે જેઓને કોઇ મહા દેશના પરરાજ્યો સાથેના વ્યવહારને લગતું કામકાજ સોંપવામાં આવ્યું હોય છે તેઓને જીવનના બીજા વ્યવસાયમાં પડેલાઓની પેઠે, પોતાના વ્યાપારને ખાસ લગતી હોય એવી વિશિષ્ટ લાલચો રહે છે, અને જેઓ નીતિની દૃષ્ટિએ અલ્પ સદ્ગુણી પુરૂષો હોય તેઓના ઉપર આ લાલચો સરસાઇ મેળવે છે. એજ પ્રમાણે, પાર્લામેન્ટમાં કે જાહેરમાં ભાષણ કરનારાઓ સત્યતાને ટોલ્લે મુકવા તરફ પ્રેરાય છે; ન્યાયાધીશો તથા જેલરો જેવા ફોજદારી કાયદો અમલમાં મુકનારાઓએ ઘાતકી થતાં સાવચેત રહેવાની જરૂર છે; નાટકના તખ્તા ઉપરના નટીઓ બિભત્સ અનીતિમાં સ્વચ્છંદી રીતે ફસાઇ પડે છે; નાણાવટીઓને સત્યતાના માર્ગે જવાનું મુસ્કેલ લાગે છે. આથી કરીને પરરાજ્યો સાથેની રાજનીતિના અમલની આસપાસ નૈતિક દૃષ્ટિએ જે અનેક ભય વીંટળાઇ વળેલા દેખાય છે તેમાં કાંઇપણ અવનવું, અપવાદરૂપ કે ખાસ કરીને જોખમકારક લાગતું નથી. એ તો સાધારણ દાખલો છે કે જે કંઈ નિર્દોષ અથવા ભલું પણ હોય તે પોતાની હદ છોડી અસાધારણ રીતે આગળ વધે એટલે નૈતિક દૃષ્ટિએ તેના કર્તવ્યમાં રહેલું ન્યાયી તત્વ દબાઇ જાય છે. એમ છતાં એતો ખરૂં ઠરે છે કે રાજકારણ મારફત વારંવાર ઘણા ગંભીર પ્રકારની રાષ્ટ્રીય હાનિ થવા દેવામાં આવી છે; અને એમાં કાંઇ આશ્ચર્ય નથી કે આ હાનિ વિરૂદ્ધ પ્રત્યાઘાત થતાં કેટલાક ભલા માણસો એમ પ્રતિપાદન કરતા જણાય છે કે એક રાજ્યનો અન્ય રાજ્યો સાથેનો વ્યવહાર એક વ્યક્તિના અન્ય વ્યક્તિઓ સાથેના વ્યવહાર જેવોજ હોવો જોઇએ. પરંતુ કોઇ પણ ધારે કે આમાં રહેલો ભ્રમ શોધી કાઢવાનું મુસ્કેલ નથી. આપણે રાજ્યને ચેતનાવાળુ ગણીએ છીએ, પણ એ

કંઈ ચેતનમય પુરુષ નથી. એમાં ઘણાં માણસો હોય છે અને જેઓ એને નામે બોલે છે અથવા એની રાજનીતિ નક્કી કરે છે તેઓ પોતાને માટે નહિ પણ બીજાઓની તરફથી તેમ કરે છે. આ ઉપરથી એમ ઠરે છે કે નીતિના જે વિભાગને લઇને એક વ્યક્તિને બીજાઓ માટે પોતાનો ભોગ આપવો પડે છે, યાને નિઃસ્વાર્થના સદર હેઠળ જે કંઇ આવે છે, તે રાજ્યના કામ સાથે બંધ બેસતું આવતું નથી. કોઇ પણ માણસને બીજાઓનાં હિતના સંબંધમાં નિઃસ્વાર્થી થવાનો હક્ક નથી. પોતાના દેશ તરફથી જે દાવો ન્યાયની રીતે તેમજ ડહાપણથી કરી શકાય તેવા દરેક દાવાનો બને તેટલો પુરેપુરો અમલ કરાવવાનું કામ દરેક રાજકર્તાનું છે. એ બીજાઓનાં હિતના ટ્રસ્ટીની સ્થિતિમાં છે અને તેથી એને ન્યાયી અને નહિ કે ભલા થવાનું છે.

આ ઉપરાંત રાજ્યનાં કામો તથા વ્યક્તિનાં કામો વચ્ચે બીજો ફરક છે તે પણ ધ્યાનમાં રાખવો જોઇએ. રાજ્યો ઘણે થોડે દરજ્જે કાયદાનાં સિદ્ધાંતની મદદ મેળવી શકે છે, અને તેથી પણ ઓછે અંશે નિષ્પક્ષપાત સત્તાધારીના નિર્ણયની સહાય મેળવી શકે છે. એ ખરૂં છે કે આંતર રાજ્યના કાયદાને નામે ઓળખાતા સંખ્યાબંધ સિદ્ધાંતો છે અને તેથી કંઇક ઓછા કેટલાક નિયમો છે. પણ પ્રજાઓ વચ્ચે ઉઠતા બધા વાંધાને અથવા તેમાંના મોટા ભાગના વાંધાને આ સિદ્ધાંતો અને નિયમો લાગુ પડતા નથી. દરેક વાંધાનો નિકાલ ખાસ સંજોગો ઉપર તેમજ સ્વીકારાએલા સિદ્ધાંતો અથવા નિયમો ક્યાં સુધી એ સંજોગોને લાગુ પડે છે તે સવાલ ઉપર વધારે આધાર રાખે છે. આપણા દેશના સાધારણ કાયદા ઘણો ભારે શ્રમ લઈ તૈયાર કરવામાં આવેલા હોવા છતાં હમેશાં આ પ્રમાણે બને છે, અને અમુક સંજોગોમાં કાયદો કેવી રીતે લાગુ પડે છે તે નક્કી કરવામાં ન્યાયાધીશીઓ રોકાએલી હોય છે. પણ આને મળતી આવતી રાજ્યો વચ્ચેના લવાદની વ્યવસ્થા છેલ્લાં કેટલાંક વર્ષોમાં ઘણી સુધારવામાં આવી છે અને હવે ખરેખરી ઉપયોગી થઈ પડે એવી છે, છતાં તે જે વાંધા-

ઓને લઇને સુલેહ શાંતિ વધુ ભયમાં આવી પડે તે વાંધાઓ સુદ્ધાં ઘણા વાંધાનો નિકાલ કરવામાં નિષ્ફળ જાય છે. વ્યક્તિઓ વચ્ચે ન્યાયાધીશીઓની હકુમત જેટલી ઉપયોગી નીવડે છે, તેના મુકાબલામાં પ્રજાઓ વચ્ચેના લવાદનું કામ નિષ્ફળ જવાનાં ત્રણ કારણો છે. પ્રથમ, લવાદની અદાલતને પોતાના હુકમ પ્રમાણે અમલ કરાવવાની કંઈ સત્તા નથી, ન્યાયાધીશ પોતાનો નિર્ણય જાહેર કરે છે ત્યારે તે પ્રમાણે અમલ કરાવવામાં રાજ્યની સઘળી સત્તાની એને મદદ મળે છે. નિર્ણય બજા લાવવા સારૂ પોલિસ અને જરૂર પડે તો લશ્કરી સિપાઇઓને કામે લઈ શકાય છે. પણ લવાદની અદાલતની હકુમતને મદદ કરે એવું કોઈ પણ બળ નથી. તે તો જે પ્રજાઓ વચ્ચે વાધો પડયો હોય તેમની તથા તેમના રાજકર્તાઓની ન્યાયપરાયણતા ઉપર જ આધાર રાખી શકે. અને જે બાબતમાં વાધો ઉઠયો હોય તે બાબતની અગત્યતાના પ્રમાણમાં તે વાંધો વધારે ઓછો કાર્યસાધક થાય છે. બીજું, હમણાના વખતમાં પણ લવાદની શુદ્ધ ન્યાય બુદ્ધિમાં ઘણી ઓછી શ્રદ્ધા જણાય છે. લવાદની અદાલતોમાં મનુષ્ય પ્રાણીઓ જ ભાગ લે છે. અને સ્વદેશાભિમાની વિચારોથી અને આંતર રાજ્યો વચ્ચેની ઈર્ષ્યાથી વાતાવરણ એટલું બધું ઘેરાએલું હોય છે કે એ સઘળાંની અસરમાંથી ન્યાયાધીશો મુક્ત રહી શકે કે કેમ તે માટે શંકા રહે છે. હમણાના લવાદોમાં અદાલતમાં કામ કરતા ન્યાયાધીશોને અથવા બીજા નિપૂણ ધર્મશાસ્ત્રીઓને લવાદ તરીકે બેસાડવાની યોજનાથી આ શંકા કેટલેક દરજ્જે દૂર થઈ છે. છતાં હમણા પણ સાધારણ રીતે એવી શ્રદ્ધા જણાતી નથી કે પ્રજાઓ વચ્ચેના લવાદનું કામ નિષ્પક્ષપાત થશે. પ્રજાઓ વચ્ચેના લવાદને લગતાં કામો સંપૂર્ણ રીતે સ્વીકારાતાં નથી તેનાં ઉપર જણાવેલાં આ બે ખુલ્લાં કારણો ઉપરાંત ત્રીજું વધારે ગૂઢ પણ કદાચ તેથી વધારે અગત્યનું કારણ છે. અને એ કારણ નૈતિક દષ્ટિએ રાજ્યની તથા કોઇ વ્યક્તિની જે ફરજો હોય તે વચ્ચેના ફરક સાથે પ્રત્યક્ષ રીતે સંબંધ ધરાવે છે.

આ કારણ એ જ છે કે સૌથી અગત્યના રાષ્ટ્રીય વાંધાને કાયદાનું બંધન લાગુ પડી શકતું નથી. વ્યક્તિ વચ્ચે પણ શક્ય હોય એવા સઘળા વાંધાની પતાવટ કરવામાં કાયદો નિષ્ફળ જાય છે. વારંવાર લોકો માંહોમાંહે લડે છે અને વર્ષો સુધી તેમની વચ્ચે વેરભાવ બંધાઇ રહે છે, છતા તેઓ પોતા વચ્ચેના વિરોધને ન્યાયની અદાલત આગળ નિકાલ માટે લાવી શકતા નથી. આવા દાખલાઓમાં કાયદો જે કંઇ કહે છે તે એટલું જ કે તેઓએ શાંતિ જળવાય તે રીતે પોતાનો વિરોધ ચાલુ રાખવો. તકરાર સામસામા પક્ષકારોનાં હિતને જ લગતી હોય તો ખ્રિસ્તી ધર્મ તેમને તકરાર ચાલુ રાખવા કરતાં નુકસાન ખમી રહેવાનું સૂચન કરશે. છતાં જ્યારે બીજાઓના હિતની બાબત તેમાં આવતી હોય ત્યારે તેનો ઉપદેશ એ પ્રકારનો રહેતો નથી. સામસામાં ઘણાં માણસોનાં હિત ગુંચવાયલાં હોય ત્યારે એવી તકરારો કદાચ ઉઠે અને ખરેખર ઉઠે છે કે તેમાં બન્ને પક્ષો યથાર્થ રીતે પોતે ખરા હોવાનું માનતા હોય અને એ બેમાંથી કોણ ખરૂં તે કહેવું મુશ્કેલ થઈ પડે. આવી સ્થિતિ ધનવાન અને મજુરવર્ગ વચ્ચેની તકરારોમાં ઉપસ્થિત થાય છે અને એ તકરારોમાં જ એવું થાય છે તેનું કારણ એ છે કે ખરેખર તેમાં કંઈ ચોક્કસ ધોરણની મદદ મળતી નથી. તકરાર ન્યાયી શું છે તે બાબત હોતી નથી, પણ કોને ભોગે કોણે લાભ ખાઇ જવો એ માટે લડતા બે પક્ષોનાં પરસ્પર વિરૂદ્ધ હિત વચ્ચે છે. ‘વાજબી મુસારો’ અને ‘વાજબી કિંમત’ એની બાબતમાં વારંવાર ઘણું કહેવામાં આવ્યું છે, પરંતુ એ શબ્દ પ્રયોગોનું પ્રથક્કરણ કરતાં તે તુટી જાય છે. જેવી રીતે વ્યક્તિઓ વચ્ચેની કેટલીક તકરારોમાં આ ખરૂં પડે છે તેમ રાજ્યો વચ્ચેના વાંધાઓમાં પણ તે વારંવાર વિશેષ ખરૂં પડે છે. ખરૂં જોતાં ન્યાયની મદદ લેવા સારૂ કંઈ પણ નિશ્ચિત ધોરણ નથી. એમ પણ કહી ન શકાય કે દરેક પક્ષ સામાવાળાને નુકસાન કરે છે. બન્ને પક્ષો એક જ વસ્તુ માગે છે. અથવા એકની માંગણીઓ બીજાની માગણી સાથે બંધબેસતી આવતી નથી,

અને વાજબી રીતે એમ કહી ન શકાય કે એમાંનું કોણ ખરૂં છે ને કોણ ખોટું છે. બન્ને પક્ષની તકરારોના સમર્થનમાં ઘણું કહી શકાય અને સાધારણ રીતે કહેવાય છે, પણ કોઇ નિખાલસ મનનો તટસ્થ માણસ એવા અનુમાન ઉપર આવશે કે આ તકરારો એટલી બધી પરસ્પર વિરોધી નથી કે જેથી કોઈ વિચારશીલ પુરૂષ પોતાના દૃષ્ટિબિંદુથી જે અભિપ્રાય સ્વીકારવા તરફ દોરાય તે તે સ્વીકારતાં અટકે. ખરી હકીકત એ છે કે આ બાબતમાં કંઇ સ્પષ્ટ હક્કો નથી; માત્ર હિત વચ્ચેની ખેંચતાણ છે અને એવી ખેંચતાણનો નિકાલ કાયદાથી થઇ શકે નહિ. કાયદો માને છે કે સામસામા લડતા પક્ષો વચ્ચે કંઈ સામાન્ય ધોરણ હોય છે; પણ હિત વચ્ચેની અથડામણમાં આવું સામાન્ય ધોરણ હોઇ શકે નહિ.

દૃષ્ટાંત ઉપરથી કદાચ આ બાબતનો ખુલાસો થઈ જશે. ધારો કે યુરોપના એકાદા દેશ તથા દક્ષિણ અમેરિકાના એકાદા પ્રજાસત્તાક રાજ્ય વચ્ચે લડાઈ જાગી. અને ધારો કે લડાઇને અને યુરોપમાંનો દેશ વિજયી થયો, અને તેણે પ્રજાસત્તાક રાજ્યના મુલકનો કબજો મેળવેલો હોવાથી તે આખો અથવા તેમાંના મોટા ભાગને પોતાના રાજ્યસાથે જોડી દેવા જણાવ્યું. ‘ મનરો સિદ્ધાંત ’ ને નામે ઓળખાતા સિદ્ધાંતને અનુસરીને અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટસ આ કરવા ધારેલા જોડાણસામે ખચિત જ અટકાવ કરશે, કેમકે એ સિદ્ધાંત પ્રમાણે એમ ઠરાવવામાં આવ્યું છે કે ભવિષ્યમાં અમેરિકા ખંડમ નો કોઈ પણ મુલક યુરોપની કોઇ પણ રાજસત્તા ખાલસા કરી શકે નહિ. કાયદાની દૃષ્ટિએ મનરો સિદ્ધાંતની પુષ્ટિમાં કંઈ પણ કહી શકાય એમ નથી. એલિસ ઇન વન્ડરલૅંડ ( Alice in Wonderland ) નામના વાર્તાના પુસ્તકમાં હાર્ટ્સના રાજા ( King of Hearts ) એ એવો નિયમ ઠરાવ્યો હતો કે જે કોઇ એક માઈલ કરતાં વધારે ઉંચો હોય તેણે દરબારમાંથી ચાલ્યા જવું; તે નિયમ કરતાં આ સિદ્ધાંત વિશેષ માનને પાત્ર નથી. એ સિદ્ધાંતની ખરી મતલબતો અમેરિકા ખંડના

સઘળા ભાગોમાં યુનાઇટેડ સ્ટેટ્સનું હિત સર્વોપરી અને અગત્યનું છે એમ નિર્દિષ્ટ કરવાની જ છે. યુનાઇટેડ સ્ટેટ્સની પ્રજા તથા રાજતંત્રની એવી ખાતરી થએલી છે કે કોઇ યુરોપીઅન રાજસત્તા આટલાંટિક મહાસાગરની બીજી બાજુએ નવો મુલક ખાલસા કરે તો તેથી તેમને ઘણું નુકસાન થાય. પરંતુ આ સંબંધમાં તેઓની અને યુરોપીઅન રાજ્યની વચ્ચે સામાન્ય મનાય એવા કોઈ સિદ્ધાંતની તેઓ મદદ લેતા નથી, તેમ મદદ લઈ શકતા નથી. તેઓ માત્ર પોતાનાં હિત નિશ્ચયપૂર્વક જણાવે છે અને તે માટે લડવાને પણ તેઓ તૈયાર છે, પણ તે ઉપરાંત વિશેષ કંઇ કરતા નથી. એથી ઉલટું, ધારેલા દાખલામાં યુરોપીઅન રાજસત્તા યથાર્થ રીતે કહી શકે કે જે લડાઇ તે લડી હતી તે માટેનો યોગ્ય બદલો તેને મળવો જોઇએ, અને રાષ્ટ્રની અનાદી કાળથી ચાલતી આવતી રૂઢી મુજબ એ બદલો મુલક ખાલસા કરવાના યોગ્ય રૂપમાં વાળી શકાય. આની ના પાડી શકાય એમ નથી, પણ આનો સારાંશ એટલો જ છે કે પોતપોતાના વિચાર પ્રમાણે પોતાના હિતમાં જે કરવાનું યોગ્ય જણાય તે કરવાની પ્રજાઓને ટેવ પડી ગઈ છે. ખચિતજ યુનાઇટેડ સ્ટેટ્સ એમ સ્વીકારવાની ના પાડશે કે યુનાઇટેડ સ્ટેટ્સનાં હિતને નુકસાનકારક હોય તેવે પ્રસંગે પણ મુલક ખાલસા કરવાના રિવાજ પ્રમાણે અમલ કરવા દેવામાં આવે. આ હકીકતમાં અથડામણ થાય, અને એ અથડામણ પ્રજાઓને લગતો કાયદો કેવો હતો અથવા કદાચ અમુક સંજોગોમાં પ્રજાઓને લગતો કાયદો કેવી રીતે લાગુ પડે એ સવાલ ઉપર થતી નથી, પણ પરસ્પર ગણાય એવાં વિરોધી રાષ્ટ્રીય હિત વચ્ચે થાય છે; અહીં એક પ્રજા આગ્રહપૂર્વક જણાવે છે કે એના હિતને લઇને મુલક ખાલસા કરવાનું જરૂરનું છે, અને બીજી તેટલાજ આગ્રહથી જણાવે છે કે તેનું હિત જાળવવા તે મુલક તે ખાલસા કરવા દેશે નહિ. આ સાદો દૃષ્ટાંત છે; પણ ઘણી લડાઇઓના સંબંધમાં એમ માલમ પડશે કે બારીક તપાસ લેતાં તે લડાઇનું કારણ પરસ્પર વિરૂદ્ધ હિત વચ્ચેની અથડામણ

સિવાય બીજું હોતું નથી, અને તેમ હોવાથી કોઈ કાયદા અન્વયે અથવા કોઈ ન્યાયાધીશી મારફત તેનો નિકાલ થઇ શકશે નહિ.

એમ સવાલ ઉઠાવી શકાય કે આવી બાબતમાં ગમે તેમ હિતને ખેંચી આણવું એ ખ્રિસ્તી ધર્મ પ્રમાણેની નીતિ સાથે બંધ બેસતું છે કે કેમ? દાખલા તરીકે, શું મનરો સિદ્ધાંત એવો છે કે કોઈ પણ ખ્રિસ્તી પ્રજાએ તેનો સ્વીકાર કરવો જોઇએ, અથવા જે પ્રકારનાં 'રાજકરણ' ને સત્યપ્રિય ઉદારમતવાદીઓ ધીક્કારે છે તેવા પ્રકારનું 'રાજકારણ' એમાં વ્યક્ત થતું નથી? જવાબ એટલો જ છે કે આંતરરાષ્ટ્રીય બાબતોમાં તર્ક શાસ્ત્રની નજરે આપણે કેટલીક વેળા 'અનંત વિચાર-શ્રેણી'ને નામે ઓળખાતી મુશ્કેલીમાં આવી પડીએ છીએ. દરેક માણસને પોતાનો બચાવ કરવાનો અધિકાર છે, અને મનુષ્યના સઘળા સમૂહોને પોતાનાં સામાન્ય જીવનમાટે બચાવ કરવાનો અધિકાર છે એટલુંજ નહિ, પણ તેમ કરવાનો તેમની ફરજ છે. પણ જો પ્રજાઓએ પોતાનાં અસ્તિત્વ માટે પોતાનું રક્ષણ કરવું જોઇએ એમ હોય તો જે વડે એ અસ્તિત્વ ભયમાં આવી પડતું હોય તે સામે તેમણે અવરોધ પણ કરવો જોઇએ. એટલે જે હિતો એમનાં અસ્તિત્વને માટે સૌથી વધારે અગત્યનાં હોય તેનું તેમણે રક્ષણ કરવું જોઇએ. આ ખરૂં છે. કારણ જે નુકસાન અથવા હાનિ થવાનો ભય રહેતો હોય તેથી રાષ્ટ્રનું જીવન તરત જ નાશ પામે નહિ, છતાં તે નુકસાન અથવા હાનિ એવાં હોય કે તેમાંથી વધુ નુકસાન અથવા હાનિ થશે એમ સહેલાઇથી જોઇ શકાય, અને જો તે કોઇ પ્રકારે દૂર કરી શકાય તો માત્ર લડાઇથી જ તેમ થઇ શકે. સ્પષ્ટ રીતે પ્રજાએ દૂરદર્શી થવું જોઈએ. એ કોઇ પણ રીતે ડહાપણ ભર્યું કે સદ્‌ગુણી નથી કે આપણે પ્રથમ ભારે નુકસાન ખમવાં અને પછી આખરે રાષ્ટ્રનાં અસ્તિત્વ માટે લડવા ઉતરવું. આ વિચારોને લક્ષને પ્રજાઓને પોતાનાં અસ્તિત્વ માટે પ્રાણ જેવાં ગણાતાં અથવા આવશ્યક, એટલે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે રાષ્ટ્રનાં અસ્તિત્વ સાથે સંબંધ ધરાવતાં સર્વ હિતોનું વર્ગીકરણ કરવાની જરૂર પડે છે.

એવીજ રીતે તેઓ આપણે જેને રાષ્ટ્રનું સ્વમાન કહીએ છીએ તેનું રક્ષણ કરે છે, એટલે જે પ્રજાને નુકસાન કરવામાં આવ્યું હોય તેનાં રાષ્ટ્ર તરીકેનાં અભિમાનની અન્ય પ્રજાઓને હાથે સદંતર અવગણના થયાનું જે અપમાન ભર્યાં કામોથી વ્યક્ત થતું હોય તેવા અપમાનમાંથી તે પ્રજા પોતાનો બચાવ કરે છે. આવી રીતે અપમાન કરવામાં આવે તો તે ઉપરથી હિત ઉપર હુમલા કરવા માટેનું નિમિત્ત તરત જ મળ્યા વિના રહેતું નથી, અને રાષ્ટ્ર તરીકેનું અસ્તિત્વ ફેંદી નાખવામાં આવે નહિ ત્યાં સુધી આમ ચાલ્યા કરે છે. અને જો એમ પ્રશ્ન કરવામાં આવે કે સુવ્યવસ્થિત રાજ્યોમાં વ્યક્તિઓ અથવા તેમનાં મંડળો એવી જ રીતે તકરાર લેવાની પોતાની ફરજ શા કારણથી ગણતાં નથી કે પોતાને થતાં અપમાનો તથા હાનિઓ સામે તેમણે પોતાનું રક્ષણ કરવું જોઈએ, તો જવાબ એટલો જ છે કે રાજ્ય અને કાયદો જ્યાં સુધી તેમનું રક્ષણ કરવા પુરતાં બળવાન તથા યુક્તિબાજ થયાં નહિ ત્યાં સુધી તેઓ એમ કરતા. હમણાના વખતમાં પણ ઇંગ્લંડ સિવાયના સઘળા દેશોમાં અપમાન સામે પોતાનું રક્ષણ કરવાની ઇચ્છા રાખનારાઓને પૂરતો સંતોષ આપી શકે એટલી કાયદાની સત્તા વિશાળ હોતી નથી, અને એ કારણને લઈને તેઓને દ્વંદ્વ યુદ્ધ કરવાની ફરજ પડે છે. તો પ્રજાઓ વચ્ચેનાં હિતોમાં થતી અથડામણ અટકાવવા માટે કાયદાની સત્તા તથા ન્યાયાધીશોની હકુમતની મદદ લઈ શકાય. છતા યથાર્થ રીતે હિતો વચ્ચેની અથડામણોને કાયદાની પરિભાષામા ગોઠવી ન શકાવાથી લવાદનું કામ મુખ્યત્વે કરીને અમુક હદમાં સંકોચાઇ રહે છે. અહીં તર્કશાસ્ત્ર પ્રમાણે વિચારનું વર્તુળ બંધાય છે: અને કયાં સુધી અને કેવી પરિસ્થિતિને પાત્ર રહી એકાદી પ્રજાને જીવવાનો હક્ક છે અને રાષ્ટ્રનાં અસ્તિત્વને માટે યોગ્ય રીતે શું આવશ્યક ગણાવું જોઇએ એ નિર્દિષ્ટ કરીને હિતો વચ્ચે થતી અથડામણોનો નિર્ણય કરવા સારૂ આંતર રાજ્યોનો કાયદો કંઈ સામાન્ય સિદ્ધાંતો ઠરાવે નહિ ત્યાંસુધી

આમાંથી બહાર નીકળવાનો માર્ગ રહેતો નથી. લડાઇને સ્થાને લવાદ આવે તે અગાઉ આ સવાલોનો નિકાલ થવો જોઇએ.

કાયદો અને લવાદ આ મુશ્કેલીનું કદી પણ નિવારણ કરી શકશે એ અસંભવિત છે; અને રાષ્ટ્રના વ્યવહાર માટે કોઈ નિયમ ઘડવો એ પણ સહેલું નથી. લેવા માટેનો સૌથી આશાભર્યો માર્ગ તો એજ છે કે રાષ્ટ્રના અસ્તિત્વનો ખરેખરો અર્થ શું છે તે નક્કી કરવા મહેનત કરવી. કારણ ચોક્કખી રીતે રાષ્ટ્રનું અસ્તિત્વ વ્યક્તિની જીંદગીના જેવી સાદી અને અચૂક વસ્તુ નથી. પ્રજાને થતાં નુકસાન એવાં ભારે હોય કે તેને લઇને ખુદ પ્રજાનાં ચારિત્ર્ય પણ બદલાઇ જાય. જો ઈંગ્લંડના તાબાના દરીઆ પારના સઘળા મુલકો તેના તાબામાંથી જતા રહે તો અંગ્રેજોની પણ એજ સ્થિતિ થાય. આ સંબંધમાં ધાર્મિક વૃત્તિ-વાળા શખસો ધર્મની જે ભાવનાથી પ્રેરાય છે તે ભાવનામાંથી આપણને મદદ મળી શકશે. આપણે જાણવું જોઇએ કે રાષ્ટ્રનું અસ્તિત્વ એટલે રાષ્ટ્રના ધર્મ પાર પાડવાની શક્તિ થાય છે. આ ઉપરથી આપણે ખ્રિસ્તી ધર્મની નીતિને લગતી પદ્ધતિના સંબંધમાં આવીએ છીએ. કારણ સંરક્ષણવાદે ખ્રિસ્તી ધર્મનાં નીતિને લગતાં સિદ્ધાંતોની મદદ મેળવવામાં આનાકાની કરવી જોઇએ નહિ. એ પક્ષના પાછલા તેમજ ભવિષ્યના ઇતિહાસ ઉપર લક્ષ રાખી, રાજપ્રકરણને ધાર્મિક ધોરણ લાગુ પાડવા તૈયાર રહેવું એ રાજદ્વારી પક્ષ તરીકે એની ખાસિયત હોવી જોઇએ. દેશમાંના તેમજ પરરાજ્યો સાથેના વ્યવહારમાં તેણે આ સિદ્ધાંત પ્રમાણે ચાલવું અને રાષ્ટ્રની મહત્તા ટકાવી રાખવામાં જે સાધનોનો ઉપયોગ કરવામાં આવે તે ડગલે ડગલે સદાચારથી વિલુપ્ત નથી એમ સાબિત કરવા તેણે સંભાળ રાખવી જોઈએ. રાષ્ટ્રની મહત્તા એ ખ્રિસ્તી ધર્મનાં સિદ્ધાંતો સાથે સચોટ રીતે બંધ બેસતી આવે છે. પોતાની બુદ્ધિ તથા શક્તિનો બને તેટલો વધતામાં વધતો ઉપયોગ કરવો એ જેટલી વ્યક્તિની ફરજ છે તેના કરતાં વધારે ચોકખી રીતે પ્રજાની છે. મહાન જોખમદારી વ્હોરી લેતાં પાછા

હઠવું, રાષ્ટ્રીય હેતુ પાર પાડવા માટે ભારે ભોગો આપવાની આનાકાની કરવી, એ ભીરૂની પેઠે ખંગાયા કરી આપણી બુદ્ધિને દબાવી દેવા બરાબર અથવા પોતાના ધર્મને લગતી ફરજ અદા કરવામાં નિષ્ફળ જવા બરાબર છે. દરેક પ્રજાએ મહાન થવું, અને મહાન થવા માટે આકાંક્ષા રાખવી, પોતાની સત્તાના ઘટાડા સામે વિરોધ કરવો, અને સારાં કામો આદરવા માટે એ સત્તા બને તેટલી કાર્યસાધક થાય તે માટે તેને સુવ્યવસ્થિત કરવી એ તેનો હક્ક છે. એને બક્ષવામાં આવેલી બુદ્ધિ એજ એની સત્તા છે; ઇશ્વર તરફથી એનો મુલક એને અમલ કરવા માટે સોંપવામાં આવ્યો છે; એ મુલકની હદમાં વ્યવસ્થા રાખી સુલેહ શાંતિ જાળવી, પ્રજાને ન્યાય આપી, અજ્ઞાનતા દૂર કરી, જેવી રીતે પાણી દરીઆ ઉપર ફરી વળે છે તેવી રીતે પૃથ્વી જગદ્દનિયંતાનાં જ્ઞાનથી ઉભરાય એ હેતુથી ધર્મનો માર્ગ સરળ કરી આપી, માણસનાં ભલાં માટે એણે મહેનત કરવી જોઇએ.

પણ નૈતિક દૃષ્ટિએ પ્રજાની મહત્તાની હદ ક્યાં બંધાય? પરરાજ્યો સાથેની પ્રબુદ્ધ રાજનીતિનું કર્તવ્ય દુનીઆમાં અન્ય પ્રજાઓનાં સ્થાન ધ્યાનમાં લઇને પોતાની પ્રજાની મહત્તા ટકાવી રાખવાનું છે. જે વેળાએ કોઇ પ્રજા બીજી પ્રજાઓને દુનીઆમાંનું પોતાનું સ્થાન જાળવી રાખવા જે અગત્યનું હોય તે પોતાને સોંપી દેવા અથવા લડાઇનો ઉપયોગ કરવા તેમને ફરજ પાડે તે વેળાએ તે પ્રજા બચાવ ન કરી શકાય એવી રીતે કજીઓ ઉઠાવનાર થવા માંડે છે. જે ઘડીએ પરરાજ્યો સાથેની રાજનીતિનો આશય બીજી પ્રજાનું બળ ઘટાડવાનો થાય છે તે ઘડીથી તે શંકાશીલ માર્ગે પ્રયાણ કરવા માંડતી જણાય છે. એ ખરૂં છે કે કેટલાક અસાધારણ દાખલાઓ એવા હોય છે કે જેમાં બેમાંની એક પ્રજાની સત્તાનો ઘટાડો થયા વિના અથવા કદાચ તેનો સદંતર નાશ થયા વિના બન્ને પ્રજાઓ પાસે પાસે રહી શકતી નથી. આવો પ્રસંગ સને ૧૮૯૯ માં દક્ષિણ આફ્રિકામાં હસ્તીમાં આવેલો મનાતો. પણ નિયમપૂરસર તથા મહાન પ્રજાઓ

વચ્ચેના સંબંધમાં, એમ કહી શકાય કે જે નીતિનો હેતુ પોતાનો મુલક મોટો કરવાનો નહિ પણ બીજા મુલ્કની સત્તા ઘટાડવાનો હોય તો તે નીતિ પરરાજ્યો સાથેની રાજનીતિના મૂળમાં જે નૈતિક સિદ્ધાંતો રહેલાં હોય છે તેનું ઉલ્લંઘન કરે છે. દરેક પ્રજાએ પોતાનો ધર્મ પાળવો તેમ બીજાઓના ધર્મ પ્રત્યે પણ માનની દૃષ્ટિએ જોવું. દરેક દેશને પોતાનો ભાગ ભજવવાનો હોય છે. તેથી આ ભાગ તજવા અથવા સંકોચવા તેને ફરજ પાડવા પ્રયત્ન કરવાથી તેની પ્રજાને લડવાને આમંત્રણ આપવા બરાબર થાય છે અથવા તે પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરવામાં નિષ્ફળ જાય છે. આ બાબતમાં આંતર રાજ્ય કાયદો નિરૂપયોગી થાય છે. એ કાયદો રાષ્ટ્ર જીવનને શું આવશ્યક છે તેનો નિર્ણય કરવા કંઇ પ્રયત્ન કરતો નથી, અને ખરે એ સવાલ એવો છે કે જેનો ઉત્તર કોઇ પણ કાયદો આપી શકે એમ નથી. કોઈ પ્રજાના ધર્મની, તથા જે પદવી તે યથાર્થ રીતે ભોગવતી હોય અને જેના રક્ષણ માટે તે લડાઈ કરવામાં વાજબી ગણાય તેની ભાવના લક્ષમાં રાખી આ સિદ્ધાંતનું નિરાકરણ કરવું જોઇએ. ખચિતજ આ ભાવના સંદિગ્ધ છે અને પરરાજ્યો સાથેનાં કામકાજમાં વ્યાવહારિક કસોટી તરીકે તેનો ઉપયોગ કરવાનું મુસ્કેલ છે. જ્યારે માત્ર રાષ્ટ્ર હિત ભયમાં આવી પડયું હોય ત્યારે તર્કશાસ્ત્રના નિયમથી ઉલટી રીતે ન્યાય માટે બુમ મારતા ધુસ્સાભર્યા સ્વદેશાભિમાનીઓનાં અંતઃકરણમાંની દૃઢ નહિ થએલી પ્રેરણાઓ ઉપર આધાર રાખવા કરતાં ગમે તેવો અચોકસ નિયમ ઠરાવવો એ વધારે સારૂં છે. આંતર રાજ્યોના કાયદાની હદની બહારનો રાષ્ટ્રને લગતો ઝઘડો ટકાવી રાખવા માટે ડાહ્યા પુરૂષો જે ભાષા વાપરે છે તે માટેનો અક્કલમાં ઉતરે એવો આધાર રાષ્ટ્રના ઠરાવેલા માર્ગ પ્રમાણે આચરણ કરવાની ભાવના ઉપર રચાયો હોય છે, અને એથી આપણે અયોગ્ય રીતે શરણે જવામાં અથવા ચાંચીઆઓની રીત પ્રમાણે બીજાઓના હક્ક ઉપર દબાણ કરવામાંથી બચી જઈશું. કાયદા અને લવાદની મદદથી નાની નાની મુસ્કેલીઓમાંથી પસાર થઇ શકીએ અને ઓછી અગત્ય

વાળા ઘણા ગુંચવણભર્યા સવાલોનો નિકાલ કરી શકીએ; પણ જે ઝઘડાઓનાં પરસ્પર હિતની અથડામણ થતી હોય તે કારણને લીધે તે ઝઘડાઓ કાયદાના કોઇ વર્ગીકરણમાં આવી શકતા નથી, તે ઝઘડાઓમાં કોઇ મહાન પ્રજાનું વર્તન અંતઃકરણના અધિકારને જ આધીન રહી શકે છે અને રાષ્ટ્રના ધર્મ માટે શું આવશ્યક છે એ સવાલની મદદથી નૈતિક દૃષ્ટિએ તેનો નિકાલ આણવાનું બની શકે છે. આવો સવાલ ઉઠાવવાથી રાજદ્વારી વાટાઘાટમાં ચાલતી સઘળી તકરારોની વધતી ઓછી મહત્તાનું આપણે પ્રમાણ બાંધી શકીએ છીએ, અને સુલેહને અપજસભરી થવા દેવા વિના આપણે લડાઇ અસાધારણ પ્રસંગે જ લડાય એમ કરી શકીશું.

પરરાજ્યો સાથેના વ્યવહારના બીજા મોટા વિભાગને લગતા આવા મુશ્કેલ નૈતિક સવાલો ઉઠતા નથી. પરરાજ્યો સાથેના આપણા સંબંધમાં તેમજ દરીઆપારનાં શહેનશાહતને લગતાં રાજ્યો અને તાબાના મુલકોના સંબંધમાં રાષ્ટ્રની રાજનીતિનો હેતુ રાષ્ટ્ર ધર્મ પ્રમાણે સજ્જુ કરવાનો હોવો જોઇએ. પરરાજ્યો સાથેના વ્યવહારમાં એ ધર્મને અનુસરવામાં લડાઇનો ભય રહે પણ ખુશી થવા જેવું છે કે શહેનશાહતમાં એવો કંઇ ભયંકર પ્રસંગ ઉપસ્થિત થતો નથી. પણ રાષ્ટ્ર ધર્મની ભાવના ધ્યાનમાં રાખતાં શહેનશાહતમાં ચોક્કસ પ્રકારની અસંગતિ વ્યક્ત થતી જણાય છે. આ ધર્મથી વ્યક્તિનું સૂચન થાય છે, અને તે સેન્દ્રિય તથા સમજાતીય હોવાનું તેમ જ પોતાની સર્વ શક્તિઓ યોગ્ય રીતે કાબુમાં રાખી પોતાની ફરજો બજાવતી હોવાનું અનુમાન થાય છે. હમણા બ્રિટિશ શહેનશાહત એવી વ્યક્તિને મળતું આવતું નથી. એનો કંઇક ભાગ પ્રવૃત્તિમય છે, પણ બીજો ભાગ જાતે પ્રયોજક હોવા કરતાં વિશેષ રૂપે પ્રવૃત્તિ કરવા માટેનો પ્રદેશ છે. અને વધારે વિચિત્ર તો એ છે કે એમાંના કંઇક ભાગને આપણે પ્રવૃત્તિમય કે નિષ્ક્રિય કહી શકીએ નહિ; તે ભાગ કંઈ કરતો નથી તેમ તેની બાબતમાં કોઇ કંઈ કરતું નથી;

તે શક્તિરૂપે નથી તેમ જ બોજારૂપે પણ નથી, પણ એ બેની અધવચ સ્થિતિમાં તે પડી રહે છે; તે કોઇને મદદ કરતો નથી તેમ તેને કોઈ મદદ કરતું નથી. શહેનશાહતની આ એક ખાસિયત છે કે તેમાં પ્રવૃત્તિમય તેમ જ નિષ્ક્રિય એવા બન્ને જાતના પ્રદેશો આવેલા છે. દુનીઆમાં અંગ્રેજ પ્રજાનો ધર્મ એ જ છે કે વિસ્તીર્ણ પ્રદેશના બિન સુધરેલા લોકો ઉપર રાજ્ય ચલાવવાનું માથે લેવું, અને તેમને ધીમે ધીમે ઉચ્ચ કોટિનું જીવન ગાળતા કરવા. એ લોકો શહેનશાહત માં ગણાય છે; પણ ઈંગ્લંડના અમલ હેઠળ તેમના વિકાસના શરૂઆતના સમયમાં સ્વાભાવિક રીતે તેની શક્તિમાં તેમની તરફથી ભાગ્યે જ કંઈ કમી થાય છે. થોડો વખત રહીને, હિંદુસ્તાનની બાબતમાં બન્યું છે, તેમ તેઓને સુધારવા માટે અંગ્રેજ પ્રજા તરફથી કંઇ કામ કરવાનું ન રહેતાં તેઓ રાષ્ટ્ર બળમાં ઉમેરો કરે છે; અને એ ઉપરથી કંઇ અનુમાનો કાઢવામાં આવતાં હોય તો તે સઘળા મનુષ્ય પ્રયત્નમાં રહેલી અપૂર્ણતાની નિશાની તરીકે ગણવાં જોઇએ. જેને અંગ્રેજો રાજ્યના તાબાના મુલકો કહે છે તેમાં કંઈ અવનવું કે અસાધારણ નથી, તેમ જ તેમના ધર્મનાં પ્રત્યક્ષ લક્ષણોથી વિરૂદ્ધ નથી. પણ સ્વરાજ્ય ભોગવના મોટા મુલકો હાલમાં વિચિત્ર રીતે કંઇક અચોક્કસ ભાગ ભજવે છે, કારણ, યુનાઇટેડ કિંગડમ એટલે ઈંગ્લંડ, સ્કૉટલંડ તથા આયરલંડના સંયુક્ત રાજ્યની માફક ત્યાં પણ અંગ્રેજ જાતિના લોકો વસે છે, અંગ્રેજોનાં સંસ્કૃતિને લગતાં ધોરણ પ્રમાણે તેમના ઉપર રાજ્ય ચાલે છે, અને તેઓ સર્વ રીતે તેમની પેઠે જ જીવન ગાળે છે; એમ છતાં એ મુલકોની એવી રીતે વ્યવસ્થા કરવામાં આવી નથી કે જેને લઇને તેઓ નિયમિત રીતે રાષ્ટ્રના બળમાં ઉમેરો કરી શકે. જેમ દક્ષિણ આફ્રિકામાં બને છે તેમ એ મુલકો ઈંગ્લંડની મદદે આવે છે ખરા, પણ તેઓ જે કરે છે તે સ્વતંત્ર મિત્રોની માફક કરે છે અને નહિ કે એક જ સંસ્થાના જુદા જુદા ભાગો સહકારથી વર્તે તે પ્રમાણે. ઉચ્ચ અધિકાર ઉપર નીમા-

એલા શખસની ભાવનાની બહાર તેઓ રહે છે. જો કે તેઓ અંગ્રેજ પ્રજાના જેવા જ ગણાય છે અને તેમ ગણાવવા માટે મગરૂર છે, છતાં તેઓ એટલા બધા છુટા પડી ગએલા છે કે, રૂપકમાં પણ આપણે તેમને એક જ વ્યવસ્થાના અગભૂત તરીકે ધારી શકીએ નહિ. અને જો આપણે શહેનશાહતને પ્રાણીનું રૂપ આપીએ તો આપણે ઉત્પન્ન કરેલા ભિન્ન ભિન્ન વ્યકિતત્વવાળા રાક્ષસને જોતાં જ ફ્રૅન્કેન સ્ટેનની પેઠે આપણી કલ્પનાની શકિતને સખત ઝાટકો લાગ્યા વિના રહે નહિ.

આ પછી આપણે શહેનશાહતના વ્યવહારને લગતા સૌથી મહાન સિદ્ધાંત ઉપર આવી ચઢીએ છીએ. એ સિદ્ધાંત શહેનશાહતનો દરેક ભાગ વાજબી રીતે અને કોઈ પણ રીતે દબાયા વિના જે સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવવાનો અધિકાર માગે છે તેનો નાશ કર્યા વિના અથવા તેને જોખમમાં નાંખ્યા વિના શહેનશાહતને આખી વ્યવસ્થિત સંસ્થા કેવી રીતે બનાવવી તેને લગતો છે. અંગ્રેજો એવું ઇચ્છે છે કે એ મુલકોના લોકો સંપૂર્ણ રીતે રાષ્ટ્ર બળમાં ભાગ આપતા થાય. તેઓ માગે છે કે રાષ્ટ્રના ધર્મની જરૂરીઆતો ઉપર એ લોકો એકચિત્તે લક્ષ આપે. તેઓ એવી આશા રાખે છે કે એકચિત્ત અને સંકલ્પથી આખી સંસ્થાએ પોતાનું ઠરાવેલું કાર્ય કરવા મંડી પડવું. પણ તેઓ એવી પણ ઇચ્છા ધરાવે છે કે તેમની જાતિના સઘળા નાગરિકો, શહેનશાહતના તાબાના મુલકોમાં ગમે ત્યાં રહેતા હોય છતાં, સ્વતંત્ર સ્વરાજ્યના મહાન વારસામાં સરખી રીતે ભાગીદાર થાય. આ બાબતનું નિરાકરણ કરવાનું કામ સંરક્ષણવાદે અત્યાર પહેલાનું ઉપાડી લીધું છે. વળી જુદા જુદા રાજદ્વારી પક્ષો વચ્ચે સર્વના અંતિમ હેતુને માટે કંઈ તકરાર રહી નથી. સામ્રાજ્યમાં આવેલા દેશો વચ્ચેના વ્યાપારને વધુ પસંદ કરવાની રાજનીતિ ઇચ્છિત હેતુ તરફ આગળ વધવા માટે નિર્દિષ્ટ કરવામાં આવી છે; અને એ રાજનીતિ સામા ઉદારમતવાદીઓએ તથા થોડા સંરક્ષણવાદીઓએ

વિરોધ બતાવ્યો છે તેનું કારણ એવું નથી કે સામ્રાજ્યની ઐક્યતા સાધવાનો એ રાજનીતિમાં સમાએલો હેતુ બર લાવવાનું ઇષ્ટ નથી, પણ કારણ એ છે કે એવું ઐક્ય સાધવા માટે એ રાજનીતિ ખરેખર ઉપયોગી છે કે કેમ તે માટે શંકા રહે છે. એવી તકરાર ઉઠાવવામાં આવે છે કે શહેનશાહતના જુદા જુદા ભાગોમાં વસતી બ્રિટિશ પ્રજાઓને બીજી બ્રિટિશ પ્રજાને ભોગે સામ્રાજ્યના બજારોમાં વેપારી લાભો આપવાથી ખરેખર આવી ઐક્યતા સાધી શકાશે નહિ અને આખા સામ્રાજ્યને વ્યવસ્થિત બનાવાશે નહિ. પણ સામ્રાજ્યના જુદા જુદા ભાગો જ એકઠા કરવાની રાજનીતિ અમલમાં મુકવી એ સંરક્ષણવાદનો મૂળ આશય છે અને એમ જ રહેશે; અને જો એમ માલમ પડે કે પોતાનો હેતુ પાર પાડવા માટે પસંદગીનું ધોરણ અશક્ય છે અથવા ઉપયોગી થતું નથી, તો સંરક્ષણવાદીઓ પોતે જે મેળવવા માગે છે તે મેળવવા માટે નવા ઉપાયો શોધવા તરફ પોતાનું લક્ષ દોડાવશે.

યાદ રાખવું અગત્યનું છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં ઐક્યતા સાધવાનો મૂળ આશય એટલો જ છે કે પરિણામે લડાઇનાં કામ માટે તથા તેને લગતી સઘળી બાબતો માટે, જે પરરાજ્યો સાથેની રાજનીતિને લીધે લડાઈ થાય છે તે રાજનીતિ માટે, તથા લડાઇ ચલાવવા માટે જરૂરની સામગ્રીઓ તથા બીજાં બચાવનાં સાધનો માટે આખા સામ્રાજ્યમાં વ્યવસ્થા થઈ શકે. પરરાજ્યો સાથેના સંબંધની બાબતોમાં તથા ઈંગ્લંડના તાબામાંના પ્રદેશોની બાબતોમાં સામ્રાજ્યની એકતાનો અભાવ જણાઈ આવે છે અને પરિણામે એક જ પ્રજા તરીકે અંગ્રેજ પ્રજાએ ઠરાવેલા માર્ગે વિચરવામાં મુસ્કેલી જણાય છે. આખું સામ્રાજ્ય લડાઇમાં એક થઈ વ્યવસ્થિત થાય તો, શહેનશાહતના તાબાના મુલકોમાં સામ્રાજ્યને લગતી કોઇપણ રાજનીતિ અમલમાં મુકવા માટે એ વ્યવસ્થા કામ આવે. ટુંકમાં ઈંગ્લંડે સ્વીકારેલા વ્યવસાયની જરૂરીઆત પ્રમાણે આખું સામ્રાજ્ય સંયુક્ત

સંસ્થા તરીકે કામ કરે. પણ યુનાઇટેડ કિંગડમમાં વસતી બ્રિટિશ પ્રજા સઘળાં કામ માટે જે વિશેષ અને ગાઢ ઐક્ય અનુભવે છે અને જેનો ઘણો આધાર મુલકો એક બીજાની પાસે હોવા ઉપર રહે છે તે ઐક્ય ઉપપત્તિની દૃષ્ટિએ ગમે તેટલું ઇચ્છવા લાયક હોય છતાં ઇંગ્લંડની શહેનશાહતના ભાગો હોવાથી છુટા છવાયા પડેલા આખી શહેનશાહત માટે તે મેળવવું મુશ્કેલ અને કદાચ અશકય છે. જુદા જુદા મુલકો વચ્ચેના અંતરને લઇને પ્રતિકૂળ લાગે એવી રીતે તથા પરિણામે સર્વ રીતે માહિતગાર તથા કુશળ રાજતંત્ર સાથે અસંગત જણાય એવી રીતે દબાણ કરી ઐક્ય સાધવા અમારી ઇચ્છા નથી. ટુંકમાં વસાહતી મુલકો જે સત્તા ભોગવે છે તેની આડે આવવા અમારી મરજી નથી. પણ આખા સામ્રાજ્યની પ્રયોજક શક્તિના ભાગ તરીકે તેમને પ્રવૃત્ત બનાવવા અમારી ઇચ્છા છે કે જેથી આખી રાષ્ટ્ર સંસ્થા દુનીઆ આગળ પોતાનો નિર્દિષ્ટ હેતુ પાર પાડી બતાવે.



# પ્રકરણ ૮ મું.

## પાર્લામેન્ટનું બંધારણ

ઇંગ્લંડની રાજવ્યવસ્થા એટલી બધી મશહુર છે કે તેના ગુણ દોષની ચર્ચા કરવી એ એકની એક વાતનું ફરીફરી પિષ્ટપેષણ કરવા બરાબર થાય. પણ આપણા પ્રસ્તુત વિષયના સંબંધમાં એ વિષે કંઈ લખવું જરૂરનું છે, કારણ એ સંબંધમાં ઉઠેલા અનેક ઝઘડાએ ચાલુ જમાનાના રાજપ્રકરણમાં મોટો ભાગ રોક્યો છે તેમજ તેમાં સંરક્ષણ વાદીઓનું ધ્યાન રોકાયું છે. ઇંગ્લંડનાં રાજબંધારણ મારફત અંગ્રેજ પ્રજાએ મનુષ્ય પ્રગતિમાં મોટામાં મોટો ફાળો આપ્યો છે, અને પોતાની કેટલીક વિશિષ્ટ ખાસિયતોની ઘણી ઉંડી છાપ એ બંધારણ ઉપર પાડી છે. દુનીઆના દરેક સુધરેલા દેશમાં વધતા ઓછા પ્રમાણમાં તેનું અનુકરણ થયું છે. સુધારાનો વા વાયો હોય એવો એક પણ દેશ નથી કે જ્યાં એના પ્રભાવની નિશાનીઓ જણાતી ન હોય. છતાં સમાજના સર્વ વર્ગને લાગુ પડે એવું એમાં કાંઇ પણ નથી. ઘણા દેશોમાં રાજ્ય ચલાવવામાં ભાગ લેનારાં ઘણાં અંગભૂતો હોય છે, પણ જે રીતે ઇંગ્લંડની પાર્લામેન્ટની ખીલવણી થઇ તે ઉપરથી અંગ્રેજોની ખાસિયતો જણાઇ આવે છે. અંગ્રેજી રાષ્ટ્રનાં ચારિત્ર્યની છાપવાળું તથા ઉપપત્તિની દૃષ્ટિએ અપૂર્ણ લાગતું આ બંધારણ સર્વમાન્ય ન થયું હોત તો સ્થાનિક ગાંડપણ તરીકે તેને કાઢી નાખવામાં આવ્યું હોત. આદર્શ બંધારણમાં સપ્રમાણ અને બુદ્ધિપૂર્વક રચનાની આશા રાખી શકાય પણ આ બંધારણમાં એવું ઘણું થોડું છે, એટલે એનું સૌથી મનોરંજક તથા કદાચ સૌથી આવશ્યક લક્ષણ એ ગણી શકાય કે ગમે તેવી પરિસ્થિતિને એ બંધબેસતું થઈ જાય છે. કોઇ સંસ્થામાં આટલા બધા આવશ્યક ફેરફારો થયા છતાં તે બાહ્ય સ્વરૂપમાં આટલી

અવિચ્છિન્ન રહી હોય એવી માણસ જાતે સ્થાપેલી બીજી કોઇ સંસ્થા બતાવવી મુશ્કેલ છે. એના બંધારણની મુખ્ય આકૃતિ રાજા પ્રથમ એડવર્ડ છસો કરતાં વધારે વર્ષ અગાઉ હમણાના કરતાં અનેક રીતે ભિન્ન પડતી સમાજ માટે જેવી દોરી હતી તેવીજ તે હજી રહેવા પામી છે. આજે પણ રૉયલ કમિશનરો રાષ્ટ્રના વિમાને લગતા મુસદ્દા (National Insurance Bill)ને 'રાજાની એવી મરજી છે' આ શબ્દો ફ્રેન્ચ ભાષામાં બોલીને મંજુરી આપે છે, અને સને ૧૯૦૯નું અંદાજ પત્ર મંજુર કરતી વેળા એજ ભાષામાં આ પ્રમાણે બોલે છેઃ 'રાજા પોતાની ભલી પ્રજાનો ઉપકાર માને છે, તેની શુભ ઇચ્છાઓનો સ્વીકાર કરે છે અને તેમને માટે પોતે પણ એવી જ શુભ ઇચ્છાઓ ધરાવે છે.' કારણ પાર્લામેન્ટ શરૂ થઇ ત્યારે સ્વાભાવિક રીતે રાજા ફ્રેન્ચ ભાષા વાપરતો. છતાં બહારથી જે સરખાપણું જણાય છે તેથી રાજદ્વારી સત્યતા ઢંકાઈ જાય છે. કારણ રાજતંત્ર ચલાવવાની કોઇ પણ બે પદ્ધતિ એક બીજાથી જેટલી જુદી પડે તેટલું હમણાનું રાજબંધારણ પ્લેન્ટાજીનેટ રાજાઓના સમયના બંધારણ કરતાં જુદું પડે છે. એમ છતાં કોઇપણ રીતે આ ફેરફાર એક જ દિશામાં મક્કમ અને સાદી રીતે થતો જતો હતો એમ નહોતું. પ્લેન્ટાજીનેટ રાજાઓની પરિમિત રાજસત્તાને સ્થાને ચોથા એડવર્ડ તથા આઠમા હેનરી રાજાઓની વિશેષ અનિયંત્રિત રાજપદ્ધતિ આવી. વળી એ અનિયંત્રિત રાજસત્તા નવા પ્રકારની પરિમિત રાજસત્તામાં બદલાઇ ગઇ અને પરદેશી રાજા તથા પ્રબળ ઉમરાવવર્ગ વચ્ચે સત્તાની વહેંચણી થઇ; પછી એ પદ્ધતિની જગાએ મોટે ભાગે થોડાં માણસોના લાગવગ હેઠળની પ્રજાસત્તાક પાર્લામેન્ટની અર્વાચીન પદ્ધતિ આવી. પ્રજાસત્તાની તથા અલ્પજન સત્તા (Oligarchy)ની આ ભેળસેળ પણ બદલાઇ ગઇ છે અને હજી પણ તેનું લક્ષણ બદલાતું જાય છે. આ પદ્ધતિ કેવી રીતે અને કયા અંતિમ હેતુ લક્ષમાં રાખી ખીલતી જાય છે એ આપણે ભાગ્યે જ કહી શકીએ. રાજપદ્ધતિ ગમે તે પરિસ્થિતિને બંધબેસતી થાય એ મોટે ભાગે અંગ્રેજ પ્રજાની

અદ્દભૂત કૃત્રિમ શક્તિને લીધે છે. અમુક કારણોને લઇને ઉભી કરેલી સંસ્થાઓને બીજાં જ કારણે ટકાવી રાખવામાં આવે છે અને કદાચ ત્રીજાં જ કારણે તેનું સમર્થન થાય છે; અજાણતાં, લગભગ અચાનક રીતે, થતી ખીલવણીને પાછળથી માણસનાં ડહાપણમાંથી ઉદ્દભવેલી અપ્રતિમ ક્રિયા તરીકે ગણવામાં આવે છે, અને એ ખીલવણીમાં ભાગ લેનારામાંના કોઇને જે સિદ્ધાંતોનો વિચાર સરખો આવ્યો ન હોય તે સિદ્ધાંત ઉપર એ ખીલવણી રચાઇ હોય એવી રીતે તેનો બચાવ થાય છે. ઇંગ્લંડના રાજબંધારણનો ઇતિહાસ વાંચતાં કોઇને પણ માલમ પડયા વિના રહેશે નહિ કે, અંગ્રેજ પ્રજા એમ માનતી' લાગે છે કે કોઇ પ્રકારની રાજબંધારણને લગતી ઇશ્વિરી શક્તિ તેમના ઉપર નિગ્રેહબાની રાખે છે. ઇતિહાસનું એ પુસ્તક જે વર્ષમાં પ્રગટ થયું હોય તે જ વર્ષ દરમિયાન જે પરિપૂર્ણ સ્થિતિએ રાજબંધારણ પહોંચવાનું હોય તેનું પૂર્વ જ્ઞાન એ શક્તિ ધરાવે છે, અને તે પ્લેન્ટાજીનેટ તથા યૉર્ક વંશના રાજાઓને તથા ટયુડર વંશના અમલ દરમિયાન પાર્લામેન્ટોને તથા પ્યુરિટન હુલ્લડખોરોને, જેકોબાઇટ તથા વ્હિગ પક્ષકારોને, જર્મન સિવાય બીજી કોઇ ભાષા બોલી ન જાણનારા રાજાઓને તથા બ્રિટનના નામ માટે ગર્વ ધરતા રાજાઓને પોતપોતાના નિર્દિષ્ટ આશયે પહોંચવામાં મદદ કરે છે. એ શક્તિએ એમ નિર્માણ કરેલું ધારવામાં આવે છે કે સર રૉબર્ટ વૉલ્પોલને સત્તાનો અભિલાષ થાય, અને રાજા જ્યૉર્જ પહેલો અંગ્રેજી ભાષા બોલી જાણે નહિ, રાજા વિલિયમ ચોથાને ટોરી પક્ષ સાથે તકરાર થાય, અને વિક્ટોરીઆ સ્ત્રી રૂપે જન્મી રાણી થાય. આ સઘળું જે પ્રમાણે ચોક્કસ રીતે બન્યું છે તે જ પ્રમાણે સઘળું થયા કરે એમ માનવામાં આવે છે. આ સઘળું ખરૂં જોતાં કંઇ નહિ પણ રાજબંધારણ સર્વ રીતે બંધબેસતું છે એમ બતાવવાનો પ્રયત્ન કરવા જેવું છે, અને તેથીજ તેની પાછળ કંઇ પ્રયોજક શક્તિ રહેલી મનાય છે. પણ ખરી રીતે આ સઘળાનો સત્ય ખુલાસો તો એ છે કે ચાલુ જમાનાના રાજદ્વારી વિચારોને અનુકૂળ થાય એવી રીતે ગમે તેવા પ્રકારની સંસ્થાઓ

ચલાવવાની અદ્‌ભૂત શક્તિ અંગ્રેજો ધરાવે છે. અગત્યના રાજબંધારણને લગતા વિકાસમાંના ઘણા થોડા બુદ્ધિપૂર્વક શરૂ કરવામાં આવ્યા હતા તથા વિચારપૂર્વક તેની યોજના થઇ હતી. રાજનીતિજ્ઞ પુરૂષોએ તથા જેને આપણે સર્વ રીતે ગુંચવાડાભરી સંજ્ઞા હેઠળ જાહેર મત કહીએ છીએ તેણે પોતાને અનુકૂળ લાગ્યું તેમ રાજદ્વારી યંત્ર ચલાવ્યું અને એમ કરતાં કદાચ અંતઃકરણપૂર્વક એમ બતાવવાનો તેઓ ઢોંગ કરતા કે એજ પ્રમાણે એ યંત્ર હમેશાં ચલાવવામાં આવ્યું હતું; અને પછી વખત જતાં કામ કરવાની એમની પદ્ધતિ રૂઢિ તરીકે ગણાઈ ગઇ, બીજાઓએ તેનું પ્રથક્કરણ કરી એમાંથી સિદ્ધાંતો તારવી કાઢયા, અને એ સિદ્ધાંતો ઉપર નવી પદ્ધતિ ઘડી, કે આખરે એ પદ્ધતિ પણ ઉપર પ્રમાણે અમલમાં આવી જાય. નિઃસંશય રાષ્ટ્રની ગમે તે સ્થિતિને અનુકૂળ થવાની યોગ્યતાના લાભો ઘણા મોટા છે. જે નિરંતરતાને બર્ક આટલી બધી કિમતી ગણતો તેનું આથી ખંડન થતું નથી, અને પ્રચંડ ફેરફારો કરવાનું મુશ્કેલ થતાં એ ફેરફારો ભાગ્યે જ કરવામાં આવે છે. માણસની સંરક્ષણ કરવાની નૈસર્ગિક પ્રેરણાને કંઈ અડચણ આવ્યા વિના પ્રગતિમાં આવતી દરેક સ્થિતિથી ટેવાઈ જવાને તેને પુરતો વખત મળે છે. આ સંબંધમાં એમ કહી શકાય કે રાજબંધારણનો વિકાસ હમેશાં સંરક્ષણવાદને અનુકૂળ આદર્શભૂત પરિસ્થિતિમાં કરવામાં આવ્યો છે. સને ૧૬૮૮ માં રાજવિપ્લવ (Revolution) થયો, સને ૧૮૩૨ માં રાજબંધારણની સુધારણાનો કાયદો (Reform Act) અને સને ૧૯૧૧ માં પાર્લામેન્ટને લગતો કાયદો (Parliament Act) પસાર થયો એવે પ્રસંગે પરિસ્થિતિ કંઈ અંશે છિન્નભિન્ન થઇ જતી છતાં, થએલા ફેરફારોને સુસ્ત રીતે સંરક્ષણવાદને અનુકૂળ પડે એવા વિવાદથી ટકાવી રાખવા તથા વિપ્લવ મારફત એક રીતે પ્રાચીન સિદ્ધાંતો ઉપર પાછા જવાય છે એમ બતાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ ફેરફારને અંગે કેટલાંક જોખમો રહેલાં હોય છે. ગમે તેમ રાજ્ય વિપ્લવ તે વિપ્લવજ છે, અને તેને સંરક્ષણવાદને અનુસરતા પોષાક

વડે ઢાંકવો એ તેનો વેશ બદલવા બરાબર છે. આખરે ફેરફાર એ ફેરફાર જ છે, પછી આપણે તેને ગમે તે નામે ઓળખીએ. કદાચ ખરૂં જોતાં જે માત્ર નિમિત્ત છે તેને સૌથી અનુકૂળ વ્યવસ્થા કહેવામાં આવે છે એમ શક રહે. નીતિના પ્રદેશમાં આને મળતા આવતા નિમિત્તના પ્રસંગોથી આપણે માહિતગાર છીએ, અને તેમાં એ તો સર્વ રીતે જાણીતું છે કે લાગણીની મર્યાદા તથા વાસ્તવિકતાનો ક્યાં છેડો આવે છે અને ક્યાં કેવળ ઢોંગ શરૂ થાય છે એ નક્કી કરવું સહેલું નથી. જ્યાં સુધી એ ઢોંગ મારફત પાપનું જોર નરમ પાડવામાં આવે છે અને લોકો સદ્‌ગુણના માર્ગમાંથી થોડા સમયને માટે વિમુખ થએલા હોય છતાં તેમનો સદ્‌ગુણ સાથેનો સંબંધ જારી રહે છે ત્યાં સુધી પરિણામ સારૂં આવે છે. પછી વખત એવો પણ આવે કે પોતાની આંખ ઉઘાડી રાખી જે કરતાં માણસો ભયથી પાછા હઠી જાય તે ઢોંગમાં ને ઢોંગમાં તેઓ કર્યાં જાય. રાજદ્વારી ફેરફારોમાં પણ એમજ બને છે. જ્યાં સુધી પાછલા બનાવોનું અનુકરણ કરતા હોવાના દાવા મારફત તથા સંરક્ષણવાદના બહારના દેખાવ મારફત પ્રતિષ્ઠા અને સમભાવ ખરેખર જળવાઈ રહે ત્યાં સુધી સઘળું સારૂં છે. એવું પણ બને કે જે કામોને તદ્દન ઉઘાડા સ્વરૂપમાં જોવામાં આવતાં તે પ્રત્યે તરત જ તુચ્છકારની લાગણી પ્રગટી નીકળે તે કામો હરકત વિના કરવામાં આવે, અને તેમ થાય તો સંરક્ષણવાદને લગતાં બહારનાં સ્વરૂપ માત્ર બીજાઓને ફસાવવાના પેચ જેવાં અથવા તુટી ગએલી હૈયારખી જેવાં જણાય. સંરક્ષણવાદીઓએ સંભાળ રાખવી જોઇએ કે બહારના દેખાવો ઉપરથી છેતરાઈ તેઓ એવા ફેરફારો અથવા એવી રીતે વિકાસ કરવાનું કબૂલ કરે નહિ કે જેથી જે સઘળું વિશેષ પ્રાચીન તેમજ કિંમતી હોય તે મૂળમાંથી છેદાઇ જઇ સત્વહીન બની જાય.

હવે આપણે ઇંગ્લંડનું રાજબંધારણ જે સ્થિતિમાં છે તેનાં કેટલાંક અંગની ટુંકમાં સમાલોચના કરીએ, અને સંરક્ષણવાદની દૃષ્ટિએ ખાસ મનોરંજક શું છે તેની નોંધ લઈએ.

એ બંધારણનું કેન્દ્ર એકાધિપત્ય (Monarchy) છે. કદાચ દરેક જણ એટલું તો સ્વીકારશે કે એકાધિપત્યની સંસ્થા નીભાવી રાખવા યોગ્ય છે, અને આટલો વખત ટકી શકી તે ઉપરથી સંરક્ષણવાદની ભાવના કેટલી ઉપયોગી છે તે જણાય છે. એટલું તો નિર્વિવાદ છે કે ઇંગ્લંડના એકાધિપત્ય પ્રત્યે સંરક્ષણવાદીઓમાં તેમજ કેટલીક બાબતોમાં સંરક્ષણવાદ જેવાજ વિચારો ધરાવનારા પ્રજાના સઘળા ભાગોમાં હજી પણ પ્રબળ ઉત્સાહ પ્રગટી નીકળે છે. જુના કાળના રાજપદ તરફની ટોરી વર્ગની ભક્તિ હજી નષ્ટ નથી થઇ, પણ તે, ચાલુ યુગનાં ફેરવાયલાં વાતાવરણમાં પણ, અમુક વ્યક્તિ તરફ પોતાના સર્વભાવથી જોવાની તથા રાજામાં દેશની મહત્તા તથા શક્તિ, તેનો લાંબો તથા ભભકભર્યો ઇતિહાસ, તથા તેને માટે નિર્માણ થએલું, સારૂં કે નરસું, વિશાળ ભવિષ્ય, મૂર્તિમાન કરવાની માણસોની શક્તિને લઈ દૃઢ થઇ ટકી રહી છે. એમ છતાં સામ્રાજ્યવાદીઓ ઇંગ્લંડમાના એકાધિપત્યને આખા સામ્રાજ્ય ઉપર ફરી વળતા રાજબંધારણના ભાગ તરીકે માને છે અને તેમાંના સર્વ દેશને એક બીજા સાથે જોડાએલા રાખવા માટે કિમતી ગણે છે. કેનેડા તથા ઑસ્ટ્રેલિઆમાં, ન્યુ ઝીલેંડ તથા દક્ષિણ આફ્રિકામાં, હિંદુસ્તાનની અસંખ્ય વસ્તીમાં અને આખી પૃથ્વી ઉપર છુટા છવાએલા પડેલા તાબાના પ્રાંતો તથા ટાપુઓમાં બ્રિટિશ નામ સર્વત્ર આદર પામે છે, અને એક જ શખસને આખા વિશાળ રાજ્ય તરફથી એક સરખું માન આપવામાં આવે છે. આથી રાજા તેમજ એકાધિપત્ય તરફ લોકો માનની, આદરની, તેમજ રાજનિષ્ઠાની ઉચ્ચ ભાવનાથી જુએ છે. કદાચ (ઇલિઝાબેથ રાણીનાં નહિ તો) બીજા ચાર્લ્સ રાજાનાં અવસાન તથા મહારાણી વિકટોરીઆના ગાદીનશીન થવાના વચ્ચેના લાંબા ગાળા દરમિયાન જે સ્થાન રાજા અને એકાધિપત્ય ભોગવતાં તેના કરતાં વધારે ઉંચે સ્થાને તેઓ આ સમયે છે.

પણ ઇંગ્લંડના રાજ સિંહાસન પ્રત્યે જે અગાધ ભાવના સદા દર્શાવવામાં આવતી આપણે જોઇએ છીએ તેનો સ્વીકાર કર્યા પછી

આપણે રાજબંધારણ અનુસાર એકાધિપત્ય ચોક્કસ રીતે કેવા અધિકાર ભોગવે છે તેની તથા ખરેખર રાજા શું કરે છે તેની તપાસ કરવા માંડીએ તો આપણને કંઈક ઉદ્વેગ થયા વિના રહેતો નથી કે સૌથી સરસ જ્ઞાન ધરાવનારા માણસો પણ એ બાબત ચોક્કસ ઉત્તર આપી શકતા નથી. એકાધિપત્ય એ ખચિત જ મહત્વની સંસ્થા છે. પણ શું તે મહાન શક્તિ છે? બેશક રાણી વિકટોરીઆ ગાદીએ બેઠી ત્યારથી શહેનશાહને સઘળાં વિવેચનમાંથી અને તે કારણે સઘળાં વાદયુદ્ધમાંથી દૂર રાખવાની પ્રવૃત્તિનું વિચારપૂર્વક અનુકરણ કરવામાં આવ્યું છે અને કદાચ ખુલ્લી રીતે તેનો સ્વીકાર પણ થયો છે. આથી એકાધિપત્ય ભાવવાચક ચિહ્ન તરીકે જે પ્રદેશમાં ઉપયોગી થાય છે તેમાં તેને ભારે બળ પ્રાપ્ત થયું છે, છતાં રાજબંધારણમાંની પ્રયોજક શક્તિ તરીકે તે પ્રબળ થયું છે કે કેમ તે માટે યથાર્થ રીતે શક રહે. કારણ સર્વત્ર પ્રશંસા પામે તેવું કરવા સિવાય બીજું કંઈ ન કરવાથી જ કોઇ માણસ વિવેચન તથા વાદયુદ્ધમાંથી દૂર રહી શકે. પણ સર્વત્ર પ્રશંસા પામે એવું કરવું એનો અર્થ એટલો જ થાય કે યંત્રવત્ જેટલું થાય તેનાથી વિશેષ ઘણું થોડું કરવું. સામાન્ય રીતે પ્રશંસા પામે એવા વર્ગમાં કેવી પ્રવૃત્તિ આવી શકે તે સમર્થ સલાહકારોની મદદ વડે નક્કી કરવાનું ઘણું મુશ્કેલ નથી; અને ઇંગ્લંડનો અર્વાચીન રાજા જાહેર રીતે જે સઘળું કરી શકે તેનો આમાં સમાસ થાય છે. જે બાબતો વાદગ્રસ્ત હોય, એટલે જે સઘળી બાબતોમાં માણસોના વિચારો તીક્ષ્ણ રીતે જુદા પડતા હોય તેમાં શહેનશાહને કંઇ પણ ભાગ લેવા દેવામાં આવતો નથી; અથવા જો તેને ભાગ લેવો જ હોય, તો બને તેટલી હદે પ્રધાનોની જોખમદારીના મંતવ્યની તથા તેની વ્યક્તિ તથા પદવી માટેના આદરની જે ભાવના સાધારણ રીતે પ્રસરી રહે છે તેની મદદથી તેનો બચાવ કરવામાં આવે છે. પણ આમાં જોખમ રહેલું છે. જાપાનના મિકાડોની પદવીની જે સ્થિતિ થઇ તેની

કદાચ ઇંગ્લંડમાંના એકાધિપત્યની પણ થાય. મિકાડો એટલો બધો પવિત્ર ગણાતો હતો કે તેને કંઈ પણ કરવા દેવામાં આવતું નહિ; અને પરિણામે જાપાનમાંની સઘળી બાદશાહી સત્તા અન્ય હાથોમાં સરી પડી હતી. પણ ઇંગ્લંડમાં લોકો નિવૃત્ત પડી રહેતા મિકાડોનું લાંબો વખત પૂજન કરે નહિ. આખરે તેઓ માત્ર જેટલું અગત્યનું તથા મનોરંજક હોય તે તરફ જ માન ધરાવે છે. કમનસીબે જે બાબતમાં તકરાર હોતી નથી તે થોડે જ અંશે મનોરંજક થાય છે. જે બાબત લોકો સંભાળ લે છે તે જ બાબત તેઓ લડે છે. અને ઘણા લાંબા કાળ સુધી શહેનશાહ જાહેર તકરારોમાં ભાગ લે નહિ તો એનો ઓદ્ધો સામાના ઉપર પ્રભાવ પાડવા માટે રાખવામાં આવતા ઓદ્ધા જેવો થઈ પડે, રાષ્ટ્રને લગતા સઘળા આડંબરવાળા દેખાવોમાં પૂર ભભકાથી તે મધ્યસ્થાને રહે, છતાં ભભકાદાર દેખાવોથી માણસના મનમાં જે મધ્યમસરની તથા કંઈક માન તથા આનંદની લાગણી ઉપજે છે તેવી જ લાગણી સ્વાભાવિક રીતે શહેનશાહ માટે ઉપજે. એકાધિપત્યે ખુલ્લી રીતે રાજપ્રકરણમાં પ્રવૃત્તિમય ભાગ લેવો જોઇએ એ વિચારની પુષ્ટિમાં જાહેર અભિપ્રાય તૈયાર કરવાનું કામ સંરક્ષણવાદે ઉપાડી લેવું જોઇએ એ વિચાર ભયંકર લાગે પણ તે સત્ય છે. જે લાંબા કાળ સુધી શહેનશાહના કામ ઉપર ટીકા કે વિવેચન કરવા દેવામાં આવ્યાં નથી તે પછી આવી પ્રવૃત્તિમાં એ ઝીંપલાવે તો નિઃસંશય પરિણામે કંઈ સંકટો આવ્યા વિના રહે નહિ; પણ એ સંકટો સ્પષ્ટ જણાય એવાં ન હોય, છતાં એકાધિપત્ય ઉપર બિનઉપયોગી અલંકાર હોવાનું કલંક આવવાની તથા પ્રથમ સદ્‌ભાવ તથા સહનશીલતાથી જે રાજભક્તિ તેની તરફ દર્શાવવામાં આવતી તે આખરે તિરસ્કારથી અથવા ઉત્સાહ વગર દર્શાવવામાં આવે એવો ભય રહેવાની હમણા વધારે ધાસ્તી છે. પ્રવૃત્ત એકાધિપત્ય પોતા તરફ ઘણાઓની દુશ્મનાવટ વોરી લે, પણ આખરે સ્વીકારાએલી સત્તાને જે માન આપવામાં આવે છે તે તેને મળ્યા વિના રહેશે નહિ.

કદાચ એમ કહેવામાં આવે કે કોઇ પણ નૃપતિ રાજદ્વારી ઝઘડાઓમાં જાહેર અને આગળ પડતો ભાગ લેવાની હિંમત કરશે નહિ, કેમકે એકાધિપત્ય વંશપરંપરા છે, અને જે સંસ્થાને રાજદ્વારી લડવૈયાઓના પ્રહાર ઝીલવા પડે છે તે સંસ્થા વંશપરંપરાના સિદ્ધાંત ઉપર આધાર રાખી શકે એટલો એ સિદ્ધાંત માન્ય થયો નથી. થોડા જ વખત ઉપર ઇંગ્લંડની અમીર સભાની તકરારી બાબતોને લગતી કાર્યસાધક સત્તાનો ઘણો મોટો ભાગ એની પાસેથી છીનવી લેવામાં આવ્યો છે કારણ એથી (કેટલાકો કહે છે તેમ) વંશપરંપરાનો સિદ્ધાંત દુષિત થયો છે. સંરક્ષણવાદી રાજનીતિજ્ઞ પુરૂષોએ અત્યાર અગાઉનું ઠરાવ્યું છે કે કાર્યસાધક રીતે કામ કરે એવી ઉપલી સભા ચાલુ રાખવાની હોય તો તેના સભ્યો વંશ-પરંપરાના હક્ક ઉપરાંત કંઈ અન્ય વસ્તુ ઉપર આધાર રાખતા હોવા જોઇએ. તો પછી જો આપણે આપણા પ્રથમ ન્યાયાધીશને રાજદ્વારી લડવૈયો બનાવવા માંગતા હોઇએ, તો પછી જેવી રીતે અત્યાર પહે-લાના આપણે વંશપરંપરાના કાયદા ઘડનારાઓને છોડી દઇ તેમને બદલે વધારે પ્રજાસત્તાના ધોરણ ઉપર રચાએલી સંસ્થા ખડી કરવા તૈયાર થયા છીએ તો વંશપરંપરા ઉતરી આવતા એકાધિપત્યને આપણે કેમ છોડી દેવું ન જોઇએ ?

નૃપતિ રાજપ્રકરણમાં વચ્ચે પડે તે સામા આ મહત્વનું પ્રમાણ છે. કેમકે એટલું સ્પષ્ટ જણાય છે કે એકાધિપત્યના દરબારના સમા-રંભને લગતા તથા જે લાક્ષણિક અધિકારની અગત્યતા વિશે આગળ વિવેચન કરવામાં આવ્યું છે તે અધિકાર એનાં વંશપરંપરાના રૂપ માટે આવશ્યક છે. સંવરણ થયલા પ્રમુખથી જુદો પડી આવતો વંશપરં-પરાથી ગાદીએ આવતો શહેનશાહ દીર્ઘકાળથી ઉતરી આવતી કુળપ્રતિષ્ઠાથી ભૂષિત થઈ પોતાનું જીવન શરૂ કરે છે, અને એથી પણ વધારે અગત્યનું એ છે કે જે મહાન પદવી એ ભોગવવાનો હોય છે તે માટેનાં ચાતુર્ય તથા રીતભાત માટેનું શિક્ષણ એને છેક નાનપણમાંથી મળવા

માંડે છે. વંશપરંપરાથી ઉતરી આવતી પદવીનાં આ લક્ષણ ઉપર જોઇએ તેટલું ધ્યાન આપવામાં આવ્યું નથી, પણ પેઢીદર પેઢી વારસો ઉતરી આવે એ ઉપર આધાર રાખવાથી જ માત્ર બુદ્ધિની ખીલવણીની શરૂઆત થતાંની સાથે આ શિક્ષણ શરૂ થવાની ખાતરી રહે છે. વંશપરંપરાના હક્કથી ગાદીએ આવતા શહેનશાહને બચપણથી રાજપદનાં કામ માટે ઉછેરવામાં આવે છે. વંશપરંપરાથી ઉતરી આવેલી પદવીને અંગે રહેલી પ્રતિષ્ટા તથા શરૂઆતનું શિક્ષણ એ બે તત્વો જે મહાન મધ્યસ્થ મૂર્તિની આસપાસ બ્રિટિશ શહેનશાહત સંકેલાઇ રહે છે તેની ફરજ બજાવવા માટે આવશ્યક છે. પરંતુ જ્યારે એટલું સ્પષ્ટ છે કે એકાધિપત્ય વંશપરંપરા ઉતરી આવે એવું જોઇએ ત્યારે વંશપરંપરાના ધોરણ ઉપર રચાએલી સંસ્થા રાજદ્વારી ઝઘડાનો ભાર નહિ ખમી શકે એ બાબત ભાગ્યે જ શક રહેશે. ઇંગ્લંડમાંની અમીર સભા ઉપર અનેક હુમલા લઈ જવામાં આવ્યા હતા, અને તેમાં ફત્તેહ મળી હતી. પણ એ સભા વંશપરંપરાના ધોરણ ઉપર રચાએલી હોવાનાં કારણને લઇને જ માત્ર એ હુમલા કરવામાં આવ્યા નહોતા. એના ઉપર અયોગ્ય પક્ષપાતનો દોષારોપ પણ મુકવામાં આવ્યો હતો: અને આ લડતનો લક્ષપૂર્વક અભ્યાસ કરનાર, ઉદારમતવાદી હોય કે સંરક્ષણ-વાદી હોય, તો પણ તે એટલું તો કબૂલ કરશે કે એ સભા ઉપર મુકવામાં આવેલા આરોપોમાં આ આરોપ સૌથી ભયાનક હતો. પક્ષપાતી રાજા ખચિતજ રાજને હાનિકારક નિવડે અને એકાધિપત્યની સ્થિરતા માટે ભય ઉપજાવે. પણ રાજદ્વારી લડતોમાં પ્રવૃત્તિમય ભાગ લેતી વેળા ખરેખર રાજા કોઇ પણ પક્ષથી દૂર રહે એમ ન માની શકાય એવું નથી. રાજદ્વારી પક્ષાપક્ષીના ધોરણ હેઠળ સંપૂર્ણ રીતે આવી ન જતી હોય એવી રાજપ્રકરણમાં કોઇ સત્તા મેળવવા માટે લોકોના મનમાં ભારે ઇચ્છા વ્યક્ત થતી હાલમાં દેખાય છે. કોઇ રાજદ્વારી ઝઘડામાં શહેનશાહ વિચાર પૂર્વક નિર્ણય કરી તથા શુદ્ધ ભાવથી પક્ષપાતથી દૂર રહી વચ્ચે પડે તો તેને લોકોનો

મોટો ભાગ ઉત્સાહપૂર્વક વધાવી લે એમ બનવું અશક્ય નથી. કોઇ પક્ષને લગતા રાજદ્વારી પુરૂષો તથા વ્યવસ્થાઓ સંપૂર્ણ રીતે ભરોસા લાયક હોતાં નથી છતાં તેઓ એટલાં બળવાન થઇ પડયાં છે કે તેમની સામા વિરોધ દર્શાવવાનું નિરર્થક છે એવી જે લાગણી દૃઢ થતી જાય છે અને વિશાળ પ્રદેશ ઉપર ફેલાતી જાય છે તે લાગણીને આથી સંતોષ મળશે. હું તો એટલું ધારી શકું છું કે હમણાના ધોરણ અનુસાર રાજપ્રકરણ બીજાં વીસ વર્ષ ચાલ્યું જાય તો 'સ્વદેશાભિમાની રાજા'ની સ્વતંત્ર સરદારી ભારે લોકપ્રિય થયા વગર રહે નહિ.

એમ છતાં આ ધોરણે એકાધિપત્યની કંઇ પણ ખીલવણી થોડા જ સમયમાં થાય એમ લાગતું નથી. અમીર સભાનાં પદ સાથે એનો વધારે નિકટનો હિત સંબંધ જોડાએલો છે. એ સભા તરફ સંરક્ષણવાદ બે રીતે ખેંચાય છે. પ્રથમ તો ઇંગ્લંડમાં એ સૌથી જુનામાં જુની સંસ્થાઓમાંની એક છે, ઘણા સૈકાઓમાંથી પસાર થઈ તે આપણા જમાનામાં ઉતરી આવી છે અને દરેક યુગમાં થએલા મહત્વના બનાવો સાથે તે સંબંધ ધરાવે છે. એથી કરીને એ વિદ્યમાન તથા લાંબા સમયથી ટકી રહેલી હોવાને કારણે પૂજ્ય ગણાતી રાજદ્વારી વ્યવસ્થાના એવા અગત્યના ભાગ તરીકે ગણાઈ છે કે નૈસર્ગિક સંરક્ષણવાદ દરેક રીતે તેને માન આપવા તથા તેના ઉપર ભરોસો મુકવા લલચાય છે. વળી એ સભા રાજદ્વારી બંધારણમાં એવો અગત્યનો ભાગ ભજવે છે કે અવિચારી તથા ક્રાંતિકારક ફેરફારો અટકાવવા માટે સંરક્ષણવાદીઓ તેની સૌથી વધારેમાં વધારે મદદ મેળવવા ટેવાએલા હોય છે. સંરક્ષણવાદીઓને માલમ પડયું છે કે લાગણીનાં આ બે વહેણ કેટલીક બાબતોમાં એક બીજા સાથે અથડાય એવાં છે, અને અમીર સભાની સુધારણાના સબંધમાં સંરક્ષણવાદી પક્ષની ભારે આનાકાની તથા પરિણામે નબળાઈ જણાઇ આવે છે તે આ બે ભાવનાની વિપરીત અસરને લઇને છે. પ્રાચીન સંસ્થામાં બને તેટલા ઓછા ફેરફાર કરી તેનું રક્ષણ કરવાની ઇચ્છાને લઇને અમીર સભાને જેમની તેમ

રહેવા દેવા અથવા ક્ષુલ્લક ફેરફારો કરવા પુરતો જ તેમાં સુધારો કરવા પ્રયત્ન થાય છે. બીજી તરફ રાજક્રાંતિ સામા કાર્યસાધક રીતે વિરોધ દર્શાવી શકે એવી ઉપલી સભા રાખવાની ઇચ્છાને લીધે અમીર સભા માટે લોકોની શ્રદ્ધા તથા માન દઢ રીતે જળવાઈ રહે એવી રીતે તેની પુનઃ રચના કરવાનું અનિવાર્ય થાય છે. જે સંસ્થાનો ઇતિહાસ આટલો મહત્વનો છે તથા જે સંસ્થા રાજબંધારણમાં આટલું પ્રશંસનીય સ્થાન ભોગવે છે તેને ઉલટાવી નાખવાનું કેટલાક સંરક્ષણવાદીઓ સહન કરી શકતા નથીઃ અન્ય સંરક્ષણવાદીઓ મિલકત તથા રાષ્ટ્રની સહીસલામતી સામે હુમલા આવે એ ભયથી થરથરી ઉઠતા હોવાથી ઉપલી સભાને બની શકે તેટલી પ્રબળ બનાવવાના માર્ગમાં જે કંઇ અડચણો હોય તે ખસેડી નાખવા અધીરા બને છે. સંરક્ષણવાદીઓના સમૂહમાં પ્રચલિત ત્રીજા અભિપ્રાય પ્રમાણે આ આખી લડત માટે અધીરાઇ બતાવવામાં આવે છે. વધારે ઉત્સુક સામ્રાજ્યવાદીઓ પોતાની માતૃભૂમિ સાથે શહેનશાહતના વસાહતી મુલકોને ગાઢા સંબંધમાં આણવાના તથા આખું સામ્રાજ્ય કાર્યસાધક શક્તિરૂપે બને એવી રીતે તેની રચના કરવાના સવાલોનું નિરાકરણ કરવા એટલી ભારે ઇંતેજારી બતાવે છે કે તેઓને અમીર સભા માટેની લડત લડવાની જરૂર પડવાથી આકુળવ્યાકુળ થઇ જાય છે અને એમ ધારે છે કે જો એ સવાલની ચર્ચા બંધ પાડવામાં આવે અને એ ચર્ચાને રાજદ્વારી લડતમાંથી દૂર રાખવામાં આવે તો તેમનો હેતુ વધારે ફળીભુત થાય. દેશમાં ઉપલી સભા જેમની તેમ પ્રબળ રહેવા પામે તો તેઓ આ ચર્ચાનો છેડો આવે એટલા માટે ગમે તેટલા ભારે ફેરફારને અનુમોદન આપવા ખુશી થશે. પરંતુ સઘળાઓ એકમત છે કે ઉપલી સભાનું બંધારણ ગમે તેમ રચવામાં આવે છતાં મહાન પ્રજાઓની પાર્લામેન્ટમાં હસ્તી ધરાવતી અન્ય સેનેટોને જે સત્તા આપવામાં આવી હોય તે સત્તા તેને પણ મળવી જોઇએ. કંઈક વ્યાવહારિક રાજનીતિ નિર્દિષ્ટ કરવા સારૂ ત્રણ જુદી જુદી દિશામાં

જતાં અભિપ્રાયનાં આ વહેણને એકત્ર કરવાનું કામ ભવિષ્યમાં સંરક્ષણવાદી નેતાઓને માટે રહેલું છે.

આ કામની વિગતમાં ઉતરવા પ્રયત્ન કરવાનું આપણા પ્રસ્તુત વિષયને લગતું નથી. પણ સામાન્ય ઉપયોગમાં આવી શકે એવા બે ત્રણ વિષયો તરફ લક્ષ ખેંચવાનું યોગ્ય થઇ પડશે. પહેલું, અમીર સભા માટેની શુદ્ધ સંરક્ષણવાદી વૃત્તિ નિષ્કપટ તથા પ્રબળ છે અને સંરક્ષણવાદી પક્ષના સમૂહની બહાર તે વજનદાર ગણાય છે. માટે એ સભાની વિરૂદ્ધ જે કારણો દર્શાવવામાં આવે છે તે દૂર કરવા પુરતા ફેરફારો તેના બંધારણમાં કરવાનું યોગ્ય લેખાશે. બીજું આગળ દર્શાવ્યા પ્રમાણે આ વિરોધનું સૌથી પ્રબળ કારણ એ સભાનું વંશપરંપરાનું લક્ષણ નહોતું પણ તેની પક્ષપાતી પ્રકૃતિ હતી. ઇંગ્લંડના બન્ને રાજદ્વારી પક્ષોને અમીર સભાના બંધારણમાં સરખો અધિકાર મળે એવી રીતે તેમાં સુધારો કરવા કદાચ મધ્યમ વિચારના ઉદારમતવાદીઓ સંમત થશે; પણ એથી ઉલટું જે સમાધાનને પરિણામે સંરક્ષણવાદ તરફના શુદ્ધ પક્ષપાતને લઇને ઉપલી સભાનું બંધારણ રચાયું છે એવો ખુલ્લો આક્ષેપ આવી શકે તેવું સમાધાન હમેશ માટે કરવાનું શકય થશે નહિ. ત્રીજું વંશપરંપરાના સિદ્ધાંત માટે સમાજનો આદર એવો સંપૂર્ણ અને સચોટ નહોતો કે જેથી કાયદા ઘડનારૂં મંડળ રચવા માટેનો યથાર્થ હક્ક તે મારફત આગળ કરી શકાય, છતાં એ હક્ક સદંતર છોડી દેવાથી અમીર સભા ઉપરાંત અનેક સંસ્થાઓ પણ વમળમાં ખેંચાઈ જાય એવાં ગંભીર પરિણામો નિપજ્યા વિના રહે નહિ. જે પ્રમાણ એકાધિપત્યના સંબંધમાં આવશ્યક છે એમ આપણે આગળ જોઇ ગયા છીએ તે જ પ્રમાણ અમીર સભાના સંબંધમાં યથાર્થ રીતે પરંતુ કંઇક થોડે અંશે ઉપયોગી છે. જન્મથી જ રાજનીતિનિપુણ થવાને લાયક હોય એવા માણસોનો સમૂહ બંધાયેલો હોવાથી છેક બચપણમાંથી જ એવું શિક્ષણ શરૂ કરવાની ખાતરી થાય છે કે તે મારફત પાર્લામેન્ટમાં લડત ચલાવવાની રીતમાં દર્શાવવામાં

આવતું જે પ્રશંસનીય ચાતુર્ય ઘણા જમાનાઓ સુધી પાર્લામેન્ટની બન્ને સભાઓમાં ભારે મૂલ્યવાન ગણાતું તે ચાતુર્ય જાળવી શકાય છે. એમ છતાં, સમાજની ભાવના પ્રમાણે વંશપરંપરાનું ધોરણ ઉચ્ચ પદવી સાથે સતત જોડાએલું હજી માલમ પડતું હોવાથી એ ધોરણને પાર્લામેન્ટના સંબંધમાં તદ્દન જ છોડી દેવાથી આમ સભા તથા અમીર સભાનાં પદ તથા પ્રતિષ્ઠા જોખમમાં આવી પડે અને સામાજિક જીવનનાં માહાત્મ્યની જે અમૂલ્ય ભાવનાને લઇ અંગ્રેજો રાષ્ટ્ર હિત માટે કાંઈ પણ પારિતોષિક વિના મહેનત કરે છે, પોતાનો વખત ગાળે છે અને જહેમત ઉઠાવે છે તે ભાવના સામાન્ય રીતે નરમ પડી જાય ઇંગ્લંડમાં સઘળી જાહેર સંસ્થાને લગતા ઓદ્ધા માટે જે આંટ અને માન રહે છે, અને જેને લઇને સ્થાનિક મંડળોમાં કામ કરવા માજિસ્ટ્રેટની પદવીને કિંમતી ગણવા, તથા આમની સભામાં જગા મેળવવા દઢ ઉદ્યોગથી કામ કરવા માણસો લલચાય છે તે કંઇક અંશે અમીર સભા સાથે જોડાએલી ઉચ્ચ પદ તથા સામાજિક સેવાની એ કલ્પાનાને લઇને છે. આ વિચારણા ઉપરથી એટલું જણાય છે કે આપણે એવું અનુમાન કાઢવામાં હરકત નથી કે ઉદારમતવાદીઓએ તેમજ સંરક્ષણવાદીઓએ ઉપલી સભા સુધારવામાં એવો સરખો ભાગ લેવો કે જેથી બન્ને પક્ષો વચ્ચેની સમાનતા જળવાઇ રહે એટલું જ નહિ પણ સાથે સાથે વિદ્યમાન અમીર સભાનાં રૂપ તથા પરંપરા તેવાંને તેવાંજ રહે અને તેમાં વંશપરંપરાનો સિદ્ધાંત કંઇક અંશે અમલમાં આવતો રહે.

એ અસત્ય અને અયુક્ત જણાય, છતાં ખચિત જ એટલું તો સત્ય છે કે, આમ સભા કરતાં રાજબંધારણના બીજા કોઇપણ ભાગને ન્યાયપુરસર સુધારવાની વિશેષ જરૂર નથી. એ સભામાં કોઇ પ્રકારનું પરિવર્તન થતું જતું હોય એમ લાગે છે, પણ તેની અંતિમ અસર શી થશે તે નિશ્ચયપણે જણાવવું સહેલું નથી, છતાં પરિવર્તન થતાં જે વિશિષ્ટ સ્થિતિએ એ સભા પહોંચી છે. તેથી તેનું બંધારણ અસંતોષ-કારક લેખી શકાય. રાષ્ટ્રનાં ચારિત્ર્યમાંનાં મિથ્યા નિમિત્તનાં જે તત્ત્વ

વિષે આપણે ઉપર ઉલ્લેખ કરી ગયા છીએ તે તત્ત્વને લઇને આમ સભાની બાબતમાં આપણે સંકટમાં આવવાની ધાસ્તી રહે છે. મિથ્યા નિમિત્તથી સાવચેત રહેવા માટે લોકોનું જ્ઞાન પૂર્ણ અને શુદ્ધ હોવું જોઇએ કારણ આમ સભા વિષેનાં સંદિગ્ધપણાને લીધે એ જ્ઞાન ઉપર આવરણ આવી જાય છે. એક રીતે આમ સભા ઇંગ્લંડમાં સૌથી પ્રબળ રાજદ્વારી સંસ્થા છે. એનો મત સત્તા ઉપર રહેલા પક્ષને અમલ ઉપરથી હેઠે ઉતારવા શક્તિમાન છે; એની સંમતિ સિવાય કોઇપણ કાયદો ઘડી શકાય નહિ; અને હવે પાર્લામેન્ટ ઍક્ટ અન્વયે જે કાયદાના મુસદ્દા માટે ઉપરાચાપરી બે વર્ષ એ પોતાની સંમતિ દર્શાવે તે મુસદ્દો કાયદા તરીકે પસાર થાય છે. ઇંગ્લંડનાં રાજબંધારણમાં પાર્લામેન્ટનાં સંપૂર્ણ આધિપત્ય ઉપર કંઇ પ્રતિબંધો નથી, એટલું લક્ષમાં રાખીએ તો આમની સભાના હાથમાં મુકવામાં આવેલી સત્તા કરતાં ગમે તેટલી વિશાળ સત્તા વધારે મહત્વની હોઇ શકે નહિ. આ સિવાય બીજી રીતે પણ આ બાબત ચર્ચા થઇ શકે, અને તે તરફ હમણા ભારે લક્ષ ખેંચાએલું રહે છે. રાજબંધારણ પ્રમાણે આમની સભા સર્વ રીતે પ્રબળ છે છતાં વહીવટમાં જે રાજદ્વારી પક્ષ પોતાના સભ્યોની બહુમતિ ધરાવે છે તેના હાથમાં તે આજ્ઞાધીન સાધન થઈ રહે છે. આનો અર્થ માત્ર એટલો થતો નથી કે લઘુમતિની કંઇ ગણના થતી નથી, પણ એવો પણ થાય છે કે જે સભ્યોની બહુમતિ હોય તેઓ પણ પોતાના પક્ષના શેઠ હોવા કરતાં વિશેષ પ્રમાણમાં તેના નોકર હોય છે. દર વર્ષે પાર્લામેન્ટના સભાસદોમાં જાતિ સ્વતંત્રતા ઓછીને ઓછી દેખાતી જાય છે. દર વર્ષે પોતાના પક્ષનો અમલદાર ( whip ) સૂચના આપે તેને ચુસ્ત રીતે અનુસરી પોતાનો મત આપવા તેઓ વધારે ને વધારે ઇંતેજાર જણાય છે. જાહેર સવાલોના ગુણદોષ ઉપર પાર્લામેન્ટના સભાસદો અગાઉ કરતાં હમણા વધારે સંપૂર્ણ રીતે એક મત થતા હોવાથી આમ થાય છે એમ ભાગ્યે જ કહી શકાય.

મનુષ્ય સ્વભાવ બદલાયો નથી, તેમ હમણાની તકરારી બાબતો વિષે પચાસ વર્ષ ઉપરના કરતાં સ્વાભાવિક રીતે નાનાવિધ અભિપ્રાયો ઓછા વ્યક્ત થાય છે એમ પણ નથી. એટલું નિર્વિવાદ છે કે કંઇક અંશે માત્ર પક્ષપાતને લઇને અને કંઇક અંશે પારિતોષિક તથા શિક્ષા સાથે સાથે આપવાની વ્યવસ્થાને લીધે સ્વતંત્રતાનું જોર ઘટી ગયું છે. પાર્લામેન્ટનો સભાસદ પોતાના પક્ષની સાથે રહી મત આપે તો રાજ્ય બક્ષી શકે એવો કંઈ ઓદ્ધો અથવા કંઈ બહુમાન મેળવવાની તેની સ્વાભાવિક આશા ફળીભૂત થાય. એથી ઉલટું, એ પોતાના પક્ષથી ભિન્ન મત દર્શાવે તો એને આ લાભો મળતા અટકે છે. એટલું જ નહિ, પણ જે પળથી એના ભિન્ન મતને લીધે પક્ષની યોજના બર લાવવામાં ભારે અડચણ અને અગવડતા જણાવવા માંડે છે તે પળથી જે સ્થળેથી એનું સંવરણ થયું હોય તે સ્થળના એના પક્ષ તરફથી વ્યવસ્થા કરવા માટે રાખવામાં આવેલાં મંડળ તરફથી પ્રથમ એને ઠપકો આપવાની અને પછી પાર્લામેન્ટમાંથી એને દૂર કરવાની ધાસ્તી બતાવવામાં આવે છે. અને મી. હેરોલ્ડ કોકસના સંબંધમાં બન્યું હતું તેવી રીતે કોઈ અંતિમ પ્રસંગે તેઓ એનો બહિષ્કાર કરે છે અને બીજી ચુંટણીમાંથી એને બીલકુલ જ બાતલ કરી નાંખે છે. આ પ્રમાણે સર્વોપરી અને સર્વશક્તિમાન આમ સભાના સભ્યોને સખત તાબેદારી ઉઠાવવી પડતી હોવાથી તેઓ પક્ષના નોકર થઈ રહે છે.

આમ સભા જે સત્તા વાપરે છે અને રાજબંધારણને લઇ જે અપરિમિત અધિકાર ચલાવે છે તેનું કેન્દ્ર સ્થાન ક્યાં છે તેની તપાસ કરવાનું ઘણું મનોરંજક તથા અગત્યનું છે, પણ છેક સહેલું નથી. કદાચ એમ કહી શકાય કે સઘળી સત્તા રાજ-મંડળ ( Cabinet )ના હાથમાં રહે છે; એટલે બહુમતિ ધરાવનાર પક્ષના સૌથી અગ્રસ્થાને રહેતા પંદર વીસ માણસોના હાથમાં રહે છે. પણ આ હમેશાં ખરૂં પડે નહિ. કેટલીકવાર રાજમંડળમાં જ

મતભેદ ઉભો થાય. તેવે પ્રસંગે એવી કઇ શક્તિ એક અથવા બીજી રીતે નિર્ણય કરી આપે છે. વળી કોઈ વેળા રાજમંડળ પાસે નિર્ણય માટે એકાદ બાબત આવે છે અને તેનો નિર્ણય અમુક રીતે જ કરવા માટેની પુષ્ટિમાં પક્ષના સભ્યો તરફથી એવો પ્રબળ મત દર્શાવવામાં આવ્યો હોય છે કે રાજમંડળને તે સ્વીકારવાની લગભગ ફરજ પડે છે. રાજમંડળ પણ જેને તાબે થાય એવી શક્તિ કયાં છે? આનો સૌથી ઉત્તમ જવાબ તો એ જ છે કે કોઈ રાજદ્વારી પક્ષના એક અથવા વધારે મુખ્ય નેતાઓની આગેવાની હેઠળ આખા દેશમાંના તે પક્ષના કામકાજની વ્યવસ્થા કરનારા સૌથી ચંચળ અને ઉત્સાહી માણસો તે પક્ષમાં ઘણુંખરૂં સર્વોપરી સત્તા ધરાવે છે. કેટલીકવાર પક્ષના નામના આગેવાનની ગણના આ મૂખ્ય માણસોમાં થાય છે; કેટલીકવાર તેમ થતું નથી. પણ આ માણસો જાતે જે પદવી ભોગવતા હોય તેનાથીજ તેમને બળ પ્રાપ્ત થાય છે એમ નથી, પણ પોતાના પક્ષના સૌથી ચંચળ અને આગ્રહી કામ કરનારા એક યા બીજી રીતે તેમના કબ્જામાં હોવાથી તેમનામાં એ બળ આવે છે. જો આ ખરૂં હોય તો, આપણી ઇંતેજારી ખચિત જ સકારણ નીવડે છે. આમ સભા વહીવટ કરનાર રાજતંત્રની નિમણુક કરે છે અને કાયદા ઘડવાના કામ ઉપર સંપૂર્ણ રીતે અંકુશ ધરાવે છે. એ સભામાં બહુમતિ ધરાવનાર પક્ષ સભા ઉપર સંપૂર્ણ અધિકાર ભોગવે છે. એ પક્ષમાંના સૌથી આગ્રહી અને ઉત્સાહી કામ કરનારાઓ પોતે સૌથી વધુ પસંદ કરતા હોય એવા રાજદ્વારી પુરૂષોની દેખરેખ હેઠળ પોતાના પક્ષ ઉપર અધિકાર ચલાવે છે. આ સઘળાનું તાત્પર્ય એટલુંજ નીકળે છે કે રાજ્યમાંની સર્વોપરી સત્તા અંતિમ વિચાર ધરાવનારા પક્ષકારોના તથા એ પક્ષકારો જે રાજનીતિજ્ઞોને સૌથી વિશેષ પ્રશંસનીય ગણે તેઓના હાથમાં રહે છે. આના કરતાં ઓછો સંતોષકારક લાગે એવા રાજતંત્રના નમુનાની કલ્પના કરવાનું ભાગ્યે જ બની શકે. એમ છતાં

આ સર્વ સત્ય છે. એવો ઢોંગ બતાવવામાં આવે છે કે આમ સભા એ લોકોના પ્રતિનિધિરૂપે છે. પણ ખરૂં જોતાં આમ સભાના સભ્યો પસંદ કરવા માટે લોકોને પ્રબળ અધિકાર નથી, તેમ એક વેળા તેના સભ્યો પસંદ થયા પછી એના ઉપર નિશ્ચિત અધિકાર પણ નથી. વહીવટ પ્રમાણે, લોકોની પસંદગી માટે રજુ કરવામાં આવેલા જુદા જુદા પક્ષોના ઉમેદવારોમાં ચુંટણી કરવાની તક માત્ર લોકોને મળે છે. આગ્રહી પક્ષકારો આ ઉમેદવારો પસંદ કરે છે, અને મતાધિકાર ભોગવનારાઓ માટે એટલું જ નક્કી કરવાનું રહે છે કે સંરક્ષણવાદી કે ઉદારમતવાદી પક્ષકારોએ નીમેલા માણસને તેઓએ પોતાના પ્રતિનિધિ તરીકે સ્વીકારવા, અથવા જુજ પ્રસંગે રાજદ્વારી પક્ષની વ્યવસ્થામાં કોઈ રીતે ઉતરે નહિ એવા મજુર પક્ષે નીમેલા ઉમેદવારને તેઓએ પસંદ કરવા. સ્વતંત્ર ઉમેદવારો પાર્લામેન્ટમાં સભ્ય થવા ઉભા રહે તો હરકત નથી અને તેઓ કેટલીકવાર એમ ઉભા થાય છે. પણ હમણાની પરિસ્થિતિમાં ઉમેદવાર ચુંટી કાઢવા માટે એવી વ્યવસ્થા અને ગોઠવણની જરૂર રહે છે કે સ્વતંત્ર ઉમેદવાર કોઇ પક્ષ તરફથી નીમાએલા ઉમેદવાર સાથે લડતમાં ઉતરે તો તેને ભારે મુષ્કેલી નડે છે. આવો ઉમેદવાર ચુંટણીમાં ફતેહ મેળવે એ દુનીઆમાં ભાગ્યે જ બને એવું છે. સ્વતંત્ર ઉમેદવારો જે ખરો લાગવગ ધરાવે છે તે માત્ર તેમના મતો મેળવવા માટેની રાજદ્વારી પક્ષોના વ્યવસ્થાપકોની ઇચ્છાને લઇને છે. પણ આનું પરિણામ ઘણું થોડું આવે છે. કારણ કેટલીક તકરારી બાબતોમાં બન્ને બાજુ ઉપરના આગ્રહી પક્ષકારો એટલા ચિંતાગ્રસ્ત થઇ જાય છે કે તેઓ કોઇપણ પક્ષથી અલગ હોય એવા લોકોની લાગણી લક્ષમાં લઈ તેમના વિચાર પ્રમાણે ચાલવાની ભાગ્યે જ દરકાર કરે. અને જ્યારે સભાની વરણી પુરી થાય છે ત્યારે એ જ પ્રમાણે જાહેર અભિપ્રાય તરફ ધ્યાન અપાતું અટકે છે. હવે પછીની બીજી સામાન્ય ચુંટણી વેળાએ ટેકો મેળવવા કંઈ કરવામાં આવશે; પણ રાજઅમલ ભોગવતા પક્ષનાં માણસોને ખરેખર કંઈ દરકાર હોય તો માત્ર પોતાની રાજ-

નીતિ સફળ કરવા માટે તેઓ સઘળું જોખમ ખેડવા તૈયાર રહેશે. તેઓ જે આગેવાનો ઉપર ભરોસો રાખતા હોય તેમાંના એકાદની આંટ ભયમાં આવી પડતી હોય ત્યારે તેઓ આમ કરશે એમાં શક નથી. જોખમભર્યું તો એ છે કે વિસ્તીર્ણ તથા બરાબરી ન થઇ શકે એવાં બ્રિટિશ શહેનશાહતના સૌથી ઉચ્ચ કોટીના અધિકાર ઉગ્ર સ્વભાવના, હઠીલા અને અસ્થિર મનના માણસોના બનેલા બે સમૂહોમાંથી વારાફરતી એકના હાથમાં આવે છે.

આ ભય એટલો બધો રહે છે કે કોઇ અમુક બાબત ઉપર સકળ જનસમૂહનો મત (Referendum) લેવાના કામને એથી ઘણો મજબુત ટેકો મળે છે. ભારે મહત્ત્વના મુસદ્દા ઉપલી સભા મંજુર નહિ કરે તેવે પ્રસંગે સકળ જનસમૂહના મત મારફત લોકોને પોતાનો અભિપ્રાય જાહેર કરવાની તક આપવાની સંરક્ષણવાદી રાજનીતિજ્ઞોએ સૂચના કરી હતી. સંરક્ષણવાદીઓ ઘણો ભારે તથા રાજબંધારણની વધારે જુના કાળની અમીરવર્ગને લગતી પરંપરા સાથે દેખીતી રીતે અયુક્ત જણાય એવા ફેરફાર કરવાની હિમાયત કરે એ કદાચ અનિયમિત લાગે. પણ એથી ઉલટું દેશમાંના સૌથી પ્રબળ રેડિકલ પક્ષકારોની સંપૂર્ણ સત્તા હેઠળ વખતોવખત મુકાયા જવું, એ લોકો પાસે ચુંટાવવા રજુ થવા કરતાં સંરક્ષણવાદને વધારે ભારે જોખમકારક છે. કારણ સંરક્ષણવાદી રાજદ્વારી પુરુષો જેમ વધારે અને વધારે માહિતગાર થતા જાય છે તેમ અંગ્રેજ પ્રજા સંરક્ષણવાદ તરફ દઢતાથી વળતી જાય છે, અને સઘળી ગુંચવણભરી બાબતોની ગણના ન કરીએ તો પણ ભારે રાજક્રાંતિ કરાવનારી બાબત તેઓ આગળ રજુ કરવામાં આવે તો તેઓ તેનો સ્વીકાર કરે એ અસંભવિત છે.

અત્યાર સુધી રાજબંધારણને લગતા ઝઘડામાં માત્ર બે મુખ્ય દરખાસ્તોના સંબંધમાં સંરક્ષણવાદે આગળ પડતો ભાગ લીધો છેઃ એક

મજબૂત અને સુધારેલી ઉપલી સભા રચવા માટેની દરખાસ્ત અને બીજી મહત્ત્વના સવાલોના નિરાકરણ માટે સામાન્ય વરણી કરવાની દરખાસ્ત. પણ રાજબંધારણને લગતો બીજો અને ઘણો વધારે જોખમકારક ફેરફાર સ્વીકારવા કેટલાક સલાહકારો તરફથી સંરક્ષણવાદીઓ ઉપર ભારે દબાણ કરવામાં આવ્યું છે. અન્ય સ્થળે જણાવ્યા પ્રમાણે, સામ્રાજ્ય તરફની એમની સહાનુભૂતિથી જુદાં જુદાં સંસ્થાનો વધારે ધાડા સંબંધમાં આવે એવી પતાવટને મળતી કોઇ વ્યવસ્થા અનુસાર શેહેનશાહતને એકઠું કરવાની ઇચ્છા તેઓ ધરાવતા થયા છે; અને એવી સૂચના કરવામાં આવી છે કે તેઓએ તેમના વિરોધીઓની સ્વરાજ્ય ( Home Rule )ની રાજનીતિ ઉપાડી લેવી અને તેમાં કેટલાક ફેરફારો કરી, તે મારફત સંયુક્ત સામ્રાજ્ય ઘડવા માટેની યોજના કરવી. જો યુનાઇટેડ કિંગડમને ઇંગ્લંડ, સ્કૉટલંડ, આયરલંડ તથા વેલ્સનાં ચાર રાજ્યોમાં વહેંચી નાંખવામાં આવે તો તેમના ઉપર કોઈ મધ્યસ્થ સામ્રાજ્યની પાર્લામેન્ટ રહેવી જોઇએ એમ જરુરતું લાગે, અને કદાચ, વખત જતાં દરીઆપારનાં મહાન સંસ્થાનો પણ એ પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે. કલ્પનાના ઘોડા દોડાવનારા કેટલાક માણસોને આવા વિચાર આવે છે. કેટલાક સંરક્ષણવાદી પત્રકારો પ્રથમ દૃષ્ટિએ આ સૂચનાંથી લોભાયા હોય એમ લાગ્યું, છતાં આખા પક્ષે નિશ્ચિત રીતે તેને તરછોડી કાઢી છે. સ્વરાજ્ય સામાના બીજા સબળા વાંધાઓ બાજુએ રાખીએ છતાં સામ્રાજ્યની દૃષ્ટિએ યુનાઇટેડ કિંગડમના ચાર વિભાગોને જુદા પાડવાના તથા તે ઉપર સંયુક્ત રાજ્યની ઇમારત રચવાના માર્ગમાં મુખ્ય અડચણ ઉભી રહે છે. રાષ્ટ્રીય પક્ષ ( Nationalist Party ) તરફથી આયરલંડ માટે જુદી પાર્લામેન્ટ આપવાનો આગળ કરવામાં આવેલો દાવો એવાં વચન ઉપર રચાયો છે કે આયરલંડ અને ઇંગ્લંડ બન્ને જુદાં જુદાં રાષ્ટ્ર છે, અને જેઓ યુનાઇટેડ કિંગડમને ચાર રાજ્યોમાં વહેંચી નાંખવા તૈયાર થાય છે. તેઓ એમ જ જણાવે છે કે દરેક વિભાગ ભિન્ન રાષ્ટ્ર થાય

અને ખરેખર અત્યાર પહેલાં દરેક ભાગ એવો ગણાયો છે. રાષ્ટ્ર એ ઘણો અચોક્કસ અર્થવાળો શબ્દ છે. એમ છતાં જ્યાં સુધી રાષ્ટ્ર તરફના દાવાનો આશય સુપ્રિય સ્થાનિક ભાવનાને વિસ્તૃત કરવા સિવાય બીજો રહેતો નથી ત્યાં સુધી અર્થનાં આ સંદિગ્ધપણાથી કંઈ હેરાનગતી કે નુકસાન પહોંચતું નથી. પણ જો રાષ્ટ્રના પાયા ઉપર જુદી જુદી પાર્લામેન્ટ રચવામાં આવે તો રાષ્ટ્ર માત્ર ભાવના ન રહેતાં તેમાંથી વિશેષ અર્થ નીકળવા માંડે છે. એથી એવી જુદી જુદી ભાવનાઓ પોષાય છે કે તેમાંથી ખરો વિરોધ અને વિભાગ શરૂ થાય છે અને આખરે ધારીએ તેમ ભેદ પડતાં લડાઇ થાય છે. લોકોને એક વેળા ખાતરી કરી સમજાવો કે તેઓ રાષ્ટ્ર છે, તો તેઓ જે સંપૂર્ણ સ્વતંત્રતા મારફત રાષ્ટ્રની ભાવના સર્વથા ફળીભૂત થાય તે સ્વતંત્રતા મેળવવા આતુર થવા માંડશે. રાષ્ટ્રની પંક્તિ ઉપર આવવું એ દુનીઆની સ્વતંત્રતા ભોગવતી પ્રજાઓની હરોલમાં આવવા બરાબર છે; નૉરવેની માફક આગળ વધી શહેનશાહતનું પદ ધારણ કરવા માટે આગ્રહ ધરવા જેવું છે. આને લીધે જ યુનાઇટેડ કિંગડમને સંયુક્ત સામ્રાજ્ય બનાવવાની યોજનાથી સંરક્ષણવાદીઓની સામ્રાજ્યની ભાવના અસરકારક રીતે છેવટની દૂર ખસી જાય છે. કારણ યુનાઇટેડ કિંગડમમાં ચાર રાષ્ટ્ર ઉભા કરવાં એ સામ્રાજ્યને એકત્ર કરવા કરતાં તેના વિભાગ પાડવા અને અત્યાર સુધી અવિભક્ત રહેલી સંસ્થાના કટકા કરવા બરાબર છે.

સંયુક્ત સ્વરાજ્યની ભાવનામાં યુનાઇટેડ કિંગડમની અંદર જુદાં જુદાં રાષ્ટ્રના સ્વીકારનો સમાસ થતો હોવાથી સંરક્ષણવાદીઓ તે તરફ ખેંચાતા નથી એમ હકીકત હોય, તો આયરલંડમાં સ્વરાજ્ય સ્થાપવાને લગતો એ યોજનાનો ભાગ તેમને તિરસ્કારયુક્ત જણાય છે, કેમકે તેમના વિચાર પ્રમાણે તે અંતિમ વિચારવાળા ઉદારમતવાદથી ભારોભાર છંટકાએલી ચળવળના સફળ પ્રયત્ન રૂપે છે. સંરક્ષણવાદીઓના વિચાર પ્રમાણે મી. પારનેલ તથા મી. ડેવિટની સરદારી હેઠળ ચલા-

વવામાં આવેલી જમીન બાબતના સંઘની લડત ( Land League Agitation ) કરતાં અર્વાચીન રાજપ્રકરણમાં બીજી કોઈ પણ ચળવળ અંતિમ ઉદારમતથી વિશેષ રંગાએલી નથી. તેને અંગે જે અત્યાચારો થયા તથા ધમકીઓ આપવામાં આવી, જે ભીષણ ગુન્હાએ અનિષ્ટ રીતે એની સાથે સાથે બન્યા, અવિચારીપણે ખાનગી મિલકતની ઉપેક્ષા કરવામાં આવી અને ઘાતકી રીતે જે જુલમ કરવામાં આવ્યો તે સઘળું ફ્રાન્સની રાજક્રાંતિ વખતે જે જુસ્સો ફેલાયો હતો તેના કેટલાક ખરાબમાં ખરાબ લક્ષણોને બરાબર મળતું આવતું હતું. જે પક્ષનો ઇતિહાસ આટલો બધો કલંકિત છે તે પક્ષના હાથમાં આયરલંડની પાર્લામેન્ટ જઈ પડે એમ હોવાથી સંરક્ષણવાદ બને તેટલી હદે તેની સામા પડે નહિ તો તે અંતિમ ઉદારમતવાદના વિરોધી તરીકેના પોતાના કર્તવ્યમાં ચુકતો ગણાય. માટે સંરક્ષણવાદનું મુખ્ય કામ એજ રહે છે કે તેણે યુનાઇટેડ કિંગડમની પાર્લામેન્ટનું ઐક્ય ટકાવી રાખવું તથા આયરલંડના રાષ્ટ્રીય પક્ષની આગેવાની હેઠળ ત્યાં જુદી પાર્લામેન્ટ સ્થપાય તેની સામા ખાસ કરીને વિરોધ દર્શાવવો.

આયરલંડમાં સ્વરાજ્ય સ્થાપવાની વિરૂદ્ધ પડવા માટે કરવામાં આવેલા ઠરાવને લઇને સંરક્ષણવાદી પક્ષ ઉપર એવી ફરજ આવી પડે છે કે આમ સભામાં કામનો જે જમાવ થાય છે તેના નિકાલ માટે તેમણે કંઈ માર્ગ કાઢવો, કેમકે એ જમાવને લીધે જ સ્વરાજ સ્થાપવાની જરૂર લાગે છે એવી કેટલીક વેળા તકરાર લેવામાં આવે છે. આયરલંડ માટે જુદી પાર્લામેન્ટ સ્થાપવાથી અથવા યુનાઇટેડ કિંગડમના ચાર વિભાગો માટે ચાર જુદી પાર્લામેન્ટ સ્થાપવાથી કામનો આ જમાવ ખરેખર ઘટવાનો નથી. કારણ સૌથી ગંભીર પ્રકારનો જે જમાવ થાય છે તે આખા યુનાઇટેડ કિંગડમને લગતાં કામકાજના સંબંધમાં હોય છે. આમ સભાની વધારે ક્ષુલ્લક, ઝીણી તેમજ ઓછી અગત્ય બાબતોને લગતી ફરજો તેની પાસેથી

લઇ લેવાની કંઈ ગોઠવણ કરી આ જમાવના નિકાલ માટે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ. કામનો નિકાલ કરવા સમિતિને। મોટા પ્રમાણમાં ઉપયોગ કરવાથી આ બાબતમાં ઘણું થઇ શકે. કેટલાંક કારણો માટે આમ સભાને બે ભાગમાં વહેંચી નાંખવાની અથવા આમ સભાએ પોતામાંથી જુદાં મંડળો સ્થાપી તેમને જે પ્રકારનાં કામો મોકલવામાં આવે તેનો તેમણે નિકાલ કરવાની વ્યવસ્થા મારફત કામનો બોજો ઘટશે એટલું જ નહિ પણ સ્વરાજ્ય સ્થાપવાની કંઈ પણ યોજના કરતાં તે વધારે સફળ થશે. અને એટલું યાદ રાખવું જોઇએ કે કામના જમાવની મુશ્કેલી માત્ર આમ સભાને જ નડે છે. તે અમીર સભાને કે વહીવટ કરનાર રાજતંત્રને નડતી નથી. આ મુશ્કેલીનું નિવારણ કરવા માટે સંરક્ષણવાદીઓએ જે તે કામ માટે જરૂરનું હોય તેનાથી વિશેષ ફેરફાર ન કરવાના પોતાના સિદ્ધાંત પ્રમાણે મંડી પડવું જોઇએ.

આમ સભાની બાબતમાં, તેમજ પાર્લામેન્ટને લગતાં આખાં બંધારણની બાબતમાં, સંરક્ષણવાદે હેઠળનાં વચન પ્રમાણે ચાલવું જોઇએ: 'હું ફેરફારનો સદંતર બહિષ્કાર કરીશ નહિ: પણ જ્યારે જ્યારે હું ફેરફાર કરીશ ત્યારે ત્યારે અસલને ટકાવી રાખવા માટે જ કરીશ.' આવી પ્રાચીન અને આવી ભવ્ય ભાવના ઉપર જે ઇમારત ઉભી થઈ છે તે તરફ ઉદ્ધાર કરનારાએ પૂજ્ય બુદ્ધિથી વર્તવું, પણ રાજબંધારણ તરફથી મળતા સંરક્ષણ હેઠળ જેઓએ લાંબા સમય સુધી સ્વતંત્રતા અનુભવી છે અને જેઓ સંસ્કૃતિમાં આગળ વધ્યા છે, તેઓએ જેની તરફથી તેમના ઉપર આટલો ઉપકાર થયો છે તેને વગર વિચાર્યા, અધીરા અથવા બિન જરૂરના ફેરફારો કરી બગાડી નાંખવું એ તેમને માટે યોગ્ય નથી.



# પ્રકરણ ૯ મું.

## ઉપસંહાર

આ પુસ્તકમાં રાજદ્વારી સંરક્ષણવાદને ફ્રાન્સમાં થએલા રાજ-વિપ્લવને પરિણામે શક્તિ તરીકે કામ કરવા માંડતો અને એ રાજ-વિપ્લવે જે જે પ્રવૃત્તિ ઉભી કરી તેની સામા લડત ચલાવતો આપણે જોઈ ગયા છીએ. એવી તકરાર ઉઠાવવામાં આવી છે કે ઘણા જુના સમયથી ઇતિહાસમાં મળી આવતા અને રાજવિપ્લવને લીધે તથા તે સામે ઉઠેલા વિરોધને લીધે વ્યવસ્થિત શક્તિ તરીકે એકત્ર થએલા ત્રણ ભિન્ન પ્રકારના અભિપ્રાયો સંરક્ષણવાદમાં એકઠા મળે છે. આ ત્રણ તત્વો નીચે પ્રમાણે છે: પ્રથમ નૈસર્ગિક સંરક્ષણવાદ, એટલે સઘળા માણસોનાં મનમાં લપાઈ રહેલો અણજાણી વસ્તુ તરફનો અણવિશ્વાસ તથા જાણીતી વસ્તુ તરફનો પ્રેમ; બીજું ટોરીવાદ, અથવા સંપ્રદાય અને રાજાનો બચાવ, એટલે ધર્મ અને સત્તા પ્રત્યે પૂજ્યભાવ; અને ત્રીજું જે બીજાં સારાં નામને અભાવે સામ્રાજ્યવાદ કહેવાય છે તે, એટલે દેશની મહત્તા વધે તે માટે તથા જે ઐક્યને લીધે એ મહત્તા વધે તે ઐક્ય માટે પ્રેમ. સંરક્ષણવાદની રાજનીતિમાં આ ત્રણે તત્વો એકઠાં થએલાં હોય છે. કંઈક અંશે જે હસ્તીમાં હોય તે માટેના નૈસર્ગિક સંરક્ષણવાદી પ્રેમને લીધે તથા કંઇક અંશે ક્રાંતિમય ફેરફારો કરવાના હિમાયતીઓ તરફથી વ્યક્તિઓ ઉપર જે અન્યાય થવાની ધાસ્તી રહે તે અન્યાયના ભયને લીધે સંરક્ષણવાદીઓ રાજબંધારણનો, મિલકતનો તથા વિદ્યમાન સામાજિક વ્યવસ્થાનો બચાવ કરે છે. ટોરીપક્ષ સંપ્રદાયને ચુસ્ત રીતે વળગી રહ્યો તેથી જે ધાર્મિક સિદ્ધાંતો ઉપલબ્ધ થયાં હતાં તે સિદ્ધાંતો ઉપર નૈતિક દૃષ્ટિએ અન્યાય સામેનો આ વિરોધ રચાયો છે; અને એ જ કારણને લઇને સંરક્ષણવાદીઓ સંપ્રદાયને રાજ તરફથી મળતા ટેકાનો

તથા તે માટેની નિમણુકોનો બચાવ કરે છે અને લોકોનાં છોકરાંઓને માટે કાર્યસાધક રીતે ધાર્મિક કેળવણી આપવાનાં કામને પુષ્ટિ આપે છે. પણ જે ધાર્મિક ભાવનાને જોરે અન્યાય સામે વિરોધ બતાવવામાં આવે છે તે જ ભાવનાને જોરે નિર્ધનતા તથા તેની સાથે રહેતાં સંકટોને લીધે લોકોને જે ખમવું પડે તેનો સ્વીકાર કરવાની આનાકાની કરવી પડે છે. આથી ગરીબ લોકોની સ્થિતિ સુધારવા માટે યોજાએલા સામાજિક સુધારણાના પ્રયોગો સાથે પણ સંરક્ષણવાદને સંબંધ હોય એમ ધારવામાં આવે છે. આ હેતુઓ તથા દેશની મહત્તા વધારવા માટેના સામ્રાજ્યવાદીઓના ઉત્સાહથી સંરક્ષણવાદીઓ, ડહાપણથી કે મૂર્ખાઇથી, ટારિફના સુધારાની રાજનીતિ સ્વીકારવા લલચાયા હતા, કેમકે એમ ધારવામાં આવતું હતું કે એ રાજનીતિ મારફત રાષ્ટ્રના વેપાર તથા ઉદ્યોગનાં હિત જળવાશે અને સાથે સાથે માતૃભૂમિ સાથે વધારે ગાઢો સહકાર કરવા રાજ્યનાં વસાહતી સંસ્થાનોને ખેંચવા માટે અનુકૂળ વ્યવસ્થા થઇ શકશે. વળી સામ્રાજ્યવાદ રાષ્ટ્રના બચાવ માટે છૂટે હાથે ગોઠવણ કરવા આગ્રહ ધરે છે અને નૌકાની સર્વોપરી સત્તા ટકાવી રાખવા ખાસ કરીને આતુર રહે છે, કેમકે એ સત્તા ઉપર બ્રિટિશ ટાપુઓની સલામતીનો આધાર રહે છે; અને રાષ્ટ્રનો ઠરેલો વ્યવસાય સત્ય છે એવી ધાર્મિક માન્યતાથી ઉત્તેજન મળવાથી તેમજ તે મારફત તેના ઉપર અંકુશ રહેવાથી એ એવો આગ્રહ કરે છે કે પરદેશો સાથેના વ્યવહારમાં રાષ્ટ્રની સત્તા ટકાવવી જોઇએ, અને એ માર્ગે આગળ વધવા માટે વપરાવવી જોઇએ. આ પ્રમાણે ત્રણ તત્વો સંરક્ષણવાદની રાજનીતિને પ્રોત્સાહન આપવા સાથે કામ કરે છે, અને સ્વદેશાભિમાનથી ઉભરાતા ઉત્સાહ તથા ધાર્મિક શ્રદ્ધાની ઉચ્ચ વિવેકપુરઃસર ભાવનાથી પ્રેરિત થતો, રચનાત્મક, અને ડહાપણભર્યો રાજદ્વારી ધ્યેય નક્કી કરે છે; માણસજાત ઉપર આવતાં સંકટો માટે કાળજી રાખે છે, પણ સાથે ન્યાયના ધર્મ ટકાવી રાખવા ઇંતેજાર રહે છે; અનુભવને વિવેકથી પૂજ્ય ગણી પ્રવૃત્તિને દાબમાં રાખે છે અને જે તત્ત્વોની કસોટી થઇ

હોય અને પરંપરાને લઇ જે તત્ત્વો દઢ થયાં હોય તે તત્ત્વોને આધારે પ્રગતિ કરી તેને કાર્યસાધક બનાવે છે.

અલબત્ત વ્યાવહારિક રાજપ્રકરણમાં સંરક્ષણવાદ ઉદારમતવાદ તેમજ સમષ્ટિવાદનો વિરોધી છે. પણ રાજદ્વારી ભાવનાની પદ્ધતિ તરીકે એને ગણીએ તો એ બેમાંના એકનો પણ પ્રત્યક્ષ રીતે એ વિરોધી નથી. ઉદારમતવાદની વિશિષ્ટ ખાસીયત એ છે કે તે સ્વતંત્રતા માટે સ્નેહ ધરાવે છે એમ કદાચ કહી શકાય. ખચિત સંરક્ષણવાદ સ્વતંત્રતાનો વિરોધી નથી, બે બાજુએથી તે સ્વતંત્રતા તરફ ઢળે છે અને તેનો બચાવ કરી તેને ટકાવી રાખે છે. પ્રજાની સ્વતંત્રતા એ ઈંગ્લંડનાં રાજબંધારણની પદ્ધતિનો એવો મોટો આશય છે કે કોઈપણ પક્ષ સ્વતંત્રતાના સિદ્ધાંતોનો બચાવ કર્યા વિના પરંપરાથી ઉતરી આવેલા રાજબંધારણનું રક્ષણ કરી શકે નહિ. અને સ્વતંત્રતા ઉપર ગંભીર પ્રકારના હુમલા આણવા માટે ભારે ફેરફારો કરવાની જરૂર પડે. પણ સંરક્ષણવાદ અણજાણ્યા પ્રયોગો તરફના પોતાના અણવિશ્વાસને લઇને સ્વાભાવિક રીતે આ ફેરફારોની સામા પડે છે. એમ છતાં વ્યક્તિઓને અન્યાય થતો અટકાવવાના કામ મારફત ઓછામાં ઓછા જાતિય સ્વતંત્રતાનાં સૌથી આવશ્યક અંગોને જાળવી રાખવાં પડે છે. હમણાના વખતમાં સ્વતંત્રતાનાં સિદ્ધાંતોનું ઉલ્લંઘન કરવા સંરક્ષણવાદ કરતાં ઉદારમતવાદ ઘણા મોટા પ્રમાણમાં લલચાય એવો સંભવ રહે છે; કારણ જે આગ્રહી સુધારક ઝડપથી આગળ ધપવા અને પોતે હોંસથી પોષેલી યોજના પોતાની હૈયાતીમાં ફળીભૂત થતી જોવા આતુર હોય તે વ્યક્તિઓની સ્વતંત્રતાની આડે આવ્યા વિના તથા તેમની મિલકતને કથળાવ્યા વિના પોતે હેડે ધરેલા આશય પાછળ મંડયા રહેવાનું ભાગ્યે જ શકય માનશે. સમાજ સુધારાની કંઇ યોજના અમલમાં મુકવા માટે જ્યારે ઉદાર-મતવાદ રાજ સત્તાની મદદ લે છે ત્યારે સ્વાભાવિક રીતે ટોરીઓની કામ કરવાની રીતનું તે અનુકરણ કરતો લાગે છે; પણ એ પ્રમાણે ટોરીવાદનું અનુકરણ કરવામાં તે તેનાં સિદ્ધાંત કુદાવી આગળ જાય છે. કારણ

સત્તાનો ઉપયોગ કરવાનું સ્વાભાવિક રીતે ટોરી પક્ષે શરૂ કર્યું હતું. અને સંરક્ષણવાદીઓએ દર્શાવેલાં ડહાપણ તથા ન્યાયબુદ્ધિની અસર પહોંચી ન હોત તો જેટલી છૂટથી સમષ્ટિવાદ રાજસત્તાનો ઉપયોગ કરે એમ આપણે ધારીએ છીએ તેટલી જ છૂટથી એ સત્તાનો ઉપયોગ કરવા ટોરીઓને પગલે ચાલનારા કદાચ તૈયાર થઇ ગયા હોત. બન્ને સંરક્ષણવાદ તથા ઉદારમતવાદ ખરેખર એક તરફથી ઓગણીસમી સદીની શરૂઆતના જુના વિચારના વ્યક્તિગત ઉદારમત-વાદની તથા બીજી તરફથી સમષ્ટિવાદની પ્રવૃત્તિ અનુસાર કામ કરવાની રીતની વચ્ચેની કોઇ રીતે કામ કરતા હોય એમ જણાય છે.પણ સંરક્ષણ-વાદની તરફેણમાં એટલું તો કહી શકાય કે ઉદારમતવાદ કરતાં વધારે અનુકૂળ આશ્રય હેઠળ તેણે સ્વતંત્રતા અને સત્તા વચ્ચે સમાધાન કરાવ્યું છે; કારણ ધર્મનાં પ્રમાણ માટેના તેના આદરને લઈ તે એવાં ધોરણની મદદ લઇ શકે છે કે જે મારફત સ્વતંત્રતા અથવા સત્તાના હદ ઉપરાંતના ઉપયોગ સામે સારી રીતે બચાવ થઈ શકે. એક તરફથી માણસનાં ચારિત્ર્યની અગત્યતા તથા ન્યાયનું પવિત્રપણું, અને બીજી તરફથી સત્તા માટેનો આદર તથા માણસનાં સંકટ પ્રત્યે કરૂણા એ સઘળાંને લીધે સમાજસુધારાના કામ માટે ધાર્મિક દૃષ્ટિબિંદુ સૌથી સલામત અને સૌથી વ્યાવહારિક નીવડે છે. ખુદ ટોરીવાદમાં પણ સલામતી જાળવી રાખવામાં મદદ કરે એવા વિચારપૂર્વક ઠરેલા સિદ્ધાંતો છે, અને જ્યારે એ વાદમાં નૈસર્ગિક સંરક્ષણવાદીનું ડહાપણ ઉમેરાય છે ત્યારે તે સમાજસુધારકને માટે સૌથી કાર્યસાધક તથા સૌથી સહી-સલામત રાજકીય માર્ગદર્શક થાય છે.

જો સંરક્ષણવાદ ઉદારમતવાદનો કેવળ વિરોધી ન હોત, તો સમાજસુધારાનું કામ આગળ વધારવામાં કંઈ નહિ તો સમષ્ટિ-વાદના કેટલાક હેતુઓ તરફ તે સહાનુભૂતિ દર્શાવતો હોત એમ વખતોવખત જણાયા વિના રહેતે નહિ. પણ સમષ્ટિવાદની પ્રવૃત્તિમાં અંતિમ ઉદારમતવાદનું એવું તત્વ રહેલું છે, અથવા કંઈ નહિ તો

સંરક્ષણવાદી આંખે એવું તત્વ રહેલું દેખાય છે, કે જે તત્વની સામા સંરક્ષણવાદીઓએ સો કરતાં વધારે વર્ષો સુધી પોતાનો વિરોધ દર્શાવ્યો છે. અંતિમ ઉદારમતવાદી કેટલીક વેળા એટલી હદે આગળ જતો કે તેનું અનુકરણ કરવા કોઇ વિચારવંત સમષ્ટિવાદી સ્વપ્ને પણ ધારે નહિ; પણ કેટલીક વેળા સમષ્ટિવાદીની ભાષા અંતિમ ઉદારમતવાદના રંગથી રંગાએલી હોય છે. આપણે કેટલીક વખત ખાનગી હક્કોની અવિચારીપણે થતી અવજ્ઞા મારફત, જેઓને હાથે તેમની કંઇ પણ ભૂલ વિના કંઈ ખરો અથવા માની લીધેલો ગેરઉપયોગ થયો હોય તેમની તરફ ઘાતકી રીતે બતાવવામાં આવતા તિરસ્કાર મારફત, અને સમાજની એક સ્થિતિમાંથી બીજી ધીમે ધીમે ખીલવવા કરતાં જે સુધારા માટે કાચો-પોચો વિચાર કરવામાં આવ્યો હોય તેની પુષ્ટિમાં સંસ્થાઓનો સદંતર નાશ કરવાની મનોવૃત્તિ મારફત અંતિમ ઉદારમતવાદીના વિચારોનું ભાન થાય છે. સમષ્ટિવાદની પ્રવૃત્તિમાં આ તત્વો માલમ પડતાં હોવાથી એટલા પુરતો સંરક્ષણવાદ તેની વિરૂદ્ધ રહે છે. અંતિમ ઉદારમતવાદનો પ્રતિરોધ કરવા માટે સંરક્ષણવાદ હસ્તીમાં આવ્યો, અને આજ સુધી એ જ એનું સૌથી આવશ્યક અને પ્રધાન લક્ષણ રહ્યું છે. પણ સમષ્ટિવાદીઓને ન્યાયના સિદ્ધાંતોને કાળજીપૂર્વક પૂજ્ય ગણવા તથા પોતાના કાર્યક્રમમાંથી વેરભાવ સદંતર દૂર રાખવા સમજાવવામાં આવે તો તેમની દરેક સૂચનાનો તેના ગુણદોષ ઉપર વિચાર કરતાં સંરક્ષણવાદીઓને કંઇ હરકત આવે એમ નથી. છતાં દોલત ઉત્પન્ન કરવામાં તથા તેની વહેંચણી કરવામાં હમણા હરીફાઈ જે અધિકાર ચલાવે છે તે બીલકુલ રદ કરવાનું અથવા ઘણે મોટે ભાગે ઘટાડવાનું કેટલે દરજ્જે શક્ય છે તે બાબત સંરક્ષણવાદીને ખાતરી કરી આપવા માટે અત્યાર સુધી આગળ કરવામાં આવેલાં આર્થિક પ્રમાણો કરતાં વધારે સારાં પ્રમાણોની જરૂર પડશે.

એ સ્મરણમાં હશે કે આ પુસ્તકમાં સંરક્ષણવાદના ઉચ્ચ આશય ધ્યાનમાં રાખી ચર્ચા ચલાવવામાં આવી છે. બીજા રાજ-

દ્વારી પક્ષોની પેઠે પક્ષાપક્ષીની રાજકીય બાબતોમાં સંરક્ષણવાદમાં પણ કેટલાંક હલકાં તત્વો અમલ ચલાવે છે એ નિર્વિવાદ છે. સંરક્ષણવાદની સમાલોચના કરનાર એવી ફરિયાદ કરી શકે કે સ્વાર્થબુદ્ધિ, ધનતૃષ્ણા અને સર્વ જાતના દારૂ માટેનો કોઇપણ જાતના અંકુશ વિનાનો શોખ, એ સઘળાંએ સંરક્ષણવાદી રાજદ્વારી પુરૂષોને ફત્તેહ મેળવવામાં મદદ આપી હતી. એ વિવેચન ગમે તેટલું ન્યાયી હોય, છતાં સંરક્ષણવાદના આદર્શ રૂપ સિવાય અન્ય સ્વરૂપે તેનો વિચાર કરવાનું મારા કામમાં આવી જતું લાગતું નથી. માણસની આકૃતિ દર્શાવવા મહેતન કરનાર શિલ્પશાસ્ત્રી કદરૂપી અને બદસુરત આકૃતિ કોતરવા કરતાં સર્વ રીતે પુરૂષ અને સ્ત્રી પરખાઈ આવે એવી રીતે એપોલો (સૂર્યનારાયણ) અથવા વીનસ (શુક્ર)ની આકૃતિ કોતરવા મહેનત કરે છે. જેવી રીતે કોઈ કલામય કામમાંથી અયોગ્ય લક્ષણ દૂર રાખવાની જરૂર રહે છે તેવી જ રીતે રાજકીય પુસ્તકમાં તેમ કરવા માટે ખાસ કારણ રહે છે. કારણ કે આદર્શ બતાવવાથી તેના ધોરણે કામ કરવા માણસો લલચાય છે. સંરક્ષણવાદનું જે રૂપ અહીં આલેખવા પ્રયત્ન કર્યો છે તેને અનુસરી કોઇ આ પુસ્તક વાંચી સંરક્ષણવાદી થવા લલચાય તો આ પુસ્તક વ્યર્થ જશે નહિ. ધાર્મિક અથવા સ્વદેશાભિમાની, અથવા ડહાપણભર્યા આશયથી ખેંચાઈ અંતિમ ઉદારમતવાદનાં અનિષ્ટ પરિણામો સામે લડત ચલાવનારા સંરક્ષણ-વાદીઓ જે વિશિષ્ટ ઝઘડાઓમાં પડે તેમાં તેઓ ખરા હોય કે ખોટા, પણ અમીરી ખવાસથી અને પોતાને તથા પોતાના દેશબંધુઓને ઉચ્ચ સ્થિતિએ લઇ જવાય એ રીતે તેઓ પોતાનો ભાગ ભજવશે તો બસ.

સંરક્ષણવાદનાં ધાર્મિક તથા સ્વદેશાભિમાની રૂપો નિ:સંશય સૌથી પ્રતિષ્ઠિત છે, પણ નૈસર્ગિક સંરક્ષણવાદની ક્ષુદ્ર શક્તિ જેટલાં એ રૂપો સંર-ક્ષણવાદી પક્ષ માટે ટેકો મેળવી આપવા પ્રબળ હોય એ બાબત કદાચ સંશય રહે. અણજાણી વસ્તુ માટે અણવિશ્વાસ રાખવો તથા પ્રચલિત વસ્તુ માટે પ્રેમ દર્શાવવો એ બાબત એવી છે કે જેથી કોઇ માણસ ભાગ્યે જ અજ્ઞાત

હશે; અને ખાસ કરીને હમણા જ્યારે બન્ને પક્ષના રાજદ્વારી પુરૂષો છૂટે હાથે જે વચનો આપ્યા જાય છે તે માટે સર્વત્ર કંઈક અશ્રદ્ધા જણાય છે ત્યારે આ શાંત આશયો બળવાન લાગે છે. ચાલુ રાજદ્વારી ઝઘડામાં એ આશયો તરફ દુર્લક્ષ થાય છે અને રાજદ્વારી પુરૂષો તથા પત્રકારો તે તરફ ઘણા થોડા જ ખેંચાય છે. કારણ સાહિત્ય તથા વાક્ચાતુર્ય માટે સ્વાભાવિક રીતે તેઓ વધારે સારા વિષયો પસંદ કરે છે. પણ દરેક માણસના અંતઃકરણમાં એ આશયો રહેલા હોય છે, અને તેથી જે કંઈ બને તેમાં રહેલા ભય સામે નિરંતર ચેતવણી મળે છે, અને જે બન્યું હોય તેના ગુણ સતત ગવાય છે. વધારે ઉત્કૃષ્ટ પણ ઓછી બળવત ભાવનાઓની મદદ લેવા જતાં રસોત્પાદક નહિ પણ સર્વવ્યાપી આશયો તરફ બતાવવામાં આવેલી બેદરકારીને લીધે કંઇક અંશે સંરક્ષણવાદી પક્ષ હમણા સત્તા ઉપર આવવામાં નિષ્ફળ ગયો હોય એમ બની શકે.

જે દુશ્મનને નાશ કરવા સંરક્ષણવાદ હસ્તીમાં આવ્યો હતો તે દુશ્મન સાથે લડવા માટે નજદીકના ભવિષ્યમાં તેને પોતાનું સઘળું બળ એકઠું કરવું પડશે એમ ધારવા માટે ઘણાં કારણો છે, કેમકે અંતિમ ઉદારમતવાદ ઘણાં વરસો સુધી જેટલો ભયંકર નહોતો તેટલો તે હમણા થયો છે. પણ સંરક્ષણવાદી પક્ષ પુરતી હિમ્મતથી લડતમાં ઉતરવા તૈયાર છે. અંગ્રેજો દુનીઆમાં ડાહ્યામાં ડાહી પ્રજા છે. અત્યાર સુધીમાં કોઇ પણ વખતે તેમની રાજદ્વારી બુદ્ધિ ક્ષુલ્લક બાબતમાં અથવા થોડા સમય માટે આડી દોરવાઇ ગઇ નથી. અને જે મહાન પ્રશ્નોની સંરક્ષણવાદ વિશિષ્ટ રીતે હિમાયત કરે છે તે પ્રશ્નોએ પ્રબળ રીતે તેમનો ઉત્સાહ ઉશ્કેર્યો છે. ધર્મ, સ્વદેશાભિમાન તથા ડહાપણની હિમાયત કરવામાં એ સંરક્ષણવાદ નિમકહલાલ રહે તો તે આખરે સર્વોપરી થશે તે માટે કંઈ સંશય રહેશે નહિ.

માર્ચ ૧૯૧૨.

